# કાવ્યમાધુર્ય.

એટલે

## આધુનિક (ઇ. સ. ૧૮૮૫ થી ૧૯૦૯ સુધીના સમયમાંના) લેખકોના કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ.

(સંક્ષિપ્ત માર્ગદર્શક ટિપ્પણ તથા લઘુ શબ્દકોષ સહિત)

સંગ્રહ કરનાર

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. એમ એ, એલએલ બી.

Poetry gives treasures 'more golden than gold,' leading us in higher and healthier ways than those of the world, and interpreting to us the lessons of nature

F T Palgrave.

મુખ્ય એજંટસ—એન એમ ત્રિપાઠી એન્ડ કંપની,

મુંબઈ

વિ સંવત ૧૯૮૧ ઈ સ ૧૯૨૫.

કિમ્મત રૂા ૨–૮–૦

# અર્પણ.



ગુજરાતી સાહિત્ય તરફનુ દુર્લક્ષ કંઈક ઓછુ કરી તેના ગુપ્ત ભંડારમાથી કંઇ કંઈ, જગત્‌ના પ્રકાશમા લાવવાની નમ્ર વિનતિ સાથે મારા બંધુઓ—ગુર્જર ગ્રાજ્યુએટોને સપ્રેમ અર્પણ કરૂ છુ

સંવત ૧૯૬૦ હિ. ગ. અંજારિયા

# પ્રસ્તાવના.

આ સગ્રહનો જે સ્વીકાર થયો છે તે ઉપરથી પહેલી આવૃત્તિ વખતે રખાયેલી આશા સારે અશે પૂર્ણ થયાનો સતોષ થાય, અને તે જાતની પ્રવૃત્તિ આગળ વધારવા પ્રેરણા મળે એ સ્વાભાવિક છે ઈ સ ૧૮૮૫ થી ઈ સ૦ ૧૯૦૯ સુધીની જે સમય મર્યાદામા રહી આ સગ્રહનુ સ્વરૂપ સાચવી રાખવામા આવ્યુ છે તે સમય પછી પણ એટલા બધા નવા કાવ્યો રચાઇ ચૂકયા છે કે હવે કા તો આ સગ્રહને મોટો કરવો જોઇએ અગર તેની અનુપૂર્તિ તરીકે બીજો સગ્રહ તૈયાર કરવો જોઇએ આ સબધમા ઈ સ ૧૯૧૬ ની આવૃત્તિ વખતે જે ધોરણ પસદ કરવામા આવ્યુ છે તે ધોરણનેજ વળગી રહી, સર્વપ્રિય થઈ પડેલા સગ્રહના સ્વરૂપને બદલાવવાના કરતા, અનુપૂર્તિ રૂપે બીજો સગ્રહ ઇલાયદી રીતેજ તૈયાર કરવો એ વધારે યોગ્ય માન્યુ છે તે અનુસાર ઈ સ ૧૯૦૯ પછી પ્રકટ થએલા અગર લખાએલા કાવ્યોમાથી પસદગી કરી ‘ કાવ્ય માધુર્ય–અનુપૂર્તિ ’ ગુજરાતને ચરણે ધરવા વિચાર થઈ ચૂકયો છે તે વિચાર જલદી અમલમા મૂકવાની અનુકૂળતા પ્રભુ આપો એવી પ્રાર્થના છે પ્રભુ ઇચ્છા હશે તો સવત ૧૯૮૨ ના આરભમાજ અનુપૂર્તિ તૈયાર થઈ જશે

આ આવૃત્તિ છાપવામા કે એન સેલર પ્રેસના ઉત્સાહી કાર્યવાહકોએ અને મેસર્સ એન એમ ત્રિપાઠીની કપનીએ હમેશ પ્રમાણે સદ્ભાવપૂર્વક મદદ કરી છે તેમના ઉપકાર જાહેર રીતે માનવાની આવશ્યક ફરજ બજાવતા આનદ થાય છે

આહિ પુસ્તકો છપાવનારાઓને જેવી અગત કાળજી રાખવી પડે છે તેવી કાળજી કેટલાક અનિવાર્ય કારણોને લીધે રાખી શકાય એમ નહોતુ તેવા સમયમા રા રામપ્રસાદ બક્ષીએ જો દેખરેખનુ કામ ઉપાડી ન લીધુ હોત તો આ આવૃત્તિને પ્રકટ થવામા કેટલો વધારે વિલબ થાત એ કહી શકાતુ નથી તે વખતસરની મદદ માટે રા બક્ષીનો તથા સોપેલુ કામ શ્રમ લઇને જલદી પાર પાડવામા રાખેલી કાળજી માટે રા શભુલાલ બેચરલાલ દવેનો ઉપકાર થયો છે

“ પ્રભુ કૃપા ”, લક્ષ્મીનગર,<br>
મુ સાન્તાક્રુઝ, મુબઈ<br>
સવત ૧૯૮૧ શ્રાવણ સુદ ૧<br>
તા ૨૧ જુલાઈ ૧૯૨૫.

હિ. ગ. અજારિયા.

# ૧૯૧૯ની આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક તરફ ગુજરાતી પ્રજાનો સદ્ભાવ એટલો સંતોષકારક છે કે તેને ફરી છપાવવાનો પ્રસંગ થોડે થોડે અંતરે મળ્યા કરે છે હમણા ફરી છપાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે એક પ્રશ્ન એ ઉપસ્થિત થયો કે તેના સ્વરૂપમા ફેરફાર કરી, વર્ષોના વહેવા સાથે ગુજરાતી કવિતામા ભળેલા નવા પ્રવાહોમાથી નવી નવી પ્રસાદી ઉમેરવી કે નહિ ? તે પ્રશ્નનો ઉત્તર આપવામા એક જ વિચારને વળગી રહ્યો, અને તે એ કે પરિચિત પુસ્તકના સ્વરૂપમા વારવાર ફેરફાર કરવાથી તેના વાચક અને પ્રશસક મડળને દર વખતે નવી આવૃત્તિ લેવાની ફરજ પડે છે અને એમ પણ બને કે એકવાર રૂચિકર થયુ તેમા ફેરફાર થવાથી કદાચ માઠી અસર પણ થાય તેથી ઉત્તમ એજ કે રૂચિકર નીવડેલુ સ્વરૂપ જ કાયમ રાખવુ અને નવા ઉમેરા માટે નવી પ્રવૃતિને અવકાશ રહેવા દેવો એ વિચાર પ્રમાણે આ સગ્રહની બીજી આવૃત્તિ વખતનુ તેનુ જે સ્વરૂપ હતુ તેજ લગભગ કાયમ રાખ્યુ છે, એકાદ બે ફેરફાર બહુ સ્વરૂપ ફેરવી નાખનારા નહિ મનાય એવી આશા રાખી છે

કવિતાના ટુકા અવલોકનમા, સક્ષિપ્ત ટીપ્પણમા, અને શબ્દકોષમા થોડાક ફેરફાર—આવશ્યક હતા તેટલા—કર્યા છે, પરતુ ઘણે ભાગે ઉપરનું ધોરણજ રાખવામા આવ્યુ છે

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાંથી થાડુંક ફરીથી.



સ્વલિખિત પુસ્તકમા લેખના ઉદ્દેશ તથા હેતુ જણાવવા પૂરતી તક હોય તોપણ પ્રસ્તાવનાના એ બોલ કહેવાની રીત સર્વમાન્ય થઈ પડી છે, તો પછી જેને અન્યના લેખનો સગ્રહ કરવાનો હોય તેને તો તે પ્રયાસના પ્રયોજન તથા પ્રારભ વિષે પ્રસ્તાવ લખવો પડે એ આવશ્યક છે

લખાણ વધ્યે જાય છે, પણ જીદગીની અવધિ વધતી નથી, એટલે સર્વને બધુ વાચી જવા અવકાશ રહે જ નહિ, તેથી સારા લેખકોના લેખોમાથી રસમય ચુટણી કરી એકત્ર સગ્રહ કરવાનો પ્રથા ઘણા સમય થયા પ્રચલિત થયો છે, અન્ય દેશોમા તેમ આ દેશમા પણ જૂના ભક્ત કવિઓના પદ, આખ્યાન વગેરે ઘણા છપાયા છે તેમાથી 'શામળ સતસઈ' 'કાવ્યનિમજ્જન' વગેરે ચુટણી થઈને પણ છપાયા છે લગભગ બે વીશી થયા તદ્દન નવી જાતની કવિતા ગુજરાતીમા લખાવા લાગી છે તેના વાચકો થોડા હોઈ વધારવાના હેતુથી પુસ્તક રૂપે કે અન્યથા છપાયેલી કે નહિ છપાયેલી કવિતાઓમાથી યથાશક્તિ ચુટણી કરવાનુ કામ ઘણા વખત થયા અનેક વાચકોના મનમા ઘોળાતુ હશે–તે ઇચ્છા પરિપૂર્ણ કરવાને મને તક મળી તેથી કૃતાર્થ થયો છુ

ગુજરાતી ભાઇઓમાથી જે ભણેલાઓ વિદેશી કવિયોના કાવ્યથી મોહિત થાય છે તેવામાંથી ઘણા તો ગુજરાતી કવિતા માટે તદ્દન બેદરકાર જ માલમ પડે છે આ ચુટણી તેવાઓ માટે ખાસ થયેલી છે.

* * *

જ્યારે મારા આ પ્રયાસ વિષે બીજાઓએ જાણ્યુ ત્યારે તેઓએ અગ્રેજી ગોલ્ડન ટ્રેઝરી જેવુ આ પુસ્તક થશે એવી આશા બતાવી પરતુ

બધે અંશે તેમ થવું આ સમયે સંભવતું નથી અંગ્રેજી કવિયોની જનસમાજને પિછાન હતી, તેની કદર થયેલી હતી, તેના કેટલાક કાવ્યખંડો બહુજ લોકપ્રિય થઇ સર્વવ્યાપી જેવા થયા હતા તેવા બધાને ભેગા કરવાનું કામ-લોકપ્રિય થયેલામાથી ક્યા સર્વને સરખી રીતે ગ્રાહ્ય અને પ્રિય થશે એટલુંજ જોવાનું કામ ગોલ્ડન ટ્રેઝરીના સંગ્રહ કરનારનું હતું અહિં સ્થિતિ તેથી જુદી છે લેખકોની જનસમાજને પિછાન નથી–તેમની કદર નથી–બહાર પડેલ પુસ્તકો થોડા છે–ને તેની કવિતાના વાચકો પણ ગણ્યા ગાઠ્યાજ છે તેથી આ સંગ્રહ કરનારનો કંઈક ઉદ્દેશ કવિની ઓળખ આપવાનો, ગુજરાતી કવિતામા દાખલ થયેલ નવીન રસ બતાવવાનો, કવિતાને લોકપ્રિય કરવાનો અને ભણેલાઓને ગુજરાતી માટે થઈ ગયેલો તિરસ્કાર કંઈક દૂર કરવાનો છે

*　　　*　　　*

કહેવાની જરૂરિયાત નથી કે આમા જે છે તે બધું બીજાનુંજ છે ટિપ્પણ વગેરેમા પણ જ્યા સુધી બીજાના વિચાર ને બીજાની મદદ મળી શકેલ છે ત્યા સુધી પોતાપણું ઘુસાડવાનું યોગ્ય લાગ્યું જ નથી તોપણ કહેવું જોઈએ કે તેને માટે જવાબદારી મારી પોતાની છે

પોતાના લેખો છપાવવાની પરવાનગી આપવા માટે સર્વ લેખકોનો ઉપકાર થયો છે પ્રોફેસર બળવતરાય કલ્યાણરાય ઠાકોરે પોતાના વ્યવસાયી વખતમાથી પણ અવકાશ મેળવી વારવાર જે સૂચના અને ઉપદેશ આપેલ છે તે ખાતર તેમનો સવિશેષ ઉપકાર થયો છે. રા રા રણજીતરામ વાવાભાઈ, જેની સાથે આ પ્રસંગને લઈનેજ મારે પ્રથમ પિછાન માત્ર પત્રથીજ થયેલી છે, તેમણે પણ અનન્ય સહાય આપી છે તે માટે તેમનો તથા રા રા નરસિંહરાવ હરિલાલ ધ્રુવ, રા ગ રમણભાઈ, રા રા મણિશંકર રત્નજી ભટ્ટ વિગેરેએ કરી દીધેલી સરળતા ખાતર તેમનો પણ ઉપકાર થયો છે

તે ઉપરાત મારા સ્નેહી અને સબધી રા રા સાકરલાલ મોતીલાલ, બી એ, રા રા રતિલાલ મગનલાલ અતાણી, બી એ, રા રા જન્મશકર મહાશકર બુચ ( લલિત, ) તથા રા રા પ્રભુલાલ છોટાલાલ બુચ, તેઓએ વખતો વખત આપેલ ઉમગભર સહાય માટે તેમનો ઉપકાર થયો છે

પોષ, સવત ૧૯૬૦
જોડળ–કાઠિયાવાડ

— ० —

११ १२४४३

# અનુક્રમણિકા

# ગુજરાતી કવિતાના વિકાસનું ટુંકામાં અવલોકન.

ગુજરાતની ભાષાની ઉત્પત્તિ અને તેના ઇતિહાસ વિષે જોઇએ તેટલુ હજી લખાયુ નથી કમભાગ્યે જે ભણેલાઓ તે કામ સાથે લેવાને અધિકૃત ગણાય તેમાથી ઘણા તો તેને માટે લેશ માત્ર પણ દરકાર રાખતા ન હોય તેવુ લાગે છે પરતુ વીશમી સદીનો ઉત્સાહક પવન તેની સાથે કઈક નવીન જુસ્સો લાવ્યો હોય એમ લાગે છે, જેને પરિણામે કઇ નવો આવેશ ગુજરાતી ભાઇઓમા રેડાયો હોય તેમ તે ઉપેક્ષિત વિષય તરફ આજ કાલ વિશેષ ભાવ દૃષ્ટિગોચર થાય છે, આશા છે કે તે વિશાળ ક્ષેત્રની શોધમા હળવે હળવે વધારે મુસાફરો નીકળી પડશે

આજ સુધીમા તે વિષય તરફ પ્રયાણ તદ્દન નથી થયુ એમ નથી કવિશ્રી નર્મદાશકરે કરેલી શરૂઆત અનેક રીતે જારી રહી છે ખરી બૃહત્કાવ્યદોહનમાં અપાયેલા કવિજીવનો, તથા પ્રાચીન કાવ્ય માળાના અકમાના ગ્રથવિવેચન તથા કવિચરિત્રો ઉપરાંત જુદી જુદી સભાઓમા વચાયેલા નિબધો તથા માસિકોમા આવેલા લખાણો ઘણા થયા છે અને હજી થતા જાય છે, તો પણ હજી સુધી તે વિષય પર એકે* સ્વતંત્ર સપૂર્ણ ગ્રથ લખાયેલો માલમ પડતો નથી

* અગ્રેજીમા Milestones of Gujarati Literature, નામના એક સ્વતત્ર ગ્રથ રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ ઈ સ ૧૯૧૫ મા પ્રગટ કર્યો છે તોપણ ગુજરાતી માટે તો ઉપરની ટીકા હજી જેવીને તેવીજ છે, જો કે પહેલી, ત્રીજી અને પાચમી સાહિત્ય પરિષદના પ્રમુખોના ભાષણો, અને પરિષદ નિમિત્તે લખાયેલા કોઇ કોઇ નિબધો કાઇક વિશેષ પ્રકાશ આપનારા પ્રગટ થયા છે ખરા 'સાહિત્ય પ્રવેશિકા' નામે એક લઘુ ગ્રથ આ લેખક તરફથી પ્રગટ થયેલ છે તેમ રા કૃ મો ઝવેરી કૃત અગ્રેજી પુસ્તકનુ ભાષાતર પણ થયુ છે

આ કાવ્યસંગ્રહને સીધી રીતે તેના કશા ઉપોદ્ઘાતની આવશ્યકતા છે જ નહિ, તેમ સંગ્રહ કરનારનો ઉદ્દેશ પણ અહીંઆ તે સંબંધે વિસ્તારથી લખવાનો નથી. તોપણ આપણી ભાષા કેળવતા કેળવતા કેવાં ને કેટલાં રૂપરંગ બદલતી ચાલી, તથા તેની કવિતામાં પણ કેવી નવીન મીઠાશ અને નવું સૌરભ ઉદ્ભવ પામતા ગયા તે બતાવવું એવો ઇષ્ટ હેતુ છે અને તેમ કરવા જતાં જરાતરા સિંહાવલોકન કરવું પડે તો તેમાં અતિ વિસ્તારનો દોષ આરોપવામાં નહિ આવે એવી આશા છે.

ઓગણીસમી સદીની શરૂઆત સુધી તો કવિતા અને ભાષા બન્નેનો ઇતિહાસ ઘણે અંશે સરખા છે, કારણ ભાષામાં કવિતા સિવાય બીજું કશું લખાતું જ નહિ. ત્યાર પછી ભાષામાં અનેક જાતના લખાણો વધ્યાં, તો પણ અહિંઆ તો કવિતા સંબંધે જ બોલવાનું હોઇ માત્ર કવિ અને કવિની ભાષા વિષે જ ટુંકામાં ઓળખાણ રહેશે.

બહુ લખાણ વિના ઇષ્ટ હેતુ બર લાવવા માટે પ્રારંભથી તે આજ સુધીના વખતના ચાર ભાગ પાડવા યોગ્ય લાગ્યા છે. તે એકેક ભાગને તે તે સમયના વિશિષ્ટ કવિનો યુગ એવું નામ આપ્યું છે. ૧ નરસિંહ મહેતાનો, ૨ પ્રેમાનંદનો, ૩ નર્મદાશંકર તથા દલપતરામનો, અને ૪ નવીન યુગ. આપણી ભાષાના આદ્ય કવિ* નરસિંહ મ્હેતો ગણાય છે.

**પ્રથમ યુગ.** તે પહેલાં કવિતા નહિ થતી હોય તેમ માનવાને કશું પ્રમાણ નથી. પ્રત્યુત, ભાલણ કવિ તેની પણ પહેલાં થઇ ગયા એમ વિદિત છે, છતાં આદ્ય કવિ નરસિંહ મ્હેતો જ ગણાય છે.

ભાલણની કવિતામાંનો મુખ્ય ભાગ ભાષાંતર કે રૂપાંતરનો છે.

---

* આદ્ય કવિ નરસિંહ મ્હેતો ગણાય છે અને ગણાશેજ. પરંતુ તેની પહેલાં થયેલામાંથી કોઈ કોઈ હળવે હળવે બહાર આવતા જાય છે.

તેણે કાદમ્બરીનુ ભાષાતર કર્યું છે વચ્ચેના ગાળામા સસ્કૃત પુસ્તકો વિષે એટલું બધુ અજ્ઞાન વ્યાપી રહ્યુ હતુ કે કાદમ્બરીના ભાષાતરના એક લહિયાએ કાદમ્બરીને બદલે કાદમ્પરીની વાર્તા એમ લખેલુ છે ભાલણે દશમસ્કધ, નળાખ્યાન વગેરે લખેલા છે અને રામ કૃષ્ણ વિષે છુટક પદો પણ લખ્યા છે 'ભાલણ પ્રભુ રઘુનાથ'વાળાં કેટલાક છુટક પદો પ્રચલિત પણ રહ્યા છે પણ એકદરે જોતા ભાલણના લખાણુ સમસ્ત પ્રજામા બહુ ટકી રહ્યા નહોતા તેનુ એક સારૂ પરિણામ એ આવેલુ છે કે ભાલણના વખતની ભાષા ઘણે ભાગે મૂળ સ્વરૂપે જળવાઈ રહી છે હાલના સમયમા અગ્રેજી ગ્રથોના અનુકરણ કરનાર વિદ્વાનોના લેખની જેવી સ્થિતિ છે તેવી જ તેની કવિતાની પણ હતી

નરસિહ મ્હેતાએ તો પોતાના હૃદયના સ્વયભૂ વિચારો જ પદ્યમા બહાર કાઢયા—જગત્કર્તાના મહિમાના ગુણમા જ તે મસ્ત હતા તેની કવિતામા ભક્તિ અને રસ ભળેલા હોઇ તે જનવૃદમા એટલી બધી પ્રસરી રહી છે કે નવા સુધારાના ઝળહળતા તેજના આકરા અમ્બારમા પણ તેની કવિતાનો પ્રકાશ જરા પણ ઝાખો પડયો નથી, એટલુ જ નહિ પણ વિદ્વાનો ને સાક્ષરોની સાથે ઇતર વર્ગમા પણ તેની પિછાન અને કદર સારી પેઠે થયા જ કરે છે તે ધર્માત્મા મહાપુરૂષના પદોમા ભક્તિભાવના સપૂર્ણપણા સાથે હૃદયની અતરભાવનાનો ઉકેલ એવી ચિત્તાકર્ષક રીતે થયેલ છે કે વાચનારનુ હૃદય સમાન સ્વરનો રણકાર ઝીલી લઇ તન્મય બને છે આ હૃદયના ગાનની સાથે ભાષાની સર્વરજની સરળતા અને મોહભરી મીઠાશ ભળવાથી તે પદો વાચકને વાંચતાવેત જ સચોટ અસર કરે છે

તેનુ જીવન ઇશ્વરપરાયણ જ હતુ નાત, જાત, સગાંસબધી, રીત રિવાજ તથા માણસોએ કરેલા ભાગ વિભાગની ગણનાને તેના ઉદાર હૃદયમા સ્થાન હતુ જ નહિ તેને તો 'સબી ભૂમિ ગોપાલકી'

અને **वसुधैव कुटुम्बक** હતુ, તથા જ્યાં ઇશ્વરના સ્મરણ કીર્ત્તન થતા તે જ સ્થળ તેને મન બ્યાજબી રીતે રહેવા લાયક હતુ તેના સસ્કારી હૃદયમા ઈશ્વરભક્તિમા ખલેલ પહોચાડનાર સર્વ વસ્તુ શલ્યની પેઠે સાલતી અને પોતાની પત્નીનો સ્વર્ગલોકમા વાસ થતા 'ભલુ થયુ ભાગી જ જાળ, હેતે ભજશુ શ્રી ગોપાળ' એવા શબ્દો નીકળ્યાનુ સર્વ કોઇને વિદિત છે આ મહાત્માના ગુણસઘનુ વિવેચન કરવાનુ આ સ્થાન નથી—ઐહિક જીદગીની અસારતાનુ તથા સસારના વિકટ રસ્તાઓનુ તેનુ જ્ઞાન, તેમાથી સફળતાથી પસાર થવા માટે આપેલો બોધ, ભક્તિની સાધેલી ઉત્તમતા, અને ખાસ પ્રેમભક્તિમા તેની તન્મયતા, અને આ બધા સાથે 'જ્યા લગી આત્મા તત્ત્વ ચિન્યો નહિ' ઈત્યાદિ પદોમા બતાવેલી જ્ઞાનની પરા કોટિ, તથા પોતાના અનન્ય જીવનથી પામર પ્રાણીઓને આપેલુ એક અત્યુત્તમ દષ્ટાત આ અને એવા બીજા અનેક ગુણોનુ વિશિષ્ટ વિવેચન અતિ ઇષ્ટ છે ખરૂ, પણ અહિ તો તે પ્રસગ અસ્થાને હોઇ માત્ર તેની કવિતા વિષે જ બે બોલ કહેવાનુ રહે છે તેની કવિતા ગુજરાતી ભાષામા—અર્વાચીન ગુજરાતી ભાષામાં-જુનામા જુની અને સર્વ કાળે સર્વને અતિ પ્રિય થાય તેવી છે નરસિહ મ્હેતો આપણા આદ્ય કવિ છે અને બીજા દેશના આદ્ય કવિઓની માફક તેની કવિતા સરળ છતા ગભીર અર્થવાળી, હૃદયના ઉદ્દગારોને સચોટ રીતે કહાડનારી, ઘણાજ સાદા પણ ઉત્તમ અલકારોથી શણગારાયેલી અને અનતકાળ સુધી ટકી તેની છાપ સજજડ રીતે પાડનારી છે

મ્હેતાના વખતમા માન પામતી ભાષા સસ્કૃત ને હિદી હતી. તોપણ તેને તો બીજાના માન કે વખાણની કશી પરવા નહિ હોવાથી તેણે તો સ્વભાષામા જ પોતાના ઇષ્ટદેવનાં ગુણકીર્તન ગાયા કર્યાં પોતાના જ સતોષને માટે હોઇ તેની કવિતા અમુક અશે સ્વાનુભવથી જ લખાયેલી છે અને તેથી તેમા હૃદયની ખરી લાગણી ઠેકાણે ઠેકાણે ઉછળતી ઉભરાતી માલમ પડે છે,

નરસિંહ મ્હેતાનો હેતુ વાલ્મીકિની પેઠે કંઈ લખવાનો હતો જ નહિ—તેણે તો ભક્તિરસમા મગ્ન રહી, મસ્ત થઇ, ગાયુ, ગાતાં ગાતા અજાણતા પણ ઉત્તમ કાર્ય આરભ્યુ, અને ગુજરાતી ભાષાના આદ્ય કવિનુ પદ મેળવ્યુ

કાઠિયાવાડ જે ખરી રીતે જ નવી અને જુની કવિતાના આદ્ય* કવિ ઉત્પન્ન કરવાનુ અભિમાન ધરાવે છે ત્યા જ્યારે મ્હેતો ભક્તિની ધુનમા મચી રહ્યા હતા ત્યારે શરૂઆતમા બીજી જગ્યાએ, પણ પાછળથી તો કાઠિયાવાડમા ગિરિધરના ગુણુનાં ગાન કરતા મીરાબાઇ ગિરધારીના સ્વરૂપમા તન્મયતાને પામવા અપૂર્વ મનોબળથી મચી રહ્યા હતા મીરાબાઈના પદો ઘણુા ખરા હિદીમા છે અને કેટલાક ગુજરાતીમા પણ છે

નરસિહ મ્હેતાના પદોમા સેવકની અને પૂજારીની સેવ્ય તથા પૂજ્ય તરફ હોય તેવી ખરી લાગણી દેખાઇ આવે છે, ત્યારે મીરાબાઇના પદોમા તેથી પણ એક ડગલુ આગળ ભરાયુ છે પોતે સ્ત્રી હોઈ, કૃષ્ણુને વરેલી હોઇ, પતિપત્ની વચ્ચે જે અનન્ય સબધ બધાઈ રહે છે તેવા સબધનાં ગાન તેના પદોમા થયાં છે પતિ-પત્નીના જીવનની અભિન્નતાથી જે ઐક્યની ગાઠ તે વચ્ચે બધાઇ રહે છે તેવી ગાઠ બીજા એકે સબધથી બધાતી નથી, અને તેવીજ રીતે મીરાબાઈનાં પદોમાં જે પ્રેમ, જે ઐક્ય, જે ભક્તિ અને જે રસ વ્યાપી રહયો છે તે બીજા પુરૂષ ભક્તોમા ભાગ્યેજ મળી શકે છે અલબત, પુરૂષો જ્યારે ગાય છે ત્યારે ખરા ભાવથી ઉદ્‌ગાર પામતા ખરા ઉભરા ઘણુા જ અસરકારક બની રહે છે, તોપણ સ્ત્રીની કોમળતા અને સ્ત્રીની મોહભરી નરમાશની તેમાં કંઇક અંશે તો ખોટ રહે છે જ મીરાબાઇના પદોમાં આ કોમળતા અને હૃદયમાં તીર પેઠે સચોટ અસર કરે તેવુ મોહક સામર્થ્ય સર્વત્ર વ્યાપી રહ્યુ છે 'પ્રેમની

---

* જુની કવિતાના આદ્ય કવિ નરસિંહ મ્હેતો તથા 'જુનીને નવી વચ્ચેના પૂલના જેવા' દલપતરામ બંનેને જન્મ આપવાનુ માન કાઠિયાવાડને છે

પ્રેમની પ્રેમનીરે' 'કાનુડો ન જાણે મોરી પ્રીત,' 'સત્યભામાનુ રૂસણુ' ઇત્યાદિ પદો જેણે જેણે સાંભળ્યા હશે તેને તો આ ભકતબાઇના ઉભરાતા ભાવ અને તેના પ્રેમભર્યા ગાનનો અનુભવ થયો હશે

પ્રથમ યુગના આ બે મહાન લેખકો હતા બીજામાંથી ભાલણની કૃતિ હળવે હળવે પ્રકાશમાં આવતી જાય છે શોધખોળને પરિણામે બીજા પણ જાણમા આવતા જશે પરંતુ તેમના સ્વર આ બેના ઘોષમા વિલીન થઇ ગયા છે અને સાંભળનારને કાને તો માત્ર આ બે ધ્વનિઓ જ પડી રહ્યા છે આ યુગ ભકિતનો હતો ભકિત શુદ્ધ, નિઃસ્વાર્થી અને હૃદયના ખરા ઉમળકાથી ઉઠી નીકળેલી હતી, તથા કોમળ, અસરકારક, અને પરવશ કરી નાખે તેટલી બધી મોહકતાથી ભરેલી ભાષામાં, સરળ અને સ્વભાવજન્ય નિર્મળતાથી ઉભરાતી બાનીમા, અને કેળવણી કે કળાના ચાતુર્ય વિનાની, પણ ઉત્તમ ગુણથી ભરેલી શૈલીમા આવિર્ભાવ પામી હતી

**દ્વિતીય યુગ** પ્રથમ યુગના બે ભક્તો પછી અનેક ભક્તોએ જુદા જુદા ભાગમા પોતપોતાના ઇષ્ટદેવના સ્તોત્રો ગાયા કર્યા અને ધીમે ધીમે એકાંત ભકિતમા તે તે દેવના અદ્ભુત પરાક્રમનુ વર્ણન તથા તેના ગુણનુ વિસ્તારથી કથન થવા લાગ્યા આમ આખ્યાનનુ રૂપ દાખલ થવા પામ્યુ જ્યારે તેમ થયુ ત્યારે લખાણમાં કંઇક કળા આવવા લાગી, કંઇક શાસ્ત્રીય જ્ઞાનની આકાંક્ષા થઇ અને કંઈક સ્વાર્થ પણ ભળવા લાગ્યો

લગભગ દોઢ સૈકા સુધી આવા પ્રયાસ થયા કર્યા ભાષાની સુધારણા ખાતર અથવા તો તેને કેળવવા માટે કે તેમાં લખાણો વધારી રસકસવાળી કરવા માટે આ પ્રયાસો થતા ન હતા હજી વિદ્વાનોની ભાષા તો સંસ્કૃત જ ગણાતી હતી, અને કવિતા હિંદી ભાષામા જ થાય એવી માન્યતા સર્વોત્કૃષ્ટ હતી પરંતુ ભકિત માટે તો બોલાતી ભાષા જ વધારે માન્ય હતી, તેથી જુદે જુદે રૂપે હરિગુણકીર્તન તો તેમા જ થયા કર્યા

ઘણા વખત સુધી આમ ચાલ્યા પછી પ્રેમાનંદના વખતમાં ભાષા માટે લાગણી ઉત્પન્ન થઇ કવિતા માટે હિંદી, તથા ધર્મવિષય આખ્યાનો માટે સંસ્કૃત જ, એવી જે માન્યતા થઇ પડી હતી તે પ્રેમાનંદના સ્વભાષાભિમાની હૃદયને ગમ્યું નહિ અને ભાષાની કેળવણી માટે તેમાં નવી પદ્ધતિ નવો રસ તથા નવું જ્ઞાન ભરવા માટે તેણે પ્રયાસ શરૂ કર્યો પોતાના શિષ્યોમાંથી જુદા જુદાને જુદી જુદી રીતની કવિતા રચવાનું કામ સોંપ્યું અને આવી રીતે દરેક ભાષાના સદ્ગુણો લેવા માટે મરણ પર્યન્ત ખરા જીગરથી તેણે શ્રમ લીધા કર્યો પરિણામ એ આવ્યું કે નિરાળી ભક્તિ માટે જ ગુજરાતીમાં કાવતા થતી, તે ઉપરાંત હવે બીજા વિષયો પણ ચચાવા લાગ્યા પ્રેમાનંદના આખ્યાનો તથા [1]કાવ્યો ભાષાના ઉત્કર્ષ માટે કરાયેલા અમિત પ્રયાસના પ્રત્યક્ષ નમુના છે

પ્રથમ ભક્તિભાવ કોમળતાથી, દીનપણાથી, સેવકભાવથી પ્રદર્શિત થતો અને તેથી ભાષા પણ કોમળ હૃદયના ઉદ્ગારોને નમ્રતાથી જણાવનાર તથા સ્વાન્તઃપાથે જ પ્રેરાયેલી હતી પરંતુ હવે ભક્તિ સાથે આખ્યાનો ભળ્યા તેથી તેમાં દર્શાવાતા અનેક રસ અને અનેક ભાવ ભાષામાં દાખલ થયા શૃંગાર, વીર, કરૂણા તથા કોઇ કોઇ ઠેકાણે હાસ્ય અને રૌદ્ર એ બધા રસો કેળવાવા લાગ્યા અને તેની ભાષામાં પણ તેવા સુધારા વધારાને લીધે નવા શબ્દો દાખલ થતા ગયા તેમાં ઘણે ભાગે સંસ્કૃત ને થોડે ભાગે હિન્દી તથા ફારસી શબ્દોનો પણ ઉમેરો થયો પહેલાં, પદો, લખનાર યા ગાનાર માટે જ, અને બહુ તો સમાનગુણી ભક્તોને માટે લખાતા પણ હવે આખ્યાનો, બીજા માટે લખાવા લાગ્યાં શ્રોતાજનને રસ ઉત્પન્ન કરાવવો, તેઓને આનંદ આપવો, આનંદ સાથે જ્ઞાન આપવું, જ્ઞાન સાથે ભાષા તરફ પ્રીતિ ઉત્પન્ન કરાવવી

---

[1] તેના નામથી પસાર થતાં નાટકો ખરેખર તેનાં કૃતિ છે એમ માની શકાતુ નથી જ્યાં સુધી યોગ્ય પુરાવો મળે નહિ ત્યાં સુધી માત્ર તેના નામથી પ્રગટ થયા માટે તેના એમ માની લેવાની જરૂર લાગતી નથી

વગેરે વગેરે હેતુ પ્રધાન ગણાવા લાગ્યા, પરંતુ એકંદર જોતાં હજી જનસમાજ અશિક્ષિત અને અજ્ઞ હોઇ તેમને રંજન કરવાનું ધ્યાનમાં રાખતાં વખતે યોગ્યતા તરફ લક્ષ રહેતું નહિ અને પ્રેમાનંદના લખાણમાં પણ કોઇ કોઈ ઠેકાણે અરૂચિકર અતિશયોક્તિ મળી આવે છે

પહેલા યુગમાં છુટક છુટક પદો અથવા તો ન્હાના ન્હાના પ્રસંગોનાં ટુંકાં વર્ણનો લખાતા હતા તેને બદલે હવે સંબંધવાળાં મોટા આખ્યાનો રચાવા લાગ્યાં એ નો કહેવાઇ ગયું છે આવા આખ્યા-નના લખનારાઓમાં પ્રેમાનંદ પ્રથમ અને ઉત્તમ સ્થાને બિરાજે છે, પરંતુ આખ્યાનો ઉપરાંત પ્રેમાનંદે કાવ્યો પણ લખેલા છે કાવ્યો ગુજરાતી ભાષામાં વર્ણન ચાતુર્ય તથા રચનાવૈદગ્ધ્ય દાખલ કરવા માટે તથા આખ્યાનો, જનસમાજને માટે લખાયેલા લાગે છે તેની કવિતામાં જુદા જુદા રસોની જમાવટ સારી થયેલી છે, એટલુંજ નહિ પણ તે લખવા માટે તેણે ખરા જીગરથી અભ્યાસ કર્યો હોય એમ દેખાઇ આવે છે તેનો ભાષા ઉપરનો કાબુ ખરેખર અજબ જ હતો તેણે જો કે પોતાના લેખોના વસ્તુ, સંસ્કૃત ઉપરથી લીધેલા છે, તોપણ પ્રસંગ અને સમયને અનુકૂળ સુધારાવધારા કરી, ભાષામાં હમેશ માટે રહે એવા લેખો દાખલ કર્યા છે અલબત, આજની સુધરેલી નજરથી અને કેળવાયલી રસદૃષ્ટિથી જોતા તેમાં કાંઈ કાંઇ ન્યૂનાધિકતા ભાસે એ સ્વાભાવિક છે, પણ આપણે ભુલી જવું ન જોઇએ કે લેખકોને તે જે સમયમાં લખતા હોય તેની અસર એટલી બધી થાય છે કે તેનાં સંસ્કારી હૃદય પણ તેની સત્તાથી ન્યારા થઇ શકતા નથી અને તેથી તેવા લેખકોની કદર કરતા તે સમયની સ્થિતિ ધ્યાનમાં લઇ, તેવે વખતે તેઓ કેવું કરી શક્યા તે જ જોવું જોઇએ, અને પોતાના સમયના જનસમાજને તે જેટલા સુધારી શક્યા હોય તેના પ્રમાણમાંજ તેઓના જીવનસાફલ્યની કિંમત કરવી જોઇએ આવી રીતે જોતાં પ્રેમાનંદની કવિતાએ ગુજરાતના મોટા ભાગને મોહથી સાંકળી લીધો હતો તે જાણીએ છીએ ત્યારે જ તેની

કવિતામા રહેલી અસરનુ આપણને યથોચિત જ્ઞાન થાય છે જેવા શ્રોતાઓ માટે તે લખતા હોય તેવા જ વિચાર, તેવી જ શૈલી, તેવી જ ભાષા અને તેવો જ રસ કવિતામાં દાખલ કરતા જ્યારે આપણે તેને જોઇએ ત્યારે તેની કલમની સર્વશક્તિમત્તાનુ આપણને ભાન થાય છે, અને ત્યારેજ તેની ખરી ઉસ્તાદીની આપણને ખાત્રી થાય છે

આવી રીતે સર્વ જાતના લેખોમા સફળ પ્રયાસ કરી કવિતામા તેણે સુધારો તથા વધારો કર્યો દરેક જાતના રસને સ્થાન આપવા સાથે જુદી જુદી જાતની શૈલી પણ દાખલ કરી—સસાર વ્યવહારના જુદા જુદા પ્રસગો લઇ તેને સમજાવવા તથા તેમાથી બોધ લેવાનુ ઉત્તમ કાર્ય કવિતાદ્વારા બજાવ્યુ ભાષા માટે અભિમાન ઉત્પન્ન કરાવ્યુ, વિદ્વાનોએ તજી દીધેલી ગુર્જરી ગિરાને અનેક રત્નોથી વિભૂષિત કરી, સર્વનુ લક્ષ તે તરફ ખેચ્યુ, અને આવી રીતે ભાષાની અને દેશની એક ઉત્તમમાં ઉત્તમ સેવા બજાવી પોતાનો જન્મ સફળ કર્યો

જ્યારે પ્રેમાનદ, આવી રીતે વિદ્વાનો તથા મધ્યમ વર્ગને કાવ્ય અને આખ્યાન લખી, ભાષા તરફ ભાવ અને જ્ઞાન તરફ પ્રયાણ કરાવતા હતા ત્યારે શામળભટ્ટ તદ્દન અજ્ઞાન લોકોમા પોતાની વાર્તાઓ સભળાવી કવિતાનો પ્રસાદ આપતા હતા માત્ર હરિના નામ સાથે જ કવિતાની જ્યપ્તિ થઇ હતી તેમાથી કોઇ કોઇ ન્હાનાસુના લેખકે જરાતરા વિચલન તો કર્યુ હતુ, પરતુ તે રસ્તો મુકી ધીટ રીતે બીજે રસ્તે ચઢવાનુ સામર્થ્ય તો શામળભટ્ટે જ દાખવ્યુ હતુ પ્રેમાનદે આખ્યાન માટે વસ્તુઓ પુરાણોમાથી લીધેલ ને તેથી ધર્મ સાથે તેને સબધ હતો શામળભટ્ટે તો વસ્તુ પણ મરજીમા આવે ત્યાથી લેવાની શરૂઆત કરી વાર્તામા દાખલ કરવા પડતા ભાવના અને રસના ચિત્રો પાડવા માટે તેણે ઠેકઠેકાણેથી યોગ્ય શબ્દોની ચુંટણી કરી ગુજરાતી ભાષાને અમૂલ્ય શબ્દભડોળ આપ્યો છે

તેની કાવતામા અકકલની ઝીણવટ અને વ્યાવહારિક નીતિના પ્રશ્નોનુ સમાધાન કરવાના પ્રયાસ માનુમ પડે છે સામાન્ય વર્ગની અકકલ હુશિયારી ચકાસવા તથા કેળવવા શમસ્યાઓ ખુબી ભરેલી રીતે દાખલ કરેલ છે તેની કવિતામાં ઉપદેશ તથા વ્યાવહારિક ચતુરાઈ સમાયેલા છે અને ઉપદેશાત્મક કવિતાની શરૂ ાત કઇક અશે તેણે કરી એમ કહિયે તો ખોટુ નહિ કહેવાય તેની વાર્તાઓ 'સર્વાનુભવસિક' કહી શકાય ખરી, પણ હાલ સર્વાનુભવરસિક' કવિતામા જે જે ગુણોનો સમાવેશ થાય છે તેવા ગુણોની તેની કવિતામા આશા રાખવી એ વસતની મનહર ખુબીની આશા શીતળ શિશિરમા રાખવા જેવુ છે

આમ જયા પ્રેમાનદે કવિતા માટે ભક્તિને રૂપાંતર આપી આખ્યાન રૂપે લખી અને શામળે તેને માટે તદ્દન નવુ જ ક્ષત્ર શોધી કાઢ્યુ ત્યારે અખાએ જ્ઞાનને પણ કવિતામા ઉતાર્યું અખાનો ઉદ્દેશ કવિતા લખવાનો નહ ા એટલુ જ નહિ પણ પોતાને કવિ નામ અપાય તે પણ તેને યોગ્ય લાગતુ નહિ પોતાના વિચાર દર્શાવવાને હજી સુધી બીજો એક રસ્તો ખુલ્લો હતો નહિ, તેથી તત્ત્વ જ્ઞાન વિષય પણ કવિતામાજ ઉતાર્યો ગદ્ય લખાણની શરૂઆત થઇ હાત તો તે પદ્ય લખતજ નહિ તેની કવિતા પણ કવિતા કરતા ગદ્ય લેખને વધારે મળતી આવે છે લખાવટ ટુકી સક્ષિપ્ત અને ગૂઢ છે તથા તેમા બીજાની ટીકા એટલી બધા તીક્ષ્ણતાથી થયેલી છે કે તે ઇષ્ટ અસર એકદમ કરે છે તેના શબ્દો કહેવત પેઠે સદાને માટે ભાષામાં ઘર કરી રહ્યા છે વેદાતના પારિભાષિક શબ્દો તેણે દાખલ કર્યા છે તથા ટુકામા ઝાઝો અર્થ સમાઇ જાય તેવી સકુચિત પણ સચોટ શૈલા એ તેની કવિતાનુ વિશિષ્ટ લક્ષણ થઇ રહ્યુ છે

આ ત્રણ મુખ્ય લેખકોની એકત્ર થયલી અસર સામટી કરીએ તો તેને ગુજરાતી કવિતાના વિકાસનો બીજો યુગ કહી શકાય

આ બીજા યુગમા કવિતાનુ ક્ષત્ર વિશાળતર થયુ, ભાષામા

શબ્દભડોળ વધ્યો, વિષયોનુ બાહુલ્ય સ્વીકારાયુ, તથા શ્રોતાજનને જ્ઞાન આપવા તેમ જ રજન કરવાના આશયનો અગીકાર થયો ભાષાને કેળવી બીજી ભાષાઓ સાથે સરખામણીમા પાછી ન પડે તેવી તેને કરવાની અભિમાન વૃત્તિ ઉત્પન્ન થઈ, સહેતુક પ્રયાસ થવા લાગ્યા, અને ભાષોદ્ધારનુ કામ ઉત્કટતાથી, ઉત્સાહથી અને ઉદ્યમથી થવા લાગ્યુ પરતુ તે ખળભળાટ જગાડનાર મહાન આત્માઓ સસારમાંથી મુક્તિ પામતા ઘણા કાળ સુધી સમર્થ પુરૂષની ખોટ રહી લખાણો તો વધ્યે જતાં હતા પણ તે બધામા અનુકરણ અને પુનરૂક્તિ જ થયા કરતી થઈ ગયેલ ત્રણ મહા સમર્થ લેખકોથી આગળ કોઇ વધી શક્યુ નહિ અને પ્રેમાનદ તથા અખાના અનુયાયીઓ, ગુરૂના વચનનો વિસ્તાર કરવામાં અથવા તો અનુકરણ કરવામા જ મગ્ન રહેતા

આવી રીતે કવિતાની સરિતા રસળતી રસળતી પ્રારભમા કોમળ, કર્ણપ્રિય, મધુરા ઝકારથી દિશાઓને ભરી દેતી, વખતે ખારામા કે રણમ ઉંડી ઉતરી અદૃશ્ય થતી, વળી પાછી વહેન વધારતી આવેગ અને પ્રકૃતિમા ફેર કરતી કેટલોક વખત વહેતી વહેતી પાછી અદૃશ્ય જેવી થઇ ગઇ

ઝળહળતી નવીનતાના તેજ વિનાના અધકારમાં કોઇ કોઇ તારો, જરા બહાર પડતા ચળકાટથી ચમકારા કરતો, પણ ચિરસ્થાયી નામના પામ્યા વિના, તે થોડી વારમા ખરી પડતો

કેટલોક સમય આમ વિત્યા પછી ઓગણીસમી સદીની શરૂઆતમા દયારામ થયા અને તેણે કવિતામા કાંઈ નવો જુસ્સો, નવો આવેશ નવો રસ અને નવુ જોમ ઉમેર્યાં તેનુ લખાણ હરિકીર્ત્તનનુ જ હતુ, તોપણ તેના કીર્ત્તનમાં કેળવણીનો પટ લાગ્યો હતો ગુજરાતી ભાષાને અને કવિતાને આટઆટલા વખત થયા જે કેળવણી મળી હતી, તે કેળવણીની છાયા દયારામની કવિતામા દેખાઇ આવે છે તેની ગરબીઓ અને તેના મીઠા. (દયારામ પોતાના પદને

'કડવાં' નહિં પણ 'મીઠડાં' કહે છે તે) હૃદયના ભાવની ઉંડી છાપ પાડી રહે છે તેની કવિતા ઋતુરાજ વસંતના ઉત્સાહક સમીરની પેઠે વાચકના મનને રસથી સિંચી ઉદ્દીપ્ત કરે તેવી છે 'રંગીલા છકેલ, ફાંકડા, લાલાજી કવિ'ની કવિતા વિદ્વત્તાભરી, રસભરી અને કેટલેક ઠેકાણે તો ફાંકડી અને રંગીલી જ છે ઓગણીસમી સદીમાં પ્રવર્તવાના નવા યુગની કેમ જાણે આગમ વાણી હોય તેવી તેની કવિતા, પાછળથી થયેલી વિદેશી કવિતાની અસર વિનાની પણ આગળ થયેલા સર્વ સુધારાવધારાની છાપથી અંકાયેલી છે

આજ સુધી દેશમાં ખળભળાટવાળો મામલો જામ્યા કરતો ઉદર પોષણ અને જાનમાલના રક્ષણની ચિંતા હૃદયને ચીમળ

ત્રીજો યુગ

વતી, અને તેથી કવિતાના વિષયમાં જેવો ઉત્સાહ હોવો જોઇએ તેવો હતો નહિ પરંતુ ઓગણીસમી સદીની શરૂઆતથી દેશની સ્થિતિ ફરી ગઇ હતી મુસલમાનોના ધર્મના જુસ્સાથી ક્રૂરતર થતા હુમલાઓ અટક્યા હતા, મરાઠાઓના ધનલોભથી દોરાતા સિપાઇઓનો ત્રાસ બંધ થયો હતો, અને દેશમાં સર્વત્ર શાંતિ અને સુખની શીળી છાંય પ્રસરી રહી હતી તદ્દન જૂદી જ જાતના લોકો–વિચારે ને આચારે જૂદા, વિદ્યામાં અને જ્ઞાનમાં જૂદા, રીતરિવાજે અને ધારાધોરણોમાં જૂદા, અને ધર્મ, સંસાર તથા વ્યવહારની ભાવનામાં પણ તદ્દન જૂદા જ લોકો–ગુજરાતમાં સર્વોપરિ થયા હતા

આ સંધિમાં ઈ સ ૧૮૨૦ માં કવિશ્રી દલપતરામનો અને ઈ સ ૧૮૩૩ માં કવિશ્રી નર્મદાશંકરનો જન્મ થયો હતો

નવા પ્રવર્તેલા યુગમાં તે બે મહાન વ્યક્તિઓએ દેશ સુધારણા માટે ખરા જીગરથી અને અડગ ધીરજથી મહાભારત પ્રયાસ કરેલ છે દેશની ફરી ગયેલી સ્થિતિ જોઇ તેમાં સફળ થવા માટે ગુર્જર પ્રજાને કયો માર્ગ સરળ અને લાભકારક થશે તે દીર્ઘ દૃષ્ટિથી બંનેએ વિચાર્યું હતું બંનેનો ઉદ્દેશ એક જ હતો—ભાષાસાહિત્યની કેળવણી

વધારી દેશનો રંગ ફેરવવો અને નવા રાજકર્તાઓના નવા સમયમાં જરૂર લાગે તેવા નવા સુધારાવધારા કરી દેશને બીજાની સાથે ટક્કર ઝીલે તેવો કરવો, તે હેતુની સિદ્ધિ માટે એક શાંત બુદ્ધિથી અવલોકન કરી, વ્યવહારોપયોગી બોધ લેવાનુ વિનવી, સામાના મનને ગભીરતાથી અસર કરી શ્રોતાઓના મનના વિકાસ પર તથા તેમની પવિત્રતાપર લક્ષ લગાડી, ગુજરાતને સુખકર, શાંત અને સમયોચિત રસ્તો લેવા બોધ આપેલો છે, ત્યારે બીજાએ તો તદ્દન નવી જ રીત ગ્રહણ કરી છે અગ્રેજી તનમનાટ તેની રગેરગમાં વ્યાપી રહેલો છે સ્પાર્ટામા જન્મેલ બાળમા જેમ શૌર્ય, હિમ્મત અને જુસ્સો એ સ્વભાવથી જ ઉદ્‌ભવતા, તેમ આ કવિને પણ અગ્રેજી પુસ્તકોનો નવો સહવાસ થયાથી તેનામાં તેનો જ જુસ્સો રેડાયો હતો, અગ્રેજી ભાષાના જ્ઞાનથી, તેના વિશાળ સાહિત્યભડારમા પ્રવેશ મળ્યાથી, અને અગ્રેજોના આવેશ તથા જુસ્સાનાં ચિત્રો વાચવાથી તેના હૃદયમા કઈ અનેરો ક્ષોભ વ્યાપી રહ્યો હતો, અને જેમ અગ્રેજો જયા જાય ત્યા પોતાપણુ ઘુસાડવાના અભિલાષી—આગ્રહી—હોય છે તેમ આ કવિએ પણ પોતાના જ હૃદયને ઉભરાવી, પોતાપણુ બધામા રેડવા સમર્થ પ્રયત્ન કરેલ છે

આ બે મહાન્ કવિવરોએ ગુજરાતી ભાષાને અને કવિતાને તદ્દન નવુ જ સ્વરૂપ આપ્યું છે દલપતરામ 'જુની ને નવી 'સ્કુલ' વચ્ચેની સયોગી કડી" જેવા છે, તેનામાં જુના કવિઓની અસર દેખીતી છે અને બીજા બધા કરતા શામળની છાયા પૂરેપૂરી છે તેની લેખન શૈલી હિન્દીને અનુસરતી છે તેઓ તે ભાષાના પણ સારા વિદ્વાન હતા. અને તે ભાષાની ઝડઝમક, શબ્દરચનાનુ સૌંદર્ય, અને લેખ પ્રવાહની ઝપટ એ એનામા વિશિષ્ટપણે દેખાઈ આવે છે આ સાથે અગ્રેજ સરદારો સાથે સારી પિછાન હોય, વિદેશી રીતરિવાજ, હુનરકળા, નીતિશાસ્ત્ર, સસારશાસ્ત્ર, અર્થશાસ્ત્ર આદિ વિદ્યાઓ તથા તેમની રહેણીકરણી વગેરે જાણવાનો તેમને લાભ મળેલો હતો. આમ તેમનામાં જુનાં ને નવાં તત્ત્વોનુ યોગ્ય સમીલન થયેલુ હતુ અને

તેની કવિતામા તેની અસર સપૂર્ણપણે માલમ પડે છે આથી ઉલટુ નર્મદાશકરમાં જુના કોઇ કવિની છાયા પણ વિશિષ્ટપણે માલમ પડતી નથી અલબત, શામળની પેઠે વાર્તાઓ લખવા તેમણે પ્રયાસ કરેલ છે ખરો, તોપણ તેમની લખાવટમાં તો તદન નવીનતાજ દેખાઇ આવે છે જેમ શામળે વાર્તા લખવાની શરૂઆત કરી ગુજરાતી કવિતાને માટે વિશાળ ક્ષેત્ર આપ્યુ તેમ કવિશ્રી નર્મદાશકરે પણ તદન નવુજ ક્ષેત્ર બતાવી, તેના વાસેલા દરવાજા ઉઘાડયા અને તેમાં પોતે પણ થોડુ ઘણુ ઘૂમ્યા તેની કવિતામા બધેય નવુ નવુજ લાગશે જે વિચાર, જે રીત, જે જુસ્સો, જે ઉત્સાહ, જે રગ, અને જે ઉમગ ગુજરાતી ભાઇઓમા આગળ કદી પણ જણાયેલા નહિ તે તેણે જગાડયા, ભવિષ્યને માટે નવા રસ્તા બતાવ્યા, અને આખા ગુજરાતમા નવીજ જાતના વિચાર, આચાર અને આવેશ રેડવા, મરણ પર્યંત, સચોટ ભાષામા તણે લખ્યા કર્યું

આપણે આહિ ગુજરાતી કવિતા વિષે યત્કિંચિત્ કહેવાનુ હોઇ, કવિશ્રી નર્મદાશકરે ગુજરાતમા શા શા નવા તત્વો દાખલ કર્યા તે વિષે વિવેચન કરી લબાણુ કરવાની આવશ્યકતા નથી પણ સર્વ વાચકને એટલુ તો માલમ હશેજ કે આ જમાનામા જે જે નવા વિચારો, સાહિત્યમા કે સસારમા, દ્રષ્ટિગોચર થાય છે તે બધાને પ્રથમ જન્મ આપનાર તેજ કવિ હતા

કવિશ્રી નર્મદાશકરે જ્યારે પદ્ય અને ગદ્ય બનેમાં લખી પોતાના વિચારોને ધીટપણે બહાર કાઢયા ત્યારે કવિશ્રી દલપતરામે ઘણે ભાગે કવિતાનેજ પોતાના વિચારનુ વાહન કરી ગદ્યમા લખવા જેવા નિબધો પણ તેણે કવિતામા લખ્યા, તેની કવિતામાં એવુ તો સામર્થ્ય હતુ કે લક્ષ્ય કદી ચુકતીજ નહિ ગમે તેવો સામાન્ય વિષય હોય તો પણ સર્વ સમજી શકે ને કદર કરી શકે તેવી રીતે તે કવિ તે વિષયને આશ્ચર્યકારક રીતે કવિતામાં ઉતારતા તેણે કવિતાને બધાય ઉમગે વાંચી શકે તેવુ, ઘણુજ સરળ, સુલભ અને વ્યવહારકુશળ રૂપ આપ્યુ

છે તેની કવિતામાં આવેશનો ઉન્માદ કે લખાવટની આણુયાળી તીવ્રતાનાં ચિન્હ રખ્યા પણ મળે તેમ નથી શાંતિથી, વિવેકથી, અસરકારક રીતે સુબોધ આપવામાં તેણે કશી કચાશ રાખી નથી તે પોતાને માટેજ લખતા નથી, પણ સાંભળનારને માટે લખે છે— અમુક હેતુ તરફ લક્ષ રાખી લખે છે સામાની સમજની કોટિ જાણી લઈ, તેને જરાક ઉંચે લેવા, ગમત સાથે જરાક બોધ આપી વધારે સારો કરવા, તથા અમુક સ્થિતિએ મુકી પોતાના સર્વ વિચારો તેને રગે રગે ઉતારી દેવાને પ્રયત્ન કરે છે અને તેમાં તે બહુધા સફળજ થાય છે ક્ષોભ કરવો કે ઉથલપાથલ કરવી, કે બીજાના મનને અરૂચતુ લાગે તેવુ બોલવુ એ તેને મન પાપ છે તેનો ઉદ્દેશ—

" પ્રીત ધરે પરબ્રહ્મપદે, વળી નીતિ ધરે સુધરે નર નારી,
તેમ જ જેમ વહેમ તજે, વળી સંપ ભજે સમજી સુખકારી,
સર્વ પ્રકાર સુખપ્રદ થાય સ્વદેશ તણી સુધરે સ્થિતિ સારી,
પુસ્તક એજ પ્રયોજનથી રચવા રચના ચિત વાત વિચારી"

આવો છે, અને તે તેણે વણી સફળતાથી, સાધ્યો છે જનસમાજને કંઈક ઉંચે લાવવામા, વહેમ દૂર કરી સત્યનુ શુદ્ધ સ્વરૂપ બતાવવામાં મનુષ્ય જાતિના પ્રસંગે પ્રસંગે બદલાતા સ્વરૂપની પિછાન આપવામા, તથા અનેક નવાં શાસ્ત્રોના મૂળતત્ત્વોનુ જ્ઞાન સરળતાથી સહેલાઈથી, અને રસભરી રીતે આપવામા તેણે ખરેખર દેશની ઉત્તમોત્તમ સેવા બજાવી છે અને કવિતાને સરળ, શુદ્ધ, ઝડઝમકવાળી, અને અર્થચાતુર્યવાળી બનાવી છે

આમ જ્યારે દલપતરામની કવિતા જનવૃંદને ઉંચે લેનારી છે, ત્યારે નર્મદાશંકરની કવિતા કંઈક સારા અને સુધરેલા કહેવાતા દેશીઓ આગળ ઉચ્ચતર આશયો ખડા કરનારી છે દલપતરામ શ્રોતા પર લક્ષ રાખી લખતા, જ્યારે નર્મદાશંકર પોતાની જ લાગણી દર્શાવવા લખતા તેનું સાંભળવા તેના જેવા થઈ રહેવુ જોઈએ, તેની કોટિએ

પહોચવુ જોઇએ, અને તેના રસ સાથે મળવુ જોઈએ તેના ઉદ્દગારો, મહા કાર્ય માટે પ્રવૃત્ત થયેલા ઉન્મત્ત હૃદયનાં આવેશભર્યાં વચનો છે સામાની લાગણીની તેને ઝાઝી દરકાર નથી તે પોતે તો પોતાને જે ખરૂ લાગ્યુ તે જણાવવામા જ પોતાનુ કર્તવ્ય માને છે સ્વતત્રતા, શૌર્ય, પ્રેમ અને દેશાભિમાનથી તેનુ હૃદય ઉભરાઇ ગયુ છે, અને ઉકળેલા મગજમાંથી શાંતિની વાણી નીકળવી એ અસભવિત જ છે ગુજરાતી ભાઇઓના હૃદયના વિચારોને ટકોરો મારી બહાર આણે છે ને તેને માટે જોઇતો જુસ્સો તે રેડે છે

નર્મદાશકરે તદ્દન નવુ જ ક્ષેત્ર શોધી કહાડ્યુ અગ્રેજી વિદ્વાનો લાભ તેણે બીજાને સારી પેઠે આપ્યો અગ્રેજી કવિતાના છુટક છુટક કાવ્યખડોનુ ભાષાંતર કરી તેનો રસ પણ ઉતારવા પ્રયત્નો કર્યા વિદેશી કવિ તથા કવિતાનુ અધ્યયન, દેશની બદલાએલી સ્થિતિ, અને પોતાની નૈસર્ગિક સ્વતત્ર ને શુદ્ધ વૃત્તિ એ ત્રણેનો લાભ લઇ તેણે ગુજરાતી કવિતાની એક નવી જ "સ્કૂલ" સ્થાપી

દલપતરામની શૈલીનુ અનુકરણ કરનારા પણ ઘણા થયા છે તેઓમા સમયૌચિત્યના અભાવને લીધે તથા ભણેલાઓ જ્ઞાનમાં, વિચારમા અને વૃત્તિમા વધી ગયેલ હોવાને લીધે તે સાદી, સરળ, સભારજની અને તત્ક્ષણ જ વિનોદદાયિની શૈલીવાળી સ્કુલ, હાલમા પોતાની મૂળ સ્થિતિ જાળવી શકી નથી

આ ઓગણીસમી સદીની શરૂઆતમાં દયારામ, તથા બીજી ને ત્રીજી પચ્ચીશીમાં નર્મદાશકરને દલપતરામ, એ ત્રણ મોટા કવિઓ થયા અને નર્મદાશકરે ને દલપતરામે ગુજરાતી કવિતાને તદ્દન નવુ જ રૂપ આપ્યુ

આ યુગને ત્રીજો યુગ કહી શકાય તેમાં પ્રેમાનદ તથા શામળના પ્રયાસથી કેળવણી પામેલી ભાષા વધારે કેળવાઇ કવિતામાં માધુર્ય, રચના ચાતુર્ય, તથા સરળ અને મનગમતી બાની અને જુસ્સો

શૌર્યનો ઉકળાટ દેશદાઝની લાગણી, હૃદયની વૃત્તિઓને સચેતન કરી ક્ષોભ ઉત્પન્ન કરનાર તનમનાટ એ નર્મદાશંકરે જગાવ્યાં કલ્પના એ કવિતાનુ જીવન છે એમ મનાવા લાગ્યુ, અક્કલ હુશિયારીના છન્દબદ્ધ પ્રશ્નોતર, ધર્મ આખ્યાનના ગાણા તથા જે કાંઈ ગવાય તે કવિતા એવી માન્યતામાં ફેર થયો, અને કવિતાના ખરા સ્વરૂપના જ્ઞાન તરફ પ્રયાણ થવા લાગ્યુ 'કવિતા કહિયે કલ્પના જનમનરંજન જાણ'—એમ કવિતાની વ્યાખ્યા આપનાર દલપતરામમા ઉંચી જાતની કલ્પનાના ખરાં તત્ત્વો દૃષ્ટિગોચર થતાં નથી અર્થાંતરન્યાસ, ઉપમા, રૂપક કે એવા અલંકારોને માત્ર બંધબેસતા આણવા તેને આજની દુનિયાં 'કવિતા' નહિ કહે

આ યુગમા, ત્યારે, જે નવીનતા દાખલ થઇ તે કલ્પનાની જાગૃતિની—કલ્પના એ જ કવિતાનુ જીવન છે એવી માન્યતાની-હતી તેની સાથે સાથે રસવૃત્તિ કેળવાઇ, તરંગવૃત્તિને જન્મ મળ્યો અને શબ્દચાતુર્ય કે અર્થસમસ્યાના કરતા શબ્દની સરળ તથા અસરકારક મિલાવટ, અર્થનુ ગૌરવ અને વૃત્તિઓની રસિકતા તરફ વધારે વલણ થયુ.

આ ઉપરાત બીજો ફેર કવિતાની રચનાનો થયો અગાઉ જે પદો લખાતાં તે ઇશ્વરના ગુણનાં ગાન ખાતર અથવા તો બોધ ખાતર જ તે સિવાય તો મોટા આખ્યાનો કે કાવ્યો લખાતા હવે અમુક લાગણી કે અમુક પ્રસંગનુ સુંદર સંપૂર્ણ ધ્યાન આવી જાય તેવા ન્હાના ન્હાના લેખો વધ્યા

વળી, પહેલા સંગીતવિદ્યાના રાગરાગણીઓમા કવિતા થતી ન હતી. પ્રભાતીયા, ઢાળ કે દેશીમા જ કવિતા લખાતી તેમા ફેર થયો અને જુદે જુદે પ્રસંગે શોભે તેવા જુદા જુદા રાગોમા લખાણ શરૂ થયા, તથા છંદ પણ વધારે લખાવા લાગ્યા આ યુગમા સંગીતની મીઠાશ જો કે જોઇએ તેવી દાખલ થઇ ન હતી તોપણ તે તરફ વલણ થવા લાગ્યુ હતુ

ઉપર બતાવ્યા પ્રમાણે વિકાસ પામતી કવિતા જ્યારે નર્મદાશંકર તથા દલપતરામના હાથમા આવી ત્યારે તેના સ્વરૂપમાં ને સૌંદર્યમાં, તેની કળામા ને છટામાં, તેની શૈલીમા ને બાનીમા તથા તેના હેતુમા ને લક્ષમા, ઔર તરેહનો ફેરફાર થઇ ગયો આથી પણ વધારે ફેરફાર થવાનો તેને માટે બાકી હતો નર્મદાશંકરે અગ્રેજીના જુસ્સો ને જોમ એ ગુણો બતાવ્યા હતા, પણ તેનો ઉચ્ચ વર્ણનશક્તિની, મોહક તરગ વૃત્તિની, તથા રસભરી સુદરતાની છાપ તે સપૂર્ણપણે પાડી શકયા નથી નવા પ્રવર્તેલા યુગમા અગ્રેજીનો અભ્યાસ વધ્યો હતો, અને અગ્રેજી સાહિત્યના શિક્ષણે સસ્કૃત સાહિત્યનો પણ ઉદ્ધાર કર્યો હતો તથા ફારસી ભાષાના સાહિત્ય સાથે પણ ગુજરાતી ભાઇઓની પિછાન વધારી હતી આમ નર્મદાશંકરે ગજવી મૂકેલ ગુજરાતમા નવો વા વાતો હતો વિદ્યા વધી, જ્ઞાન વધ્યુ માણસોના મનનો વિકાસ જુદી તરેહનો થવા લાગ્યો પરતુ એક સાથે જુદી જુદી જાતના જ્ઞાનનો પ્રચાર થતા, વાચન વધી ગયુ અને ખળભળાટ થઈ રહ્યા, પણ પરિણામમા સતતપ્રવાહી ધોધ વહી શકયો નહિ, તોપણ ભિન્ન ભિન્ન રસે પરિપૂર્ણ એવા મીઠા ઝરણા વહેવા મડયા ખરા

નવીન યુગ

ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીશીમાં આ પ્રમાણે અનેક સાક્ષરો પોતાના હૃદયના ઉદ્ગારો કાઢી રહ્યા હતા, અને ભાષાને વિચારને શૈલીને અને વિષયોને નવુ રૂપ આપી રહ્યા હતા જેમ કોઇ બાળક આશ્ચર્યથી પ્રકાશતે ચહેરે પોતાને મળેલા નવા રમકડાની ભાગફોડ કરી રહે તેમ આ નવા યુગમાં ગુર્જર ભાષાના નવા સાક્ષરો પણ ભાષા પર પડેલા નવીન પ્રકાશથી મોહિત થઈ, જેને જેમ રૂચે તેમ તેને નવે રૂપે ઘટાવવા લાગ્યા

એ વખતે ઘણે અશે અગ્રેજીની ને સસ્કૃતની, તથા થોડે અશે ફારસીની અસર થઇ છે કવિતામા વિચાર અને વસ્તુ, અગ્રેજી

* કયા રાગો કયારે કયારે દાખલ થયા તેનો ઈતિહાસ ખરેખર આનદકારક થઈ પડે.

કવિયોથી સૂચિત થયેલ છે, તથા શબ્દો ને રચના ઘણા સસ્કૃતમાથી અને થોડા ફારસીમાથી લેવામા આવેલ છે

તેની અસર તરીકે પહેલાં તો ભાષાતરો થવા લાગ્યાં અગ્રેજી-માથી છુટક છુટક કાવ્યખડોનાં થયાં છે, તથા સસ્કૃતમાંથી તો નાટકો ને કાવ્યો આખે આખા ગુજરાતીમા ભાષાંતર પામ્યા છે તે બધામાં સ્વ મણિભાઈ નભુભાઇ તથા રા શ્રી કેશવ હર્ષદ ધ્રુવના ભાષાતરો હમેશને માટે ઉત્તમ સ્થાને વિરાજી રહે તેવાં છે * ફારસીની ગઝલો ને તે દ્વારા તેના શબ્દો ઘણા દાખલ થઈ ગયા છે, પણ તેના ભાષાતરો તો માત્ર એક જણે જ કરવાનુ શરૂ કર્યું હતુ

સામાની ખાતર જ કવિતા લખવી એ ઉદ્દેશ હવે ફરી ગયો હતો કવિતામાં તો પોતાની લાગણી, પોતાના જુસ્સા, પોતાના ઉન્નત વિચાર અને પોતાના હૃદયના ભાવ જ દર્શાવવા જોઇએ એમ મનાવા લાગ્યુ જે કવિતામાં હૃદયનો ઉભરો વધારે જોરદાર, વધારે પ્રમાણિક અને વધારે અસરકારક હોય તેજ કવિતા ઉત્તમ નર્મદાશકરે આ સિદ્ધાત દાખલ કર્યો અને તેના પછીના યુગમાં તો તે જ વિચારની કેળવણી થઇ છે

દલપતરામની શિક્ષણદાયક કવિતામા જેવુ કવિત્વ હતુ તેવુ કવિત્વ ત્યાર પછી થનારામા ન રહ્યુ–તેણે કવિતાને બોધ આપનારી–સીધી રીતે ઉપદેશ આપનારી અને આમ નહિ ને આમ કરવુ એમ ગુરૂ પેઠે કહેનારી કરી હતી દલપતરામમા કલાચાતુર્ય હતુ, રચનાવૈદગ્ધ્ય હતુ, ઉચ્ચગ્રાહ હતો અને તેથી તે જેવા તેવા પ્રસગો પર પણ કવિતા લખી, વિનોદે વાચી શકાય તેવુ રૂપ તેને આપી શકતા પરન્તુ તે રીતિમા આગળ વધતા કવિતા માત્ર બીજાના ગુણ ગાવાને કે બીજાને રાજી કરવાને પણ લખાય એવો વિચાર દાખલ થયો ને તેથી તેની

* સ્વ કિલાભાઈ ઘનશ્યામના ભાષાતર પણ મૂળ ગ્રથનો મોહ જારી રાખે તેવા અને રસભર્યાં છે

સ્કુલવાળાઓ તો હવે માત્ર જોડકણાં કરનારા જ ગણાઈ રહ્યા છે પરંતુ નર્મદાશંકરની સ્કુલનો પાયો નવીન યુગની નવીન રીતિ પર બંધાયો હતો. અંગ્રેજી સાહિત્યનો પટ તેને લાગેલો હતો અને ભાવિ રૂપનું દર્શન તે કરી શકયા હતા, તેથી તેની સ્કુલ વધી, અને કવિતામાં કલ્પના, તરંગવૃત્તિ, રસ અને નિર્દોષ વિલાસ દાખલ થયા

આમ ફરેલા રૂપમાં જે જે લખનારાઓ થયા તે બધા વિદ્વાન જ છે તેઓએ પદ્ધતિસર શિક્ષણ લઈ અંગ્રેજી તથા સંસ્કૃત કે ફારસીનો સાવધાન અભ્યાસ કરેલો છે, અને તે તે ભાષામાં કવિઓની કદર કરેલ છે પરંતુ આ નવીન યુગના વિદ્વાન્ લખનારાઓનું લખાણ જોતાં તેમને કવિ કહેવા કે કેમ એ મોટો સવાલ થઈ પડે છે આ સવાલ આજ કાલ સર્વ હૃદયમાં ઉઠે છે કલાપી પોતાના પત્રમાં તે વાત ચર્ચે છે અને કવિના આવશ્યક ગુણોનું સ્પષ્ટ કથન કરતાં લખે છે કે "કવિતા અવશ્ય કળા સાથે જ હોય, જે કળા હાલ અત્ર નથી. "'કવિ' અને કવિતા લખનાર' એ જુદાજ પ્રાણીઓ છે હૃદયનાં "અશ્રુ સર્વ પ્રકારે ઉત્તેજનને પાત્ર છે, પરંતુ એ હૃદયનાં અશ્રુ જેટલાં "વધારે ઉદાર હોય તેટલાં કવિતામાં ગણવાને વિશેષ પાત્ર થાય * * * "કવિ, કાવ છે કેમકે ઉદાર છે હાલ અત્ર કવિતા નથી કેમકે "હાલ અહિં ઔદાર્ય નથી હું આમ કહું છું ત્યારે આપ કદાચ "ચમકશો, પણ આપ જાણી શકશો કે ડેન્ટી કે બ્લેક હાલ અહિં "જન્મતા નથી આપણી હાલની સારામાં સારી કવિતા શું સંસ્કૃત કે "યુરોપના કવિઓ જે ત્રીજા વર્ગના કવિઓ ગણાય છે તેની સાથે "મુકી શકાય તેવી છે!" (લલિતને પત્ર, તા ૨૮-૨-૯૮) તેનો છેવટનો નિર્ણય તાજેતરમાં સાક્ષર લેખકોને "રસિક" નામ આપ્યાથી કરાયો છે તે વાસ્તવિક છે એરીસ્ટોટલ કહે છે કે 'A man is virtuous when virtue is a continuous activity' તેમ જેણે કવિતાને જ પોતાનું જીવન સમર્પણ કરેલ છે તેને જ કવિ કહેવામાં આવે તો તો હાલના લેખકોમાંથી કોઈને 'કવિ' ઉપનામ આપવું ઠીક

ન લાગે તોપણ 'તેથી કોઇએ નાઉમેદ થવાની જરૂર નથી જે માણસ એક સારી લીટી લખી શકયો છે તેને વધારે લખવાનો હક્ક મળી જ ગયો છે' (કલાપી, લલિતને પત્ર, તા ૨૮-૨-૯૮) અને આપણે પણ તે જ નિર્ણય સ્વીકારી આ નવી જાગૃતિમા કેવા કેવા તત્ત્વો ભળ્યા છે તેનુ યત્કિંચિત્ અવલોકન * કરિયે

ઉપર કહ્યુ તેમ † હાલની કવિતામા ત્રણ અસર મુખ્યત્વે કરીને દેખાય છે તેમાંથી અંગ્રેજી કવિતાની પ્રતિચ્છાય પાડવામા અત્યાર સુધીમાં પ્રથમ પદ રા. શ્રી નરસિંહરાવને આપવુ જોઇએ 'કુસુમમાળા'માં અંગ્રેજી કવિયોના છુટા છુટા ન્હાના ન્હાના કાવ્યોના અસલ છાપ પડી રહેલી છે સૃષ્ટિવર્ણનમા નવીનતા ઉમેરાઇ છે અને આજ સુધી નહિ અપાયેલા એવા સુંદર અને તદ્રુપ ચિત્રો પાડવામા આવ્યા છે પુરાણમાથી પ્રસંગ લઇ પોતાની સમર્થ કલમથી રસમય વાર્તાઓ લખાઇ છે અને તે બધામાં પણ અંગ્રેજી ખંડકાવ્યોની છાયા તદાકાર માલમ પડે છે 'કુસુમમાળા'ના કાવ્યોમા વિલાસ, વિનોદ, હર્ષ અને સંતોષ છવાઇ રહ્યા છે અને 'ચંદા' જેવાં રમતીયાળ કાવ્યનો દિલચમન તરંગવૃત્તિ સર્વ વાચકને મોહ પમાડે છે ત્યાર પછીના 'હૃદયવીણા'મા હૃદયને કરૂણ ભાવથી આર્દ્ર કરી નાખે તેવા પ્રસંગો ઘણા છે તેમા કલ્પના ઉચ્ચગામી થયેલી છે, તરંગવૃત્તિનું વિલાસીપણુ ગયુ છે, અને 'કુસુમમાળા' માં વ્યાપી રહેલ સુખવાદ ખસી ગયો છે, પણ તેને માટે ગંભીરતા આવી ગઇ છે 'ફુલની સાથે રમત' માં જણાવેલ દુખવાદ 'હૃદયવીણા' મા કંઇક પ્રધાનપણે જામ્યો છે અને 'દિવ્ય-ગાયકગણ' અને 'કવિહૃદય' સિવાયના બીજા ઘણાંખરાં બધા કાવ્યો

---

* જેઓ હજી લખે છે તેઓ સંબંધે છેવટનો નિર્ણય આપવો એ અશક્ય છે તોપણ જે જે સંપૂર્ણપણે પ્રકાશમા આવ્યુ છે, તેનુ વલણ તપાસી પગભર થયેલી નવી પ્રવૃત્તિનુ નિરીક્ષણ કરવુ એ ઇષ્ટ લાગતા આહિ તેમ કર્યું છે.

† કહેવુ જોઈએ કે હાલમા પણ કવિતાની 'બે સ્કુલ' પ્રચલિત છે તેમાથી એક જ સ્કુલની કવિતાનો અહિં સંગ્રહ થયો છે

મા થોડે ઘણે અંશે લાગણીનો વિષાદ, સાંસારિક સ્થિતિનો ખેદ અને ઐહિક સુખ સાથે પણ ભળી રહેલ દુઃખવાદની માન્યતા માલમ પડે છે

જો કે રા. શ્રી નરસિંહરાવ તરફથી કુસુમમાળા તથા હૃદયવીણા ઉપરાંત આપણા કાવ્યપુસ્તક ભંડારમા બીજુ કાંઈ *ભળ્યુ નથી તોપણુ તેટલાથી પણ આપણને તે કાવ્યના લખનારની કવિત્વશક્તિ વિષે ઉંચો મત બાંધ્યા વગર ચાલે તેમ નથી તેના લેખો ખરેખર નવીનતાથી જ ભરેલા છે શબ્દો પણ નવા, રચના પણ નવી, લેખનપદ્ધતિ પણ નવી, ભાવનું આલેખન પણ નવીજ તરેહનુ આમ તે કવિતામા બધુ નવુ જ નવુ માલુમ પડે છે નર્મદાશંકરે જે નવો યુગ પ્રવર્તાવવા યત્ન કરેલ તેનો પુષ્પકાળ હોય એમ ધારી શકાય તેવી આ કવિતાઓ છે સૃષ્ટિના જુદા જુદા પદાર્થો અને તેની રચના પર દ્રષ્ટિ પડતાં સંસ્કારી હૃદયમા ભાવોર્મિ ઉછળવા લાગે છે અને તે ભાવોને યથાસ્થિત રીતે, મૂળ સ્વરૂપમા, આકર્ષક રીતે જણાવવા તેમાં જ કવિતાનુ સામર્થ્ય રહેલુ

---

નવીન તેજના ઝળકારમા નહિ અંજાયલ એવો એક સમુદાય આ નવીન યુગમા કવિતા ગાઇ રહયો છે તેની નોંધ લેવાનુ પણ ચુકવુ જોઇએ નહિ 'સુધારા'ના નામથી ઓળખાતા ધર્મ, નીતિ અને રીતિમા ચાલેલા વિપર્યયથી અલગ રહી એક વર્ગ એવો નીકળ્યો છે કે તે હિંદુ ધર્મના મૂળ સિદ્ધાંતોનુ અનુસરણ પૂર્ણ ભાવથી અને વિવેકથી કર્યા કરે છે આ વર્ગ શ્રેયસાધક અધિકારી વર્ગને નામે પ્રસિદ્ધ છે તેના મૂળ સ્થાપક શ્રી મદ્ નૃસિંહાચાર્ય હતા અને હાલ તેના લખનારામા રા. છોટાલાલ, રા. નગીનદાસ સંઘવી, તથા રા. કૌશિકરામ વિઘ્નહરરામ છે તેમની કવિતાઓમા જો કાંઈ નવીનતા પેસવા પામી હોય તો તે રાગરાગણીની છે, અને તે તો એટલે સુધી કે વેદાંતના ગંભીર વિષયને નાટકના રાગમા ઉતારેલ દેખાય છે વિષયની પસંદગીમા નહિ પણ શૈલીમા, વિષયની છણાવટમા, વિચારોની સરણીમા તથા લખવાની છટામા, આ વર્ગ કવિ દલપતરામની સ્કુલને બળવી રહ્યો હોય એવુ લાગે છે

* "નૂપુરઝંકાર" નામનો ત્રીજો સંગ્રહ અને ત્યારપછી 'સ્મરણસંહિતા' નામનુ કાવ્ય એ બે પુસ્તકો તેમના તરફથી ગુજરાતને મળ્યા છે

છે. પોતાના હૃદયના આંદોલનનો બીજાને અનુભવ કરાવવો તેટલુ જ નહિ પણ એવા પરમ આનંદ આપનારાં આંદોલનનો વાંચનાર પણ ભોક્તા થાય એ કવિનુ લક્ષ્ય હોવુ જોઇએ ન્હાના ન્હાના કાવ્યખંડોમાં આવા આંદોલનનો આધાર સરળ છંદ અને ગેય પદ્યબંધ ઉપર પણ રહે છે, અને ભાવોર્મિનાં નર્તનને અનુકૂળ પડી જાય તેવા છંદ અને પ્રસંગાનુસાર રાગબદ્ધ પદ્યબંધ દાખલ કરી સર્વ રીતે સમર્થ અને મોહક કાવ્યખંડો લખવામા હજી સુધી આ લેખક જેટલો જય કોઇએ મેળવ્યો નથી એમ કહેવામાં અતિશયોક્તિનો દોષ નહિ આવે એવી ખાત્રી છે

અંગ્રેજી અસર જે થોડે ઘણે અંશે તો હાલના સર્વ લેખકોમા વ્યાપી ગઈ છે, તે જ્યારે રા. શ્રી નરસિંહરાવમા વિશિષ્ટપણે દૃશ્યમાન થાય છે ત્યારે રા. શ્રી ગોવર્ધનરામમાં અંગ્રેજી અસર સાથે સંસ્કૃત કાવ્યોના સંસ્કાર પણ ભળ્યા છે સંસ્કૃત કાવ્યો તથા નાટકોના વિશિષ્ટ અધ્યયનથી વિચારની પ્રૌઢતા, અર્થનુ ગૌરવ, અને શૈલીની ભવ્યતા તેમા આવી રહેલા છે જગત વર્ણન ઉંચા પ્રકારનુ છે અને તેમાં બોધનો અંત પ્રવાહ સવેગ વહી રહ્યો છે એકાંત વિનોદ આપવાનો કે તરંગવૃત્તિના ઉડ્ડયનોથી કલ્પનામય સૃષ્ટિમા જ વાચકને પ્રવાસ કરાવવાનો પ્રયાસ થયેલ નથી, પરંતુ સત્યની શોધ, સ્વરૂપનું વર્ણન અને આનંદપ્રદ વર્ણનો સાથે ઉપદેશનુ દાન એ ઉદ્દેશ બહુધા રખાયેલો છે

આમ એકે અંગ્રેજી ને બીજાએ સંસ્કૃત સાહિત્યના ભંડારમાંથી કેવી રીતે લાભ લેવો તે બતાવ્યુ છે, તેમ ફારસી ગઝલો દાખલ કરી ગતાયુ રા. શ્રી મણિલાલભાઇએ ગુજરાતી ભાષામા ઉત્તમ ઉમેરો કરેલો છે

તેમણે કવિતા ઘણી થોડી લખી છે અને લખેલીમાંની ઘણી ખરી બધી આત્મજ્ઞાન સંબંધની જ છે, તોપણ રાગરાગણીમા અને સર્વથી ગવાઈ શકે તેવી ગઝલોમા તે કવિતાઓ લખાયેલી હોવાને લીધે 'આંખ ભર્યે શુ થાય,' 'આંસુડાં મારા લુવે' 'ઉડી જા તુ ગાફેલ ભમરા,' 'દૃગ રસભર મોરે દિલ બાસ રહી' જેટલી ગવાતી સાભળિયે છીએ તેટલી ભાગ્યે જ નવી કવિતામાંથી બીજી કોઇ ગવાતી હશે તેની ગરબી, તેની ભજનની ધૂનની

કવિતા, ને તેની અમર આશા તેનાં થોડાં (બધા મળી ૫૦ થી કોણ જાણે વધારે થતાં હોય તો) કાવ્યોમાથી પણ લગભગ બધા બહુ જ સારી રીતે પ્રસરેલા છે તેના બે કારણો છે એક તો તેનુ ગેયત્વ અને બીજુ તેનો વિષય મૂળ વિષય જો કે આત્મજ્ઞાનનો જ છે તોપણ દ્વિ અર્થી ભાવના હોવાથી કેટલાક પહેલી સટે ભૂલ ખાઈ વાંચે, સાભળે ને લેખકની સરળતા ને મોહકતામા પછી ફસાઇ જાય આવી રીતે તેની કવિતા પ્રસરી ને પ્રસરવા સાથે ગઝલનો પણ ફેલાવ થયો ફારસી ગઝલોમાં ફારસી શબ્દો દાખલ કરી ગઝલોનો જુસ્સો ને તેની મસ્તી કાયમ રાખેલ છે

સા મણિલાલે 'આત્મનિમજ્જન' ઉપરાંત 'કાંતા' નામનુ સ્વતત્ર નાટક લખ્યુ છે, જેમાની કવિતા, કવિતા તરીકે તો ઉચી યોગ્યતા ધરાવે છે આ ઉપરાત માલતીમાધવ તથા ઉત્તરરામચરિતનાં ભાષાતર પણ તેઓએ કરેલ છે સસ્કૃતની મજા જો કોઇ ભાષાંતરે સાંગોપાગ જાળવી રાખેલ હોય તો તે આ જ છે એમ ખુશીથી કહી શકાય તેવુ છે 'જય જય ગરવી ગુજરાત' એ લાવણીના અનુકરણથી એવી સુદર કવિતાઓ લખાઇ છે કે તે લાવણીને હવે મણિભાઇની અગર તો ઉત્તરરામચરિતની લાવણી, એનુ નામ મળી ચૂકયુ છે

ફારસી ભાષાની ગઝલ તથા જોઇતા શબ્દો દાખલ કરવાનુ કામ સા મણિલાલે કર્યુ છે, પણ તે ભાષાની ખરી મીઠાશ અને તેની મસ્તી—જે અગ્રેજી કે સસ્કૃતમા મળી શકે જ નહિ તે દાખલ કરવામાં સ્વર્ગસ્થ ગ રા બાલાશકરે બહુ ભાગ લીધો છે

તેણે પર્શ્યન કાવ્યોનાં ભાષાતરનુ કામ આરભ્યુ હતુ પર્શ્યન-માંથી પ્રસગો ને વસ્તુ ઉપરાત ગઝલો પણ દાખલ થઇ હતી, ને તેની સાથે અનેક નવા શબ્દો પણ દાખલ થયા હતા, પરતુ હજુ સુધી તેના ભાષાતરનું કોઇએ વિચાર્યુ નહોતુ તે કામ તેઓએ લીધુ, પરતુ કમભાગ્યે તે કામ તેની સાથેજ અવસાન પામ્યુ રા બાલાશકરનું લખાણ ઘણુ થોડુ છે ને તે પણ હાલમા મળી શકે તેવુ નથી પણ જેના વાંચવામા હરિપ્રેમપચદશી આવેલ હશે તે તો જાણતા

જ હશે કે ફારસી ગઝલની મીઠાશ, તેની મસ્તી, અને તેની તન્મયતા, તેના લેખમા કેટલે સપૂર્ણપણે દાખલ થઇ ગયાં હતાં હાલમાં સસ્કૃતનો આગ્રહ વધતાં પશ્ચિમની કદર ગઇ છે ને એનો અભ્યાસ પણ મદ પડી ગયો છે તોપણુ બે સમર્થ પુરૂષોએ દાખલ કરેલ અસર રહી ગઈ છે, અને સર્વ લેખકોમા કઇ ને કઇ અશે તેના સસ્કાર ચોટી ગયા છે

આ ચાર લેખકો ઉપરાંત ગયા જમાનામાં થઇ ગયેલા લેખકોમાથી રા હરિલાલ હર્ષદરાય ધ્રુવ, રા ભીમરાવ તથા સ્વ ભોળાનાથભાઇની પણ નોધ લેવી જોઇએ રા હરિલાલ ધ્રુવે પોતાની કવિતાનો સગ્રહ 'કુજવિહાર' નામનાં પુસ્તકમા કરેલો છે રા હરિલાલની લેખનપદ્ધતિ કાંઈ ઓર જ તરેહની હતી તેની વિચાર દર્શાવવાની શૈલી, શબ્દોની ચુટણી અને રચનાની ખુબી કાંઈ વિચિત્ર રીતનાં જ છે જયા કાઇ ઉંડો વિચાર કે નવો ભાવ ન હોય ત્યા તો તેનુ લખાણુ કાંઇ બહુ અસર કરે કે નવુ લાગે તેવુ માલમ પડતુ નથી, પણુ જયા કાંઇ નવુ જ હોય છે ત્યા તો તેની વિચિત્રતામાંથી જ કાંઇ અજબ પ્રદેશ ઉઘાડો થઈ જાય છે, તેનો વિલાસ તો કાઇ અદ્ભુત નૃત્ય કરતો માલમ પડે છે, તેના જુસ્સાના ઉછાળા પણુ અનુપમ જોરથી મારપછાડ કરી રહે છે અને તેના વિચારો એક પછી એક એમ નવા ને નવાં જ ક્ષેત્રમાં દોરી જાય છે શૌર્ય ઉદ્દીપ્ત કરે તેવા લેખ પણુ તેણે લખેલા છે જો કે તેના બધાય લેખોમાં ઉચા ગુણો સર્વને માલમ ન પડે તોપણુ તેની કવિતામા કોઈ કોઈ ઠેકાણે ઝળહળતો પ્રકાશ કે ઉકળતો જુસ્સો કે અનુબધવાળા વિચારો દ્રષ્ટિગોચર થાય છે એમા તો ના પડાય તેવુ નથી

પણુ સ્વ શ્રી હરિલાલનો પોતાનો, લેખો કરતાં ગુજરાતી કવિતા ઉપર બીજી જાતનો ઉપકાર થયો છે, અને તે એ કે 'ચદ્ર' ના તત્રી તરીકે તેઓએ અનેક નવા લેખકને જન્મ આપ્યો હતો લેખકો તરફ સદ્ભાવ, નવા લખનારાને જોઇએ તેવુ યોગ્ય ઉત્તેજન, સસ્કારી

જણાતા હોય તેવાને પ્રશસાત્મક નિમત્રણ અને નવાનવાને ગુજરાતી કવિતા તરફ દોરવાના ઉપાયો પણ તેઓએ ઘણા યોજેલા હતા જો કે એમ કહેવાય છે કે હાલમા ગુજરાતી કવિતામા નવા વિચાર કે નવો જુસ્સો કે નવુ જીવન લાગતુ નથી, તેથી તેને ઉત્તેજન આપવા જેવુ જ નથી, તોપણ એટલુ તો કહેવુ જોઇશે જ કે શરૂઆતમાંથી બધા ગુણો દેખાતા નથી નાનપણમાથી હળવે હળવે કેળવાતાં મોટપ આવે છે ને તેવી કેળવણી કે ઉત્તેજન ન હોય તો કોઇ દિવસ ભવિષ્યમાં સારાની આશા રખાય જ નહિ રા હરિલાલ આ વાત સારી પેઠે જાણુતા અને તે પ્રમાણે વર્તતા તેમણે વાવેલાં બીજનાં કઇક ફળ આજે દેખાત, પણ કમભાગ્યે બીજો કોઇ તેવો ઉત્તેજન આપનાર નીવડ્યો નહિ અને તેથી તે વખતના નવા લખનારામાંથી ઘણાએ હરિલાલભાઇના અવસાન સાથે પોતાની કલમ પણ છોડી દીધી એટલે તેના શ્રમના ફળ આપણે જોઇ શકતા નથી તોપણ તેમણે કરેલા પ્રયત્ન તેટલા માટે ભૂલવા જોઇએ નહિ

સ્વ ભોળાનાથ ભાઇના નામથી કોઇકજ ગુજરાતી-ભણેલો ગુજરાતી-અજાણ્યો હશે તેમની ઈશ્વર પ્રાર્થનામાળા એવા ઉંચા ભક્તિ-કાવ્યોથી ગુથાયેલ છે કે જે કોઈ ભાવિક તે વાચે તે પ્રથમ વાચીને જ તેના ભક્તિભાવથી માનચકિત થઈ તેનો હમેશનો વાચક બની જાય છે.

સસ્કૃત મહાકાવ્યના સારા અનુકરણ તરીકે ઇન્દ્રજીતવધ કાવ્યની નોંધ લેવી ઘટે છે રા દોલતરામ કૃપારામ પડ્યાનુ તે કાવ્ય, સસ્કૃત પદ્ધતિને અનુસરતુ છે અને એક અભ્યાસ કરવા લાયક કાવ્યગ્રથ તરીકે ભાષાસાહિત્યના વિદ્યાર્થીઓએ જોઇ જવા જેવો તે ગ્રથ છે તે લેખકનો સુમનગુચ્છ નામનો એક કાવ્યસગ્રહ વાચકોમાં પ્રિય થઇ પડેલો છે

ઉપર કહેલી ત્રણ ભાષામાંથી પૃથક પૃથક અસર નવીન રીતે થઈ અને ત્યારપછી થોડે વખતે તે અસરથી રસબોળ થયેલ હૃદય-માંથી ગુર્જર ભાષામાં નવાં નવાં સ્વરૂપના ચિન્હો દેખાવા લાગ્યાં

૧૯ મી સદીના છેલ્લા દશકામાં છુટક છુટક કાવ્યોનાં લખાણ વધ્યા ચોપાનિયાંઓ–માસિક ને ત્રિમાસિક સાહિત્યની કેળવણીને અર્થે વધવા લાગ્યા અને તેમાં કવિતાના લેખો પણ વધતા ગયા માસિક મારફત લખાતી કવિતાના લેખકોમાં 'કાંત' 'કલાપી' 'મકરંદ' 'સેહેની' 'પ્રેમભક્તિ' 'લલિત' 'સુમત' એઓના નામ વિશિષ્ટ-પણે ગણાવા લાગ્યાં તેમા કાંતે' કવિતામા કુમળી સરળતા અને મોહક માધુર્ય બતાવ્યા તેના કાવ્યોમાં પ્રધાન ગુણ સંગીતની મોહકારી મીઠાશનો છે સૈકાના પ્રારંભમા દયારામે જે મીઠાશ દાખલ કરી હતી તે મીઠાશ પાછી તે જ સૈકાના અંતમા સંપૂર્ણ સ્વરૂપમાં પ્રકાશી નીકળી સ્ખલનકુહનનો લેશ માત્ર પણ અનુભવ થયા વિના તેનાં સંગીતના મધુર ધ્વનિથી પ્રમોદ પામી, ઉંચા આકાશમા નિરંકુશ વિહાર કરતી તેની માર્દવભરી મીઠી મઝા અનુભવતા જાણે આપણે પણ ઉડીએ છીએ અને ઘડીભર તો સંસારની કર્કશતાને વિસારે પાડીએ છીએ

આમ જ્યારે 'કાંતે' કવિતામા સંગીતની મધુરતાને ખીલવી છે—પકવી છે, ત્યારે 'કલાપી'એ લાગણીને કેળવી છે તેનુ નરમ કોમળ અને ઉદાર દિલ લાગણીઓથી સહજ વારમા આંદોલિત થાય છે અને તે લાગણીઓ સરળ અને સ્વચ્છ શૈલીમા ઉદ્‌ગાર પામે છે જુદા જુદા પ્રસંગોથી હૃદયમાં થતા ખળભળાટનો અભ્યાસ થયો છે સંસારમાં અનુભવાતી લાગણીઓને સત્યપણે જાણવામા આ ઉદ્‌ગારો બહુ સહાયકારક થઇ પડે તેવા છે. જે જે પ્રસંગો શોધાયા છે તે બધાને સંપૂર્ણ સ્વાનુભવથી, પરમ કૌશલથી અને સાવધાન કળાવિધાનથી વર્ણવવામાં આવ્યા છે તે વર્ણનમા તન્મયતા અને તેજ એવા માલમ પડે છે કે વાચક પણ તે જ અનુભવનો આસ્વાદ લેવા મંડી જાય છે તે લેખકનાં કાવ્યો હમણાં જ પ્રકાશમાં આવ્યાં છે અને આશા છે કે જે ગ્રેજ્યુએટ ભાઈઓ ગુજરાતી કવિતા નીરસ અથવા તો કંટાળો ભરેલી ગણતા હશે તેનુ પણ ચિત્ત એ 'કેકારવ' ખેંચશે *

* કલાપીની લોકપ્રિયતા હવે તો સિદ્ધ થઈ ચુકી છે

પ્રારભમા ‘ સેહેની ’ નામે લખનાર પ્રોફેસર બલવતરાય કલ્યાણુ રાય ઠાકોરના લખાણુ આ બન્ને વ્યક્તિથી ભિન્ન પદ્ધતિનાં જ છે તેમના લખાણમા કુદરતવર્ણનના આબેહુબ રસભર્યા ચિત્રો અને તેટલા સક્ષિપ્ત શબ્દોમા પણ સુદર રીતે પાડવામા આવ્યા છે વાણીની મિઠાશ કરતા શૈલીની મિતાક્ષરતા તથા સચોટતા તરફ વધારે વલણ છે, વિચારો ગૂઢ રહસ્યભેદક તથા ‘ તલસ્પર્શી ’ છે પણ તત્ત્વજ્ઞાન કે સત્યશોધનના પટથી તે અસ્પૃષ્ટ છે તેના કાવ્યોમા કલ્પનાના ઉડ્ડયન સાથે વિચારનુ સમેલન એવુ થયુ છે કે પહેલી વાર વાંચતા તો તે કેટલાકને અગમ્યજ લાગે છે પરતુ જરા પ્રયાસ કરી તેના વિચારમા તદ્રુપ થયા પછી તેની શ્રેષ્ઠતા પામી શકાય છે અને કાવ્યકળાનુ સાવધાન અધ્યયન થયેલુ માલમ પડે છે તેમના લખાણ ઘણા થોડા છે, પણ જે લખાયુ છે તે બધુ ત્રણે ભાગે સપૂર્ણતાથી અકિત છે વિચારને બહુ જ ટુકામા, ન ચાલે તેટલા જ શબ્દોથી બનાવવાના પ્રયાસમા કેટલીક વાર સરળતાનો ભોગ અપાય છે ખરો, પણ તેથી કાવ્યોમા કોઈ જાતની અશુદ્ધિ કે અપૂર્ણતાનો આરોપ થઇ શકે તેવુ નથી

‘ મકરદ ’ ના ઉપનામથી લખનાર સુવિખ્યાત મહીપતરામભાઇના વિદ્વાન ચિરજીવીના લખાણ પણ ઉપર જણાવેલા વિદ્વાન રસિક લેખકોમાથી ગ સેહેનીનાં લખાણોને કાંઇક વધારે મળતા આવે છે, અલબત્ત તેથી તેના જેવા જ છે એમ કહેવાનો ઉદ્દેશ નથી, કારણ તેમનુ પણ વ્યક્તિત્વ સ્ફુટ જ છે પરતુ વિષય, વિચાર અને વર્ણન પરત્વે બીજાના કરતાં રા. સેહેનીના કાવ્યોના જેવા લાગે છે માત્ર તેમની શૈલી એટલી બધી સક્ષિપ્ત નહિ હોઈ વધારે સહેલાઈથી સમજી શકાય છે, તેની લખાવટ શુદ્ધ અને રસભરી હોવા સાથે સરળ અને સુગમ્ય છે લખાણમાં લાગણીની છાપ કાંઈક વધાર પડેલી છે અને બીજા બધા કરતા ઇશ્વરગુણગાનમાં વધારે પ્રવૃત્તિ લાગે છે

‘ પ્રેમભક્તિ ’ નામે લખનાર કવિશ્રી દલપતરામના કવિપુત્રની કવિતા બધાથી કાંઈ ન્યારી જ પ્રતિની છે હૃદયનુ નિખાલસપણું અને

વૃત્તિનુ વિલાસીપણુ તેનામા પદે પદે દ્રષ્ટિગોચર થાય છે, પરતુ તેની કલ્પનના ભ્રમણો એટલા ઉંચાં ને ફરતાં છે કે સહવાસ વગર તેની સાથે ઉડવુ ભારે થઇ પડે છે તેની લખાવટમા કોમળતા, સહૃદયતા અને મધુરતાનું સારૂ સમિશ્રણુ થયુ છે, તથા કવિત્વના ઉજમાળાં આશાભર્યાં ચિન્હો દેખાઇ આવે છે તેની કવિતા માટે કેળવાયેલા વર્ગમા પણ ભારે મતભેદ ફેલાઇ રહ્યા છે કેટલાક તો તેના લેખોને 'નીરસ' કહેવા સુધી પણ હિમ્મત ધરે છે તોપણ સાક્ષર વિદ્વાનોમા તેની કદર નથી થઇ તેમ નથી સાધારણ સપાટીથી જરા વધારે ઉચ્ચગામી કલ્પના અને લેખનપદ્ધતિ હોવાથી સામાન્ય વર્ગના વાચક મડળને તેમા રસ ન પડે તેમા કાઇ વિસ્મય જેવુ નથી પરતુ સસારના અટપટા વ્યવહારની ધમાલમા મશગુલ થઇ રહેલા સામાન્ય જનને કોઇના સસ્કારી આત્માની ઉચ્ચ કલ્પનાના ઉન્નત ઉડ્ડયનોમાં આનદ ન આવે તો તેમા કોઇનો દોષ કાઢવાપણુ નથી *

આ ઉપરાત 'બુલબુલ'ના લેખક અને સાખીગઝલની શરૂઆત કરનાર રા દેશાશ્રયી, જટિલ (જી લ દવે), લલિત (જન્મશકર મહાશકર બુચ), સુમત, મઢડાકાર વગેરે અનેક લખનારાઓ પૈકી કોઇ લખે છે ને કોઇએ લખવુ પુરૂં કીધુ છે ટુકા અવલોકનમા બધાની સવિસ્તર નોધ લેવાનુ બની શકયુ નથી કહેવાની જરૂર નથી કે રા. લલિતમા કલાપી તથા રા ગોવર્દ્ધનરામભાઇના યોગ્ય સમિશ્રણુથી થયેલી વિષાદમય અને ભવ્ય છાપ પડી રહી છે હૃદયને અસર કરી એકદમ કવિતાની મીઠાશ આપવાનો દુષ્પ્રાપ્ય ગુણ તેનામાં સુવ્યક્ત છે તથા અગ્રેજ કવિ 'શેલી' ના જેવી 'રોતા રાગની મૂર્છના' તેના સર્વ કાવ્યોમા વ્યાપી રહી છે માત્ર માસિકોમા જ અને તે પણ બહુ લાંબે અતરે આવવાને લીધે અને પ્રાકૃતજનને મોહ પમાડે તેવા આભ અલકારો મેળવવામા બેનસીબ હોવાને લીધે તેનુ નામ ઘણા થોડા જ

---

* રા ન્હાનાલાલ-પ્રેમભક્તિ-ના પુસ્તકોથી ગુજરાત હવે તો એટલુ બધુ પરિચિત છે કે તે પુસ્તકોના નામ ગણવાની પણ જરૂર રહેતી નથી

જાણુતા હશે, અને તેથી તેને સબધે વિશેષ વિવેચન આહિં ઇષ્ટ ગણાય ખરૂ, પરતુ બીજા કેટલાંક કારણોને લઇને હાલ તેમ કરવુ યોગ્ય ન લાગતા ‡ વાચકો તેના કાવ્યોમાથી જ અનુમાન બાંધે એ બહેતર ધાર્યું છે

રા સુમતે તો થોડુ લખી હવે કવિના લખવાનું મુકી દઈ નવો માર્ગ ગ્રહણ કર્યો છે સાહિત્યની સેવા તો જો કે તે રસ્તે પણ થશે અને ગુજરાતી ભાઇઓને તેની શક્તિનો લાભ તે દ્વારા પણ મળશે, પરતુ કવિતાના ક્ષેત્રમાથી જેના પર આશા બધાય તેવો જણ નિવૃત્ત થાય એ કવિતાના વાચકોને દીલગીરી આપનારૂ છે

આવી રીતે હાલના લેખકો દ્વારા અગ્રેજી, સસ્કૃત તથા ફારસીની અસર ગુજરાતી કવિતામા સારી રીતે થઇ છે અને તે ઉપરાત તે ભાષાઓની નવીન પદ્ધતિયો થયેલા અભ્યાસને લીધે કવિતામા કળા ભેળવવાનો પણ સારો પ્રયાસ થયો છે

એક ફુટનોટમાં જણાવ્યા પ્રમાણે હાલમા કવિતાની બે સ્કૂલો પ્રચલિત છે, ને તેમાની એક નવીન—શુદ્ધ નવીન—વિષે જ આહિ થોડુ કહ્યુ છે કારણ બીજીના લખનારા હવે થોડા થતા જાય છે ને ભવિષ્યના લખનારા જેને "નવીન" નામ આપ્યુ છે તે સ્કુલમા જ ભળશે એવી આશા રખાય છે તોપણ અહિ બીજી સ્કુલની એક નવીન શાખા વિષે નોધ લીધા વગર ચાલે તેવુ નથી, અને તે શાખા પારસી લેખકોની છે જો કે પારસીભાઇઓ ઘણા કાળથી આપણી સાથે હળીભળી રહ્યા છે, ને આપણી નિશાળોમાં ગુજરાતી જ શીખતા આવ્યા છે, છતાં શુદ્ધ ગુજરાતી ભાષાના સાહિત્ય તરફ તેઓની પ્રવૃત્તિ બહુ હતી નહિ બેતો ને ગઝલો લખનાર ઘણા થયા હશે, છતા કહેવુ જોઇશે કે તે કવિતા શુદ્ધ ગુજરાતી કહી શકાય તેવી નથી 'નીતિવિનોદ' બહાર પડયુ ત્યારથી ગુજરાતી ભાઇઓને પણ લાગ્યુ કે બધી પ્રવૃત્તિમાં સાથે કામે લાગેલા અને કેટલીકમા તો

‡ રા લલિતના બે સગ્રહ હવે તો ગુજરાતને સુપરિચિત છે—'લલિતનાં કાવ્યો' તથા 'વડોદરાને વહાલે'

આગળ પડી કાર્યધુરા વહન કરનારા આપણા ઉત્સાહી પારસીભાઇઓ હવે સાહિત્ય વિકાસમા ભાગ લેવા માડ્યા છે

'નીતિવિનોદ' ના જ લખનારા આપણા માનવતા મી મલબારી તરફથી 'અનુભવિકા' અને 'સસારિકા' નામની બે ન્હાની ચોપડી બહાર પડી છે, જે બતાવી આપે છે કે પારસીભાઇઓ પણ ગુજરાતીમાં—શુદ્ધ ગુજરાતીમા—ઘણુ સારૂ લખી શકે છે તેઓ પછી હમણા બહાર આવેલા જુવાન મી ખબરદાર પણ ઘણુ સારૂં ગુજરાતી લખે છે એમા કોઇથી ના કહેવાય તેવુ નથી તેનુ 'કાવ્યરસિકા' બહાર પડ્યા પછી હમણા 'વિલાસિકા' બહાર પડ્યુ છે અને તેની અદર તે ઉગતા કવિની પાંખ કવિત્વના વિશાળ રસમય પ્રદેશમા ઉચે ઉચે ઉડવાના પ્રયાસમાં સફળ થતી આપણને લાગે છે હાલના સમયના નવીન લેખકોનો કેટલા રસથી અને કેટલા ફાયદાથી તેમણે અભ્યાસ કર્યો છે તે પ્રત્યક્ષ દેખાઇ આવે છે, અને આશા છે કે હજી પોતાના અભ્યાસમાં જારી રહી આપણા કગાળ ભડારમા મહત્ત્વભર્યો ઉમેરો કરવા તે સમર્થ થાય !*

એ ઉપરાંત બીજા પારસી ભાઇઓમાથી મી ભેદવાર, મી દાદી તારાપોરવાળા, મી પાલમકોટ પણ ગુજરાતી ભાષામા લખવાનો શોખ ધરાવે છે

આમ જુદા જુદા લખનારાઓએ જુદા જુદા અલકારોથી ગુજરાતી ગિરાને અલકૃત કરી છે અને કોઇએ વિચારગૌરવ, કોઇએ સગીતમાધુર્ય કોઇએ લાગણીનો પરિપાક, કોઇએ કલ્પનાના મજેદાર ઉડ્ડનો તથા કોઇએ રચનાચાતુર્ય ભેળવી ગુજરાતી કવિતામા જે કળાની ખોટ હતી તે કળા કઇક અશે દાખલ કરવા સમર્થ પ્રયત્નો કર્યા છે

આટલુ છતા હજી પણ વિશિષ્ટ લેખો માત્ર ગણ્યાગાંઠયાજ છે, અને નૈસર્ગિક શક્તિનો સપૂર્ણ પ્રકાશ ઉદયમાન થયો જણાતો નથી; તોપણ રા મણિશકર રત્નજી ભટ્ટની (કાંત) સાથે આપણે પણ

* તેમણે પણ 'મકારિકા' તથા 'ભારતનો ટકાર' નામના સગ્રહો ગુજરાતને આપ્યા છે

આશા રાખવી કે કોઈ કવિ તો ગુજરાતને અને હિન્દુસ્થાન સુદ્ધાંને થોડા વખતમા દર્શન આપશે '

આવી રીતનું ઉપર ઉપરનુ વિવેચન કરી અંતે આવતાં ઉપસંહાર કરીએ ગુજરાતી કવિતાના પાડેલા ચાર યુગમાં પહેલામાં પ્રભુભક્તિ અને પ્રભુપ્રેમનાજ ગાન થયાં છે તેમાં ખરો ભાવ ચિત્તાકર્ષક શૈલીમાં અસરકારક રીતે પ્રદર્શિત થયેલો છે કવિતા કરવા માટે જ પ્રયાસ થયો હોય તેવુ નથી તેમ કવિતા એક કળા છે ને તેને માટે સશ્રમ પ્રયત્ન આવશ્યક છે એવી માન્યતા ઉદ્ભવ પણ પામી નથી—માત્ર મનુષ્યની પ્રેરણાબુદ્ધિ, તેને કિરતારનાં ગાન કરવાનુ સુઝાડે છે ને ભાવમય પ્રેમમય, ભક્તિમય હૃદયો તે સુચન ઝીલી લઇ પોતાના જ તાનમા ભક્તિની ધુનમા મચ્યા રહી ગાય છે બીજા યુગમાં ભાષાનુ અભિમાન જન્મ પામ્યુ છે કવિતા તો માત્ર પરભાષામા જ થાય ને સ્વભાષા તો 'ઘર કુકડી' ની ગણાય એવી માન્યતાથી લાગણીવાળાં હૃદય દુ:ખ પામે છે ઇશ્વરની કથા પણ સંસ્કૃત પુરાણોમાં જ વચાય તે નિયમને લીધે અભણ બ્રાહ્મણોથી થતા વિપરીત આચાર તરફ સમજુ લોકોનો તિરસ્કાર વધ્યો અને તેથી તેવાં કથાનકોને સ્વભાષામાં ઉતારવાની જરૂરીઆત જણાઇ આમ સ્વભાષાની ગણાતી નિરૂપયોગિતાથી ખિન્ન થયેલ પુરુષોએ સ્વભાષાના ઉદ્ધાર માટે સમર્થ પ્રયત્નો કર્યા આખ્યાન, વાર્તા અને જ્ઞાન કવિતામાં ઉતારી શકાય ને ગુજરાતી ભાષા પણ બીજી ભાષાઓ જેવીજ અર્થભરી, ગૌરવભરી ને યોગ્યતાભરી કરી શકાય એમ સિદ્ધ થવા લાગ્યુ

આ બે યુગમાં કવિતાનો વિષય ભાષાના ઇતિહાસથી બહુ જુદો પડે તેમ નથી, કારણ, ભાષામાં કવિતા સિવાય બીજુ કાંઇ લખાયુ જ નહોતુ હવે પછીના યુગમા કવિતા એ ભાષામાંનાં લખાણોનુ ભલે વિશાળ તોપણ એકજ અંગ ગણાવા લાગ્યું, અને તેથી ત્રીજા યુગમાંથી કવિતાની કેળવણી જુદી રીતે થયેલી માલમ પડશે જે કાંઇ

બીજી રીતે સમજાવી શકાય તે બીજી રીતે લખાતા લાગ્યુ વાર્તા વગેરેમાં ગદ્યનું લખાણ કવિશ્રી નર્મદાશંકરના યુગથી શરૂ થયુ તેથી હવે કવિતા ભાષાનો માત્ર એકજ ભાગ થઇ રહેલ છે

હિન્દીની અસર શામળના વખતથી દાખલ થઇ હતી તે કવિશ્રી દલપતરામમા પણ સારી પેઠે વિકાસ પામી હતી તે પછીના લેખકો-માથી કેટલાકમાં પણ તે પ્રત્યક્ષ થાય છે ખરી, પરન્તુ તે અસર હવે નાબુદ થવા આવી છે તેના કરતા વધારે બળવાન, વધારે પ્રતિભા વાન અને વધારે પ્રકાશવાન ભાષા દેશમા શીખાવા લાગી અને તેથી તેની અસરમાં બીજી બધી સમાઇ ગઇ કવિશ્રી નર્મદાશંકરથી આના ચિન્હો શરૂ થાય છે, તે આજના વખતમા દરેક લેખકના હૃદયમાં સંપૂર્ણપણે દાખલ થઇ ગયાં છે

આમ અંગ્રેજીના અધ્યયનથી તેની સાથે સંસ્કૃતની ફરી પિછાન નવા તેજથી થઇ અને પર્યંતની મીઠાશ તથા મસ્તી પણ દાખલ થવા લાગ્યા પ્રારંભના લેખકોમાં તે અસર પ્રબળપણે માલમ પડે છે તેને પરિણામે કેટલાક નાટકો તથા કોઇ કોઇ કાવ્યના ભાષાતર થયા છે પૃથુરાજ રાસા તથા ઇન્દ્રજીતવધ કાવ્ય એ બે સંસ્કૃત મહાકાવ્યના અનુકરણમા લખાયા છે આટલા ઉપરાત સામાન્ય અસર તો એટલી બધી પચી ગઇ છે કે પછીના લેખો તદ્દન નવે રૂપે જ આવિર્ભાવ પામે છે ને કવિતામાં અનન્ય નૂતનત્વ દર્શાવે છે ભાષામાં સંગીત ની મંજુ મીઠાશ લાવવાના, છંદ પ્રાસના બંધનને જરા દૂર કરી, નિર્ણીત છંદોમા પણ રસિક ફેરફાર કરી, તેને નવુ રૂપ આપવાની રસભરી પદ્ધતિ દાખલ કરવાના, તથા વર્ણનોમાં કુદરતના નિકટ સહવાસમા આવી તેના સત્યો સંક્ષિપ્ત પણ ઉત્કૃષ્ટ રીતે બતાવવાના સફળ પ્રયાસ થવા લાગ્યા, હૃદયના ભાવ તથા લાગણીને અને અંત-કરણના ઉંડા તળીઆમાં થતા ધમસાણોને સ્વાનુભવની જોરદાર લેખ-નીથી રાગરાગણીમા લખવાના પ્રયત્ન થવા લાગ્યા અને ગુજરાતી કવિતા ખરેખર મનોરમણીય અને સંસ્કારભર્યું રૂપ ધારણ કરવા

લાગી કવિતામા જોઇતી કોમળતાની તથા સરળતાની કળાનો એક સફળ અભ્યાસી, કલાપી, કેકારવના પડઘા સર્વ રસિકના કાનમાં ઘુમતા રાખી અનતતામા ભળી ગયો છે, અને તેથી તે ભાગની કેળવણીની પરાકાષ્ઠાએ પહોંચનાર કોઇ બીજો નીકળશે ત્યારે વાત બીજા લેખકો હજી ગુર્જર ગિરાને ખીલવવા–શણગારવા–મહા સમર્થ પ્રયત્નો કરશે એવી આશા સાથે ગુર્જરી ગિરાનો ઉત્કર્ષ દિનપરદિન વૃદ્ધિને પામતો રહો એવી પ્રાર્થનાથી આ લઘુ લેખ સપૂર્ણ કરીશુ

તા૰ ક૰ આ ટુક લેખ પ્રથમ તો બહુ વર્ષો પહેલા લખાયા હતો તેમા જરૂર પુરતા જ સુધારા વધારા કરવા ઉપરાત વિશેષ ફેરફાર કરવામા આવે તો એક પરિચિત લેખ અપરિચિત થઇ જાય એવી ધાસ્તીથી તે જેવો છે તેવો ને તેવા— માત્ર અત્યત આવશ્યક સુધારા વધારા સાથે–આ પુસ્તક સાથે રાખવામા આવ્યો છે હમણા હમણા ગુજરાતી કવિતાના લખનારાઓ અને તેમના તરફથી બહાર પડેલા પુસ્તકોની સખ્યા સારી માલમ પડે છે એટલે તે પુસ્તકોની મર્મગ્રાહક નોધ ઉપયોગી થઈ પડત ખરી, પરતુ તે કામ તો ગુજરાતી ભાષા સાહિત્યની એક સ્વતત્ર ગ્રથિકા લખનારને માટે જ મુલતવી રાખવામા ડહાપણ માન્યુ છે

## સાક્ષર સપ્તક

(જુની પદ્ધતિથી લખનાર, હિન્દી ભાષાનો સરકારી લેખક નવી પ્રવૃત્તિને કેવા વિચારથી વધાવી લે છે તે જાણવામા આ 'સાક્ષર સપ્તક' કઇક માર્ગદર્શી થશે એમ માની અહિ તેને સ્થાન આપવુ યોગ્ય લાગ્યુ છે)

૧

(શિખરિણી)
અલકારો અગે ધરી અવનવા, આસ્ય ખુલતી,
કટાક્ષેથી જોતી, ધ્વનિત સરસા અગ ફુલતી,
મતિ લેતી ઝાલી, અગણિત જનોની ક્ષણગણી,
નિહાળી શુ નારી? નહિ, નહિ, સુવાણી [1]હરિતણી!
સુવર્ણે શોભતી, અભિનવ કલા અગ ધરતી,
સુહાવે હાવેથી, અનુભવ ભલા ભાવ ભરતી,

૧ શા હરિલાલ હર્ષદરાય ધ્રુવ

સુરીતિવાળી એ, પિયુષ ઝરણી ક્લેશહરણી,
નિહાળી શું નારી ? નહિ, નહિ, સુવાણી હરિતણી !
સુઅંગી, રંગીલી, મુદભરણી આમોદસદની,
રહી રાગે રાચી, શુભગુણવતી પૂર્વ પદની,
અદોષી ઓચિન્તિ નજરપથ આવી બહુ બણી,
નિહાળી શુ નારી ? નહિ, નહિ, સુવાણી હરિતણી !

૨

મીઠુ બોલી મ્હારૂ, મનહરણ કીધુ પલકમા
રહી રાગે રાચી, ખુશનુ ભર આતે અલકમા,
કહી વાણી કાંઈ કુદરત ભરી શૈલ વનની,
મળી'તી શુ મૈયા ? નહિ નહિ, કવિતા [1]કુસુમની ?

૩

(હરિગીત–)

અતિ કર્ણપ્રિય ઉચ્ચાર ચાલે, ચરણમાં ધ્વનિ ધારતી,
પ્રતિ વાકયમા વરસાવતી, રસ ગુણભરી, લક્ષણવતી,
પ્રીતિ મહિ પરિપકવ રીતિ શુભ ગ્રહે અણમૂલની,
હાલા વખાણે વ્હાલીને ? ના, બોલી આ બુલબુલ [2] તણી !

૪

ઝીલી રહી અનહદ રસે, મદછક બનેલી માનિની,
શોભ અલંકારો ખચ્યાથી, ચોગુણી ચન્દ્રાનની,
પ્રીતિ ભરેલા પ્રસવતી આનન્દ કેરા ઉભરા,
આનન્દસ મોહા પ્રિયા ? ના, બાલ [3] મસ્ત વણી ગિરા !

---

૧. કુસુમ માળાના કર્તા રા નરસિંહરાવ.

૨ 'બુલબુલ' ના લેખક રા શ્રી ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાશરી.

૩ રા 'બાલાશંકર ઉલ્લાસરામ કન્થારિયા

૫

(માલિની-)

સરસ સરલ વાક્યે, ચોરતી ચિત્ત પ્યારી,
ચરણ સુવરણોથી સોગુણી કાંતિ ધારી,
સુગુણવતી સુરૂપા, સુરીતિવાન શાણી,
નવ પ્રિય ? નહિ,ભાળી, [1]કાન્તની શાન્ત વાણી !

૬

(શિખરિણી-)

ધરે છે શૃંગારો, પણ ન વધતી ભા તનતણી,
જણાયે છે રાગી, પણ અતિ વિરાગી મનતણી,
મિઠાઇને માટે વહતી કુગિરા મ્લેચ્છ ભણિતિ,
વિલોકી શું વૃદ્ધા ? નહિ, નહિ, સખા વાણિ ૪ મણિની !
ઘડી માંહિ રાગી, ઘડી મ હિ વિરાગી બનિ જતી,
ઘડી સ્વીયા સાથે, ઘડિક પરકીયા તણિ ગતિ,
રસે ભીની જોઈ, ઘડિક રસહીની રહી બની,
શું દેખી સામાન્યા ? નહિ, નહિ, સખા વાણિ [2]મણિની !

૭

( હરિગીત )

તોડી વછોડી ભૂષણો, કરી દૂર સર્વ સુવર્ણને,
રસ રાગ બેઠી ખોઇ, ખુબ કઠોર કીધા ચર્ણને,
સૂતી છુપાવી મુખ, દુખણીએ ન જોયું અમ ભણી,
શું મિત્ર ! માનવતી પ્રિયા ? ના, ગિરા ગોવર્દ્ધન[3] તણી !

નથુરામ સુંદરજી કવિ.

---

૧ રા. મણિશંકર રત્નજી ભટ  ૨ રા મણિલાલ નભુભાઈ દ્વિવેદી
૩ રા રા ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી

# કાવ્ય માધુર્ય.

## ૧

### મંગળાચરણ

સુન્દર શિવ મંગળગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમુ મહેશ્વરા—સુન્દર૦ ધ્રુવ.
મધુર કુસુમ વિશે રમે ગંધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠકોકિલરવ શ્રવણસુખકરા,—
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા-શી લલિતા-સુન્દરતા—
તુજ જગદ્ધરા. સુન્દર૦

વિપ્રલંભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા
વિપથ દોરવા મથે, અહો દયાકરા!
ક્ષણ તે, હૃદયે, બળ દે,
કર ધરી આ—પરિહરવા—મધુરરવા—
મોહનીસુરા. સુન્દર૦

વિમલ સાધુ હૃદય વિશે વિપદજલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરૂણા ધરીને, ફરીને,
હરી તમને, સદય મને, મનગગને,
શાંતિ દે સ્થિરા સુન્દર૦

નરસિંહરાવ.

## ૨

## અવતરણ.

( તોટક )

રમતા ભમતા કદી દિવ્ય વને,
ફુલડા જડિયા રૂડલા મુજને,
બહુ વેળ રહ્યા પડી મુજ કને,
ગૂથી આજ દઉં રસિકો ! તમને.

*  *  *  *

મૃદુ ગંધ મનોહર કોઇ વિશે,
વળી ઉત્કટ ગંધ બીજે વિલસે,
વળી કો મહિં ગંધ ગભીર સુવે,
ગણિયા નહિં જાય અહિં સહુ એ
વળી રંગ અનેક, ઝીણા, કુમળા,
વળી દીપ્ત, ગભીર અને વિમળા,
રમતા વિવિધે ફુલડે સઘળા,
મળી નેન દિયે સુખ તે રસિલા.

*  *  *  *

સહુ રંગ ભળે અનુકૂળ રીતે,
વળી ગન્ધવિરોધ કહિં ન પીડે,
ત્યમ એ કુસુમોતણી આજ દિને,
ગૂથી માળ દઉં રસિકો ! તમને

નરસિંહરાવ.

## ૩

### ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો ! ગાયકગણો !

(હરિગીત)

ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો ! ગાયકગણો !
સૂર જીવનમા ઊતારજો તમ વેણુ ને વીણાતણો,
'કુદરત-કલા' પ્રિય કોકિલા તમ આત્મમન્દિર પાળજો,
દ્રવી દિવ્ય કૂજન, અમીરસે અમ અ તરો અજવાળજો.
મનુજન્તુડા બન્દી પડયા, અ ધાર કારાગાર આ
સ સારપ ક અપાર, કેવલ કલેશવિષયાગારમા,
પ્રકટો હૃદયરશ્મિ તમે, વિકસો વિમલ ઉદ્યોત ત્યા,
હણી બેડી બન્ધનતણી, જીવન વિલસાવજો આન ંદમા
ઓ મર્ત્યભૂમિના ફિરસ્તા ! દુ ખદાવાનળ બધે,
દુનિયા મહિ, ચોતરફથી ભડભડ દહન્ત દીસે, ખરે !
વિષવહ્નિ બાળે, ઉડ્ડયન અમ વ્યોમ ખાળે, ઉદ્ધરો,
અમ જીવિત, વાસલડી વિરલ તમ વાઇ વિશ્વ સુધા ભરો
ઉચ્છવાસબાના સૂર ઊ ડા સૃષ્ટિસિન્ધુ ઉલ્લઘતા,
અવકાશ—અવનિ અમલ મ જુલના ભર્યા કરી મ્હાલતા,
રવિકિરણતન્તુના ગુ થી ત બૂર ગ ભીર ગાજતા,
અથવા વહન્તા ઇન્દુમન્દિર મન્દ સુન્દરતા ભર્યા,
આકાશની રૂપેરી આન્તર કુજકુ જે કૂજતા,
કઈ દેવદૂતો-ધૂમકેતુ જ્યોતિ ઝળઝળ ઝૂઝતા,
પુરી માગ' મણિમય મોતીડાથી દૂર દ્યુતિ વિસ્તારતા,
તે સહ સુનન્દન મન તર ગ સરન્ત રસપૂરે ભર્યા,
સજી ર ગબેર ગી વસન આહ્લાદ-મદભર માનિની,
આલાપ અદ્ભુત ઝમતી સુખકર વાદળી ગજગામિની,
ક્ષણ, તિમિરપટ નભ ઇન્દિરા સ ંકેલી સ્મિતમય સુદરા,

ઘન ગગનગર્જનમા ઝબુકતી ભવ્ય ગાન પ્રભા સ્ર્યા,
ગ્રહ-તારલા કઇ ગીત મીઠલડા સુરસ મ્હસ રેલતા,
નભગગ ઉર્જ્જ્વલ રગ, સગીત રમ્ય ધ્વનિ જ્યા ખેલતા,
ગિરિ, સર, સરિતા, નિર્ઝરો, સ્વર અવનવીન ઝકારતા,
વનવલ્લરી, તરૂપલ્લવો, રવ સિચતા પ્રીતિભર્યા,
કુસુમસુગન્ધ અમન્દ મજુલ કુજકદર ખોળતા,
અનુપમ વિહગમ હૃદય-'સારીગમ' રસે જગ રોળતા,
સૌરભવિલીન અનિલ નીલ સમુદ્રઉર્મિ સ્ફુરાવતા,
સજી લલિત, મધુરી શીત લહરી શાત સુખસારે ભર્યા,
નટવ્યોમ, ઇન્દ્રધનુ સુરમ્ય રચન્ત, સૂર મધુઝરા,
કુદરતનણા તે શુ ઝીણા ભરી, મદમીણા કર લે વીણા,
નાચતી પૃથ્વી નાયિકા, રજની પુરન્તી તાલ, ને
સન્ધ્યા-ઉષા મળી, વિશ્વમડળ વાદ્યરવ રેલી રહે
કોકિલસુકુજનની સુરા, બુલબુલની વાણીતણી સુધા,
સારગી તબૂર ને મૃદગિ અગ સગીતના બધા,
દિવ્યાગનાના કઠ કોમળ, નિર્મળા ગાયન કવે,-
એ નિત પ્રણયમય તમ જીવનમા કાવ્યરસગીતા દ્રવે
થતી મધુર કવિવર મયૂર ! ગાયક ચાતકો ' રસવૃષ્ટિએ,
તમકાજ માત્ર ! પિપાસિતા તમ સાથ આખી સૃષ્ટિ છે,
ખુલ્લા મૂકી દો મન સદન છો સતત અર્મિ ઝરણા ઝરે-
અને તૃષાપીડયા હૃદયહરણા સ્નાનપાન ત્યહા કરે
ઉછળન્ત ઉચા તાર ચિત્તસતારમા ઉડા શમે,
ચિન્તા અનન્ત, તિમિર, નિરતર શોક જે અતર દમે,
પળવાર તમ સૂરલીન, હૃદતલ્લીન તમમય થઈ અમે,
આશા નિરાશા, દુખ સુખ, વિજય પરાજય ભૂલિયે
મજુલ ઝીલન્તી મજીરા પ્રીતિ ભક્તિ પદ તાનો મીઠા,
ત્યા મૂર્ત્તિમય મનુહૃદય મોહિની તમથી સર્વે થતા દીઠા,

મંજુલ વહન્તી વેણુ, મોરલી રવ લવન્તી નવનવા,
કહો ક્યાથી, પશુ ખગ પ્રાણી ત્હેમા, વશ કરન્ત સૂરો પુર્યાં?
વીણા વિધુરી, પ્રણયપુરી, રસભરી વાગન્ત જ્યા,
તમ હૃદય કેરી, કંઇ અનેરી લહરીઓ જાગત ત્યા
રસબસ થયેલી સુરવ-હેલીમા જગત તરતુ રહે,
લીલી જીવનવેલી, જગપિતાતરૂને વીંટેલી ઉંચે ચ્હડે
ગતિમાન ગાનવિમાન તમ ઉંચા ઉડે ગગનાગણે,
કવિતાની કમનીય, કનકમય, પ્રભ પાખપર પ્રભુબારણે,
રસ પ્રેમ-કોકિલ બુલબુલો સ્વર્ગીય સંગીત જ્યા ભણે,
અમ આત્મપંખી ત્યા વહાવો, પથ ચ્હડાવો તમતણે

સુમન્ત

૪

## સ્વર્ગીય ગાન.

(હરિગીત)

હે પુત્રી કુદરતની ભલી! માતા અહો આનંદની!
હે દિવ્ય નારી! હૌરનારી મકળ સૃષ્ટિવૃંદની!
હે વિમળ મધુરા પ્રેમકેરી હે. સંયોગીકડી!
હે ગાન! ત્હારા ગાનની કે કોણને બુટ્ટી જડી?
પ્રભુતા ખરી તું ઇશની! ત્હારૂં રહસ્ય અગમ્ય છે!
તુજ ભવ્યતા બ્રહ્માંડમા પૂર્ણ પ્રતાપી રમ્ય છે!
આજ્ઞા ન કોઇ તુજ ઉથાપે, તેજ એવું દૃષ્ટિમા,
તુજ આંગળી પર નાચતુ રમતુ દિસે સૌ સૃષ્ટિમા!
આ ઉભય રવિ ને ચંદ્ર તા થઇ લીન ત્હારી લેહમા,
આકાશમા ઘુમતા ફરે છે નિત્ય નિર્મળ નેહમા,
તુજ મોહકંદ અદૃશ્ય રહી તે મારિયો એવો અરે,
અગણિત વર્ષ થયા હજી ફરતા નહિ અટકે ખરે!

વળી આ અસંખ્યજ તારલા ને ગ્રહ દીપે નભમાં ફરી,
તે એકતાન બની રમે તુજ ધ્વનિ વિશે લગની ધરી;
નહિં કો ચળે તુજથી, સુણે રજની બધી સૌ ચકચકી,
તે તુજ હાલરડા થકી દિવસે રીઝી સૂએ નકી !
રજની વિશે સૌ તારલા એ દેખતા એકાંતમા,
તુજ શકિત કળવા ઉરતરંગો જાય છે નભ પ્રાંતમા !–
તુજ કાવ્યપોથીનું હશે શું પાન આ ઉઘાડિયું,
જેમાં પવિત્રજ ઝલકતું ધ્વનિ–ચિન્હ આ તુજ પાડિયું ?
કે તુજ મુખથી કૈં મધુર ધ્વનિ–બુંદ ઝરતા ઝડપીને,
તેજસ્વી આ નભમા જડયા શું કામદેવે તલપીને ?–
એવા તરંગો આવી આ મુજ હૃદયને ઉછળાવતા,
હે ગાન ! તોપણ મર્મ તુજ ઉકેલવા નહિ ફાવતા !
તે કૈંક કવિવર જગતમા ઉપજાવી ઉછેર્યા અરે,
ને તેમના ઉરસ્વર્ગમા સ્વરધાર તુજ રેડી ખરે,
એ ધારના ઉભરા થકી ઉદ્દ્ગાર ફૂટી નીકળ્યા,
જે જગતને તુજ મોહમા ઘસડી પૂંઠે પથે પળ્યા,
એ સર્વ કવિ, રવિને લજાવે નવલ દિન રચી એહવો,
હે ગાન ! ઘસડાઇ ગયા તુજ તાણમા ભવના ભવો !
નહિ પાર પામ્યા કોઇ તુજ, કે પામશે નહિ કો કદી !
બલિહારી ત્હારી એવી ભારી, શું શકે જગ સૌ વદી !
આ જગતમા દુઃખશોકની નદીઓ ભરાઇ ઉભાય છે,
તેના તરંગો આવી આ મુજ હૃદયતટ અથડાય છે,
તે વેળ તો હે ગાન ! તુજ ઉંડા ધ્વનિ મુજ કાનમા,
ઉતરી ઉઠાવી તરંગ એ, ઉર રીઝવે તુજ તાનમા !
છે તુજ અલૌકિક શકિત એવી, ઠામઠામે વ્યાપતી !
તુજ સ્મરણવિદ્યુત્ માત્ર જનદુઃખતિમિર તોડે કાપતી !
જન આત્મપર તુજ શીતળ છાયા છે સદા પથરાયલી,

તો દેહબંધ રહી શકે આ આત્મ તુજ આશે ભલી !
રે પારણામાં ઝુલતું બાળક ન જગને જાણતું,
હસતું ગુલાબી હોઠ પર દીસે અકારણ આણતું,
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કે આશ મધુરી ભાવિકેરી તુજ કૃપાથી સિંચતો !
હે ગાન ! તુજ ઝીણા સ્વરો જે આજ નહિં સુણિયે અમે,
તે કોઇ વધુ દીપતા દિને સુણીશું વધુ રસથી શમે,
તુજ ધ્વનિજ અહિંથી માર્ગ અમને સ્વર્ગનો દેખાડશે,
ને ત્યાં સદાય અનંત નિજ રસરેલમાહિં રમાડશે !
આ સિન્ધુના ઘોઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,
ઉંડા અનંતાકાશમાં કે પૃથ્વીમાં, પાતાળમાં—
જ્યાં જોઉં ત્યાં હે ગાન ! તુજ અસ્તિત્વ તો મુજને મળે,
સૌ જગતને તું રીઝવે તુજ સર્વવ્યાપકતા-બળે !
હે ગાન ! હું આ જગતમાં ભુખ્યો છું તુજ આશીષનો,
તું તો અરે છે સત્ય શ્વાસ જ સર્વવ્યાપક ઇશનો !
તો તુજ વિના આ સૃષ્ટિકેરી કાય કેમ નીભી શકે !
નિશદિન મને તું કરે ઝુલતો દિવ્ય ત્હારે હીંચકે !
રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રોઇ રહ્યા,
ને એકતાન બની સહુ જ્યમ લીન આ તુજમાં થયા,
હા, ત્યમ નિમગ્ન રહી જ, હે સ્વર્ગીય ગાન ! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું !

ખબરદાર.

૫

## વીણાને આવાહન

(વસંતતિલકા)

જે આદ્ય દિવ્ય સહુ વાદ્યની કયા તું વીણા !
રાગે ભર્યાં મધુર તે સુર આપી ઝીણા,

મ્હેલી વસી સુતનુ નારદકંઠ રાગે,
આવી પછી સુરસમાન જ લોક ભાગે
તે ક્યાં દિસે મધુરવાદિની રમ્ય વીણા !
તારા વિભાવ સઘળા પ્રણયચ્છબીના,
કે તું રહી લટકતી વનવૃક્ષ ડાળે,
બેસી તળે વિરતવાદિતને નિહાળે !
તે ક્યાં વસે સ્મિત કરી ફરતી જ વીણા ?
કો વાર તે મદભરી, વળી કાંઈ દીના,
કોવાર ભાવ ધરી નાચતી મોતી વેરે,
અન્ય ક્ષણે સદય તે થઇ આંસુ રેડે
ગા તું ફરી અતુલ ગાયન એક વેળા,
હે દિવ્યવાદિનિ ! તુંને અમરો વરેલા
પૂરા સુણાય નહિ આજ સુરો સતીના,
તે થાય શું લય હતી નહતી થતી ના ?
માટે તું ગા ફરીથી એક જ વાર રૂડું,
કેવી પ્રસન્ન ! તુજમાં રતિરૂપ ઉંડું
આપી નતાશ તુજ પ્રેમતણો પ્રભાવે,
ગા તું ફરી, રહિજ ભકિત તું મા સ્વભાવે

ભીમરાવ

૯

## જિનશ્વર ગાન

(જય જય ગરવી ગુજરાત એ લય)

બન્ધુ હો ! ગાન સુણી તે સાંઝ,
હૃદય મુજ દીન બન્યું સહસા જ,
મધુરતા-ઉદરે જનમ્યાં બાળ,—
હર્ષ ને શોક, ઉભય—તે કાળ,

અને મુજ હૃદય કરી રણભૂમિ,
બાળ એ સબળ રહ્યા તહિં ઘૂમિ -
"મૌન સનાતનમા મધુર આ રવ થશે વિલીન !
ને શું ફરી નવ મ્હે સુણવો એ ?" એમ વિચારે દીન
બની હુ સ્તબ્ધ ગ્હો ક્ષણવાર,
ગાન સુણ્યું ઉંડુ અવર તે ઠાર બન્ધુ હો !
વિરમતા ગાન વિરમી સહુ જાય,
મધુરતા એ નવ સાચી રખાય,
મધુરતા અનુપમ કેરો સાર,
વિનશ્વર કેમ કર્યો ? કરતાર !
કવિતપદ મુજ ટકશે કઇ કાળ,
ગાન તુજ શમશે શમતા વાર,
વિનશ્વર આત્મા સ્થાયિ શરીર,-
જોઈ અન્યાય થયો હુ અધીર
તરંગ એવા મન વિશે ઉછળી ઉપની આશ,-
ગાન મધુરતા રાખુ સનાતન, પામે ન કદિ વિનાશ,
વાસ કરી અનન્તતાને દ્વાર,
કવિત, સગીત વસો ચિરકાળ બન્ધુ હો !

નરસિંહરાવ

૭

## એક ચિત્ર

( લાવણી )

મધુર કઈ મદ મદ રવ વાય,
વીણા ઉર અગુલી નાચતી જાય,
રમણી રસપૂર્ણ સુકોમલ ગાય,
વિમલ પરિમલમય કુજની છાંય,

જીવનવન કલકોકિલ મલકાય,
મૃદુલ અનુપમ 'સરિગમ' છલકાય,
સુખદ સૂરગન્ધ સુગન્ધ સુહાય,
ઉછળી લળી ઉર્મિ લલિત લહકાય,
હૃદયમા પ્રણયરવો રેલાય,
મિઠલડા સ્મરણઝરણ શુ ન્હાય,-
અનિલ અહિ ગાનવિલીન, ચન્દ્રાય,
અમીદ્રવ, આત્મ સુરસભર છાય

સુમન્ત

૮

## સહસ્ત્રલિંગ તળાવના કાઠા ઉપરથી પાટણ.

( રોળાવૃત્ત )

અહિયા સહસ્ત્રલિંગ તળાવ વિશાળુ હૂતુ
અહિયાં પાટણ જુનુ અહિ આ લાંબુ સૂતુ,
અહિયા રાણીવાવતણા આ હાડ પડેલા,
મ્હોટા આ અહિ બુરજ મળ્યા માટીના ભેળા.
એમ દઇ દઈ નામ કરવી રહી વાતો હાવા,
પાટણપુરી પુરાણ! હાલ તુજ હાલ જ આવા!
ગુજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમા,
કોણ એહવો જેહ નયન ભીજ્યા નહિ જળમા?
જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી,
ઇશ્વર કરૂણા ખરે, વહી આ નદી સ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે, ભરે આલિંગન તુ પે,
તુ પે પાટણ! દયા ધરતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ મનુકૃતિને બૂઝવતી,

મુજ પ્રેમસરિતપૂર વહ્યુ જાશે અણુખૂટયુ,
છો ધન વિભવ લૂટાય, ઝરણુ મુજ જાય ન લૂટયુ
તોડી પર્વતશૃંગ મનુજ મહભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જ તે કાલે,
ને મુજ તનડુ ઘડયુ કોમળુ પાણીપોચુ,
તે તો તેમનુ તમ રહે યુગ અનંત ન્હોચ્યુ

નરસિંહરાવ.

૯

## હિંદનુ ઐતિહાસિક સિંહાવલોકન

(વસન્તતિલકા)

ઉગે વને સુતરૂ સુન્દર આમ્ર આદ્યે,
વિખ્યાત જ્ઞાનબળમા વસુરાગવાદ્યે,
દેવાંગના સરખી જ્યા હતી અંગનાઓ,
શૈલપ્રવાહપુર ભારતવર્ષ આવો
જ્યા લંક અંક ધરી હેમ હિમાળુ સારા,
દ્વીપાકૃતિ રહી ભરી નદી ન્હેર નાળા,
અત્યંત પૂર્વ રણ રાઘવનુ સ્મરાવે,
મૌલીમણિજડિત દક્ષિણ એવી આવે
પૂજ્યા અખંડ શિવ જાણી કૃપા કરે એ,
સીતા ગઈ ફરી મળે મનમા ભળે એ,
જેને નમ્યા અસુર ચિત્ર ગવાઇ ગાથ,
મોજે મહાલય મનોહર રામનાથ.
બે હસ્ત અદ્રિ બની બે ગઢ મુષ્ટિમાથી,
ભુલાય કેમ તુટિ જે પડતા ત્યહાથી,
અંગાર જાદુગરના કરમાંહિ બેઠા,
વર્ષે જ તે શરતથી વિખર્યા મરેઠા.
વેણુ સુણી વિરહથી બની જે અધીરી,

વેણી સરી ન ગણુતા ધરી સગ વીરી,
ગોપીસહાય વ્રજ કુંજ છકેલ છૈયો,
કાલિંદી રમ્ય તટ રાસ રમ્યો કન્હૈયો.
હસે હસાવી કલિએ કલહો કરાવ્યા,
અર્ધાર્ધ વસ્ત્ર વનમા નળરાય લાવ્યા,
ભૂલી ભમી ભટકતી તજી સેજ દીધી,
વ્યાધે વિરોધી, વિધિએ જ ઉગારી લીધી,
વેપારીવૃંદ મળી ક્રૂર અસહ્ય મારી,
દાસી થઇ, નૃપસુતા શિર ચોરી પાડી,
રોતી રહી પિહરમા, સહસા જ સ્વામી,
પામી સતી સુભગ એ દમયન્તી નામી
સત્યસ્વરૂપ યુદ્ધમા સ્થિરધર્મ યોગી,
ભીમસ્વરૂપ સુત મારૂત મત્ત ભોગી,
અગ્નિ સ્વરૂપ નર ભારત સૂર્ય સો'તો,
વર્ણાગમા નકુલ બન્ધુ ભવિષ્ય જોતો
પાડુકુમાર વનવાસ વિહાર શોભ્યો,
સૌન્દર્ય જેનુ દમ્યુ દુર્મતિ જેમ લોભ્યો
શ્રી માધવીસમ દિવાકર શૌર્ય તૃષ્ણા,
રાખી વરી, રણુ ફરી, હતી એક કૃષ્ણા
ધારી ઉમંગ પ્રિય શ્યામ સુમૂર્ત કીધો,
અન્તે દીવાની બની પ્રાણુ સમર્પી દીધો,
રૂકમાભિમાની તુછકારી વિદર્ભલક્ષ્મી,
ચાલી સતી હરિ વરે કરી શત્રુ જખ્મી
આકાશવાસ દઇને દુભિ ઊભિ ઊભિ,
સૃષ્ટિ નીહાળતી, અનગસુતે વિલોભી,
છાનો છળ્યો ચતુર શૂર સુરંગ નોખા,
રાખી રમી રતિની લાડકવાઇ ઓખા

ન્હાની નદી વનવને, પ્રતિ જાતિ છોડે,
રંગીન પંખી, સુમે તરૂવૃન્દ મોડે,
ગાજે ત્રણે દિશ સમુદ્ર મરુત સુગંધિ,
સર્વ પ્રકાર પરિપૂર્ણ વિલોકી સંધિ?
પાષાણ રત્નતણી ખાણ, વખાણ શા શા?
સૂને રૂપે અધિક ઓપતી છે ભૂમિ જ્યાં,
અન્તર્વિકલ્પ કરી લોક ન અલ્પ બોલે,
પૃથ્વીતણો સુભગ બાગ જ એમ તોલે
ક્યાં ક્યાં થકી ઉલટીને પરદેશી આવ્યા?
કેવા પ્રયત્ન! મન કેવી રીતે ભમાવ્યા!
પાસે વિદૂર થકી જ્યાં થઇ થોક થોક,
લૂટયા જનો અવનિમાં પસર્યો જ શોક
શું જોર? શું કશું પરાક્રમ? શૌર્ય તે શું?
ક્યાં કોઇ માન મળ્યું દુર્બલને જીત્યે શું?
જ્યારે કુસંપ ઘર કલેશ વિશેષ પેસે,
એ નીમ નિત્ય પર ને ઘર આવી બેસે
જ્યાં કોઇ કાળ રમતી સઘળી કળાઓ,
ગર્વે ગવાય ત્યમ ભારત ભાગ્ય આવો,
યોગે મહા મુનિવરે અવધાન ધારી,
પ્રત્યક્ષ બ્રહ્મ કરી સૃષ્ટિવિભા વધારી

* * * *

જ્યાં વિક્રમાર્ક અતિ વિક્રમ યુક્ત વીરે,
શત્રુ થયા શઠ હણ્યા, ખસ્યું ધ્વાંત ધીરે,
તેથી પ્રચંડ શક સંવત એક સ્થાપી,
ઉગ્ર પ્રકાશ રવિ કીર્તિ અનન્ત આપી,
જે તેજ માંહિ કવિ પંડિત સર્વ ડૂબ્યા,
આકાશના ઉડુગણો સમ દિવ્ય ઉભા,

જેના પ્રતાપ થકિ ભૂતળ ભવ્ય ઉભુ,
રાત્રિ થતે રવિ પડયો, નૃપ તેજ ડુબ્યુ
યોગે કરી વશ જ ઈંદ્રિય જ્યા વસિષ્ઠે,
ધાર્યું મહા મુનિતણુ બહુ માન શિષ્ટે,
આત્મપ્રભાવ થકી મત્ર મહાન ગાયા,
જે આદ્ય ધર્મ ગુણ આ જગમા જણાયા,
જેના સમાન પરિપૂર્ણ પૃથુ પ્રજામા,
આવી શકે ન બળમા નૃપ કોઈ સામા,
એવા સ્વતેજ થકી સર્વ દિશે જણાયો,
ધર્માર્થરૂપ કવિએ નૃપ રામ ગાયો
સ્વર્ગીય ભૂમિ ઉપન્યા સુરતુલ્ય લોક,
ઉત્તુગ જ્યા નગ પડયા થઈ થોક થોક,
શાખી વનસ્પતિ મહૌષધિ ખાણુ પામે,
સૌને મહોચ્ચસમ જીવન આપી શાચે
જ્યા સિંધુ સ્નાન અટકી અટકી પવિત્ર
સ્નાને કર પુનિત ગાઈ મહા ચરિત્ર,
જ્યા શત્રુના દળ પડયા રગડાઈ રોષે,
ને રોઈ મૈથિલસુતા પતિના વિયોગે,
જ્યા આષ છદ કરી ઉન્નત આ પ્રજાને,
ભારે વિકાર શમવે દઈ શુદ્ધિ પ્રાણે,
અત્યત દુસ્તર તપી તપ જ્યા તપસ્વી,
ટાળ્યુ તમિસ્ર, બહુ વીર થયા યશસ્વી,
જ્યાહા મહામુનિ વરી દૃઢ વૃત્તિ ધીરે,
સત્વે કરી શમદમે થઈ સર્વ શિરે,
ધ્યાની સમાધિ ચિન્મા નિજ રૂપ સ્થાપી,
વેદાન્તજ્ઞાન શિખવી દૃઢ ભક્તિ આપી,
સધાનનો સુકર, તીવ્ર પરાક્રમેથી,

સંહારનાર સહુ દુર્ગુણનો જ તેથી,
પ્રેમાવતાર થઇ, બંધુવિરોધ છાયો,
જ્યાં વિષ્ણુરૂપ કહી કૃષ્ણ પુરાણ ગાયો
પિતૃવ્યઘાતભય ધારી અડી ઉભેલો,
આણી વિરાગ, સહસા યુદ્ધમાં પડેલો,
સદ્ધર્મતત્ત્વ ખરૂં અર્જુનને જણાવી,
ગાણ્ડીવઘોષકૃતિ કારમી જ્યાં કરાવી
જ્યાં પ્રેમના ભરત તાત શકુંતલાના
સૌભાગ્ય ખોઈ તપતી જનકાત્મજાના,
ગાઇ ઉદાર ચરિતો, પદ શારદાના,
પૂજી થયા અમર એ કવિ મુખ્ય માન્યા
જ્યાં બિંદુમાં ગ્રહ ગણી રવિ નામ ધારી,
કીધો સ્વકાર્યવશ સર્વ ખગોળ ભારી,
વિસ્તારિ તે ગણિતની સહુ દેશ લીલા,
લીલાવતી વિરચિ સત્કૃતિમાં રસીલા
આકાશથી ઉતરી ગહ્વર ગુહ્ય ભેદી,
ગાઢા શિલા તરૂચુથો બળમાં કો છેદી,
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે
ભાગીરથીસમ સરિત્ નહીં કોઈ શોભે
ને કયાં હિમાલય સમો પણ અદ્રિ એવો,
ઉંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો,
જેણે ઉતારી દળ દાનવ દીન કીધા,
આ દિવ્ય ભૂમિ ઉદરે જ શમાવી દીધા

ભીમરાવ



૧૦

# ત્રિખંડ ત્રિવેણી

[ લાવણી ]

અહા! શા પડ્યા હતા અમ તુતક—મસ્તકે સ્વસ્થ!
મધુર રજની—અંકમાં, શયનમાં, અર્ધ સ્વપ્ન નિદ્રસ્થ!
તે વેળા અમ નીચે સુતું શું સમુદ્રજળ પણ ઉજ્જ્વલ
રસીલું કટિ અંબર પરિધાન,
તારલે રૂડલે શોભાવાન્!
છે ત્રિવેણી શી આ મળી રહી!
એ ત્રિવેણી અમ નયન ખિલવશે, અવયવ સઘળે
અમારે, સરિતા આનંદની શી રે'શે વહી!
છે ત્રિવેણી શી આ મળી રહી!

૨

ચંદા શો નભમાં હસી રહી!
વાદળી પટ નિપટ શું રસી રહી!
ખસતું વસન કિરણે કિરણે કસી રહી!
એ પણ હોડકું, કળા કળાએ રમીલું છબીલું લેઇ તરતું,
કાંઇ દૃષ્ટિથી ડુબતું,
કાળ સરિતામાં ખેલે સહી!
કંઇ થાકે! શો રસની હેલી વહી!
છે ત્રિવેણી શી આ મળી રહી!
એ ત્રિવેણી અમ હૃદ રીઝવશે અવયવ સઘળે
અમારે સરિતા આનંદની શા રે'શે વહી!
છે ત્રિવેણી શી આ મળી રહી!

૩

હતી એક કાળ ચંદા! શું નહિ
જનમેદિનિ?—તારાગણે કંઇ!

રોમ ગ્રીક યવનો હુવણે કાંહુ ?
મિસર ધુસર રગદોળ્યુ કાળ તે ! બેશુદ્ધ ચહુદો!
નાંહુ ગ્રીસ ઇટલી કરમાઈ કળી.
એશીયાઇ વાડી વિલાસ ગઇ !
નાંહુ નામ નિશાનીય તેની રહી !
છે ત્રિવેણી શી - . મળી રહી !
એ ત્રિવેણી અમ સ્મૃતિ પ્રબોધશે, રતિ વિર્તત
કે અગતિ સહિત કોઇ રેશે વહી !
· ત્રિવેણી શી આ મળી રહી !

૪

.. સે કઈ નવનવા જ પ્રસગ !
ખીલે કઈ અદ્ભુત નવલા રગ ।
નવલ યુરોપ ધૂમે શુ ઉમગ !
નમ જે જુગલ આ ખડ અખડિત સાધી રહી'તી,
સ્વેઝ હુવેજ કપાઈ ગઈ
શોણિત ભ્રમથ્યથી શોણિત સિધુએ મળ્યુ જઈ !
નદી નીલનુ સલિલે મળ્યુ જઇ !
છે ત્રિવેણી શ આ મળી રહી !
એ ત્રિવેણી કયમ મન ન મુઝવશે ઝરણુ ન ઝરશે,
નયન નીતરશે હુરશે નહો,
છે ત્રિવેણી શી આ મળી રહિ !

૫

સાત્વિક ∕ ભુદ્વીપ રગ—
રાજસ યુરોપના બગ—
આફ્રિકા તામસ અડબગ—
ત્રિગુણ ત્રિકાલ ત્રિખડ ત્રિભગી મળી ત્રિપુટી;

૧૮

શુ હશે હવે? કોઇ કહેશે? કહિ?
હરિ હરિ હરિ! કાંઇ કળાય નહિ!
છે ત્રિવેણી શી આ મળી રહી!
એ ત્રિવેણી નવ ચેતન કોઈ દિન અમને ચેતવશે.
ઉર્જિત કરશે અકળ કળા!
કોઇ એ ખૂટ અહિ!
છે ત્રિવેણી શી આ મળી રહી!

હરિલાલ ધ્રુવ.

---

૧૧

ઉષા.

(સાખી-ગઝલ)

સનાતન યૌવને રાતી હસુ આનદ હુ લ્હાતી,—
આનદ કુસુમ વીણતી દિવ્ય ઉપવનની માહિ,
ને કુસુમો આ વેરતી મર્ત્ય લોકમા કાંઇ
કુસુમ વેરી મનુજલોકે સુખસુગ ધો ભરૂ થોકે,
કૃતિ એ ઉદારને યોગે મધુર ગાન હુ રહુ ગા ઇ, .સનાતન૦

મુજ પ્રિય રવિના ઉર મહિ દિનભર રહુ સપાઈ,
સધ્યારૂપ ધરી ફરી સુઉ ઉદધિની માહિ,
સૂતી રવિનાથની સગે ઉઠુ વ્હેલી કઈ ઉમગે,
અમનતુ આગણુ રગે પૂરૂ હુ કાઈ મકલાતી સનાતન૦

નરસિહરાવ.

---

૧૪

## પ્રભાતની વાદળીને

(તોટકમણિ)

વધ, કોમળ વાદળી ! આગળ જા,
 તુજ સુંદર કોમળ અંગ ધરી,
 ઉગતા રવિ પાસ ઉમંગભરી.
નિધિમાતતણું લઈ કંગળ જા !
નિજ દ્વાર પ્રભાત ઉઘાડી દઈ
 રવિની પધરામણી કેવી કરે !
 નિજ આંગણમાંહિ ગુલાલ ભરે,
 વધ, જો તહિં શી સુખવા થઈ !
 વધ, વાદળી ! તું ઉડતી નભમાં,
 સુસમીર વિમાન વિશે હસતી,
 નભ ઘુમટમાં લહરે લસતી,
બહુ મોહ ધરૂં તુજ સૌરભમાં

* * * *

વધતી વધતી બહુ રંગ નવા
 કસબી તુજ અંગ વિશે ભર તું,
 ખીલતું તુજ ઉર વધે સરતું
રવિની પ્રીતનું કઈ અ... ...વા !

* * * *

વધ વાદળી ! તું તહિં જ્યાર જશે,
 રવિ ત્યાર તને ગણીને તનની,
 અતિ તેજમયી દિવ્ય કંચનની
શુભ માળ જ તુજ શિરે ગુંથશે !
અથવા તુજ સુંદર અંચળને

કસણી મૂકશે કંઈ કોર નવી,
કરશે ્હી અર્પ઼ તાત રવિ
મણિમાણિક્યનો શુભ હાર તને !
તવ હુ તુજ ... ...હુ સુ દરતા
કલ્પી બહુ મોદ ધરૂ મનમા,
તુજ રગ ધા મુજ આ તનમાં
પ્રસરી કંઈ નૃત્ય નવુ કરતા

* * *

મધુરા કઇ સ્વપ્ન વશે પડી હુ
નભ । તુજને તરતી નિરખુ,
... પૂછતો સુણતો હરખુ,
પણ જાગી ભૂલુ સહુ તે ધ ઃ હુ
તદપિ રવિ પૂર્વગૃહે નીકળી
ઉચકે મુજ દૃષ્ટિ ઊંચે ગગને,
ત. હે પ્રિય વાદળી ! જોઉં તને
...મણા હરખે સ્મરી વાત વળી !
તુજ સા મને લઇ ત્ય ર હવા
વધ આગળ તુ પૂર્વ ભણી,
તુજ ન ખુ ફરી શુભ ત્યા, રમણી,
જને ઝડી એક જ દે દરવા !
રવિ ત્યા મુજને બહુ પ્રીતથકી
તુજ અ તર સવ બતાવી ...શે,
તુજ ને રવિના કંઈ ગ હશે,
વધુ જે સહુ તે સમજીશ નકી—
ધ, કોમળ વાદળી ! જા ઝટ તુ !
રવિ પાસ ...રે અહિ આવી રહ્યા !

- ૨

અહિ શા ઝરણા દિવ્ય જાય વહ્યા '
અહહા ! અહિ હર્ષ ભરે ઘટ શું !

ખબરદાર

---

## ૧૩
## ગોપિકા

( વસંતતિલકા )

હાહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દુધડે છિહલડા ભરી તામડીયું
ચારો નીરી, પણ મહિ [illegible] ઘેન, ચાલી,
જાશું રૂડા જળ હવે [illegible] ના [illegible] [illegible]લી !
સાહેલી સાથ સરખો ઠીક જોડ જામી,
આનંદ ગોઠડી મિઠી પનઘાટ પામી,
આવ્યા, સુનેરી દીપતા શિર, બેડલા આ,
ને પાણીડા ભરી વળ્યા ઘર નવ જાવા
રાંધ્યું ઉન્હું ઉન્હું ઘયું પકવાન્ન ભાણે,
ઠાકોરથાળ પીરશી, મન મોજ માણે —
ખાધા પીધા, શયન સેજ લીધા, થઈ ત્યાં
જાવાની વેળ લઈ ગોરસ વેચવાના
ઝુલે ખીલી નવલી સુન્દર મંજરીયું,
* ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું,
વૃંદાવને ઝઝુમતી નદીતીર કુંજો,—
ક્યાંથી મધુર સૂર ?–શો વનભેદી ગુંજ્યો !
કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કપ્યા,
ગાયો અને હરણિયા ભર લ્હેર થભ્યા,

વાયે રસીલી અમી રેલતી વાંસળી જ્યાં,
ગોપાળ બાળ, ઉર આ સરી જાતું ત્યાં ત્યાં
(સંસાર—ઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશું મધુ દે,
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુમ્બ રાજે—
ત્યાં યે સદા સતીહૃદે પતિવેણુ ગાજે )
ખેલ્યા બધા વિવિધ રસલીલા અનેરી,
ચન્દા ઉગ્યા સખીરી ! વેળ વીતી ઘણેરી,
હૈડું ન હોય બનતું થિર સૂર પેલો,
ઘૂમ્યા કરે જીવન ડોલતી વાંસળીનો !

સુમન્ત

---

૪

## ધણ.

[ [illegible] ]

ઉગ્યો સૂરજ જો નીલુડાં વનમાં રે,
ઉગ્યો ઉગ્યો સરવર ગિરિવરને તટે
જાગ્યા ચોર વટાળાના પંખેરુ રે,
જાગ્યા જાગ્યા મેના પોપટ, મોરલા
ધણ લઈને ચાલ્યા વન બાળ ગોવાળો રે,
ગાયો લઈ જાશે રે આઘી વનમાં.
ફરતો ફાલ્યો આ બલિવાનો ફાલ રે,
શીળો રે નરવાર્યા ઝરનો વાયરો
ધણ ચરશે લીલમડું ઘાસ લવિંગ રે,
સરવરનીર પીશે ને તેમાં ઝૂમશે

ધાકા જામ્યા જાબુડીના ઝાડો રે,
તેને શીળે ઘણુ વેરાતુ ઢળી જશે
દૂરના સરવર ભરતા ઝરણા જેવા રે,
ગીતડા ગાતા નાદ નાયકો રેલશે
આંબાની મંજરીઓ ખાતી કોયલ રે,
વસન્તની વાસલડી સરિખી બોલશે
—મા છેડીશ તુ આજે રડુગી વેણુ રે,
પ્રભુના ગીત વનવનથી વહી તને વધાવશે
ચીલામા ચળકન્તા મરવા વીણી રે
છાયે બેઠા રાયકો ભાત આરોગશે.
વૈશાખે વંટોળ ઉન્હાધખ વાસે રે,
ધુળના વાદળ રચશે વનના વાયરા
બળતા કિરણોના વરસાદ વરસશે રે,
બળશે ધરતી, બળશે પ્રાણી, પાદડા
વિયોગ શો કઈ ધોમ ધખે આકશ રે,
સૂકવશે સૃષ્ટિ, રસ આબે સીંચશે
ચરતા પખી ડાળે ભેળા થાશે રે,
વિસામે વિરમશે જગના પન્થીઓ
કડવી લીમડીઓની મીઠી છાયે રે
રૂમાલના ઓશીકે રાયકો પોઢશે
કિલકિલ કરતા વ્હાલપડા પંખેરૂ રે,
વ્હાલા ગેવાળ હાલરડે ઉઘાડશે
લળીલળી નમતી કુલવતી નીચી ડાળ્યો રે,
પોઢયા ગોવાળ ઉપરથી માખ ઉડાડશે.
લીલમછન્ન પલ્લવમાં ઠરતો વાયુ રે,
થાકેલા ગોવાળનો થાક ઉતારશે

-સ કોરી લે પાલવ ત્હારો ઉડતો રે,
વસન્તના પાલવની લીજ્જત એ ! ઘડી.
નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળિયા સરવ મા લ્હેરે આવશે
તરુના ઘાસ વિશે મધમાખ્ય ગગણશે રે,
પાળોન શણગારશે ગ ૫ વેલડી
તરુવર કરતા વાધી તેમની છાયા રે,
પશુપ ખી ગણ લાગ્યા સહભર ડોલવા.
પોઢયા રાયના આળસ મરડી ઉઠયા રે,
કહીંને ક ાડી ચતરગ વાસળી
આઘી આઘી ખોમા વળતી ગાયો રે,
વાસલડી સાભળશે, પ ત્યા ઉભશે
જળજળનિરાળ કમળો છુટતી બે શેરે,
વાસલડી સુણશે ને જલને ત્યાગશે
—જો ! ઘેરા ભવયમુનાતટ રમતા રે,
અનહદ ઉ વગા ગોવિન્દ વાસળી
સુણ, સમજ આચર એ ગીતના ભેદો રે,
પશુથી એ પામર શુ આપણ માનવી?-
સાઝ પ , આ ડક કુમળા થાય રે,
સૂરજ ૫ણ ધરતીના ઉરમા ઢળી પડયો
કય છે ગણ ? એ કયા છે બાલ ગોવાળ રે,
કયા છે વાસલડી એ વનવન વીધતી.
માત્ર સરોવરજલમા રમતા ભાળુ રે,
દોડતી વાદળીઓના ભૂખરાં લ્હેરિયાં.
—આછા ઘુ ઘટ ઉઘાડ, વદન વિકસાવ રે,
વાદળિયોને વેર, પ્રગટ મુખચાંદની,

૨૫

પ્રિયતમાન્તિય જોઇ લોકડિયા લજાશે રે,
વસન્ત તો પાખડિયે પ્રેમ વધાવશે
ધન્ય નયન ! શું હાસ્ય સરલ ! હુ પામ્યોરે
આશિર્વાદ હૃદયમા ઉભરાતા ઝીલ્યા
બાલકમળ સૈભાગ્યસુધા મ્હે પીધી રે,
ધણુમા નવ એ દુઘડિયા લાધ્યા મ્હને.

ન્હાનાલાલ

---

૧૫

## સાગર અને શશી.

આજ, મહારાજ ! જલ પર ઉદય જોઇને–
ચન્દ્રને હૃદયમા હર્ષ જામે !
સ્નેહઘન કુસુમવન વિમલ પરિ... ગહન–
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે !
પિત ! કાલના સવ સન્તાપ શામે !
નવલરસધવલ તવ ને. સામે
પિતા ! કાલન સર્વ સતાપ શામે !
જલધિજલદલ ઉપર ...ામની દમકતી !
યામિની વ્યોમસ... માહિ સરતી !
કામિની કોકિલા કેલિકૂજન કરે !
સાગરે ભાસતી ભવ્ય ભરતી !
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
સરલ તરણી સમી સરલ તરતી !
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

મણિશંકર.

૧૯

## સરોવર

૧

નરી સરલતા કોણ પૂજશે !
નથી તેજ, નથી તરંગ,
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી !

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઈને
પ્રશાન્ત નિદ્રિત બાલ પ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સૂતું
તુજ નયન સમા જલહૃદયે, મુજ લાડિલી !

૩

એ સુન્દરતા કોણ નિરખશે !
કોણ સમજશે ? કોણ સુહવશે !
કોણ નીર ચંચુ ત્યાં ભરશે ?
—અનિમિષ, અકલ ગહન સૌન્દર્ય
તુજ નયનમાં ઊંડું શોભતા આત્મન્ સમું, મુજ લાડિલી !

૪

વિશાલ નભ વીંધતા ગરૂડ ઉડશે,
પ્રભા વીણન્તા દિગન્ત ઘન ભ્રમશે,
સઉ શમશે, સઉ શમશે, ઉતરશે,
તુજ હૃદય સમા સરવર પર મુજ લાડિલી !

૫

મુજ કુંજ પેલી જો ! ઝુલે,
પ્રભુના દીધા કંઈ સુખ ફુલે,

મ્હારા–ત્હારા કંઇ કંઇ કુસુમ મધુરાં ખીલે,
સખિ ! તુજ હૃદયજલ ત્યાં કમલ સીંચી શોભજે,
મુજ લાડિલી !

ન્હાનાલાલ

૧૭

## વનવર્ણન

[ હરિગીત ]

મંદમંદ સમીર વ્હે તરૂકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઇ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જલમાં ચાલતી વાંકી ચુકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે રવે
તાલ દે તે ગાનને તરૂવર ઝુકે બહુ ઝુંડમાં,
દે માન તે શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતા,
વ્યોમ તરૂ તટ વિશ્વ, સઘળું નાચતું પ્રતિબિંબમાં,
ઉંચા સુણે ગિરિવર રહી બધું ગાન ગંભીરતાઇમાં.

મણિલાલ.

---

૧૮

## આરોહણ

( પૃથ્વી છંદ )

સખે, હૃદય ! કયાં હશો ? પગ કયો ર્‌હ્યો આ સમે ?
ર્‌હડે અવર કોઈ સંગ થઇ કે રહ્યા એકલા ?
અને નયન જે સદા મધુર દીપતા, તે હજી
લસે અસલરૂપ, કે કંઇ શું થાકઆંખા થયા ?
જરા વિષમ આ ર્‌હડાવ, બઉ સાથી હારી ગયા,
વળ્યા પગથી અન્ય, જે ફરતી તળેટી વિશે.

અપોર સહુ ગાળશે સ્ફટિક કો ગુહાકુડને
પડયા હિમશિલાતટે, નિરખતા નીચે દૂરના
વિસર્પિ સરિતાકુલો, ઊટજકુજ છુટી છુટી,
અને વનવીટેલ ખેતર વિશાળ વાળી ખીણો
મ્હને પણ ઘણુ કહ્યુ વિરમવા નીચે સાથમા,
પરતુ ચ્હડવુ, હજી ચ્હડવુ, એ મ્હારી તૃષા.
ચ્હડુ, વળી ઉભો રહુ, પ્રાતપદે દિશાઓ ખસે,
અને વિમલ તીક્ષ્ણ અતર ઉઘલતા લોચન
નિહાળુ જગચિત્રની પલટતી જ છાયાપ્રભા,
વિચારૂ કઈ જીવતી નિધનવાહિ કઇ પકિતઓ,
વિલોકુ નર, ચિતવુ કૃતિશાયિ નારાયણ,
અને વિધિસમુદ્રમા નિરખુ જગ કલ્પના
જલો અવનિના સજી અનિલ પાખ, નિમ લ બની,
તરે વિહગમાલ ગ ફરતા જ આકાશમા.
સુવે ઢળતા ઝાડના ઘુમટકેરી શય્યા વિ ,
રચે ઝુલતી લ પ્રથિ ઠર સાલો તરુયુગ્મના,
ભરે કુસુમકોશમા સ્ફટિક, મોતી વેરે દલે,
શકુતકલગી ખચે ચળકણુ હીરામય,
વિદગ્ધ તરૂ હાકો લે, ક્ષણ કપ શોભતા,
શિલા પણ પરિષ્વજે, કઠિન ચિત્ત કોમલ સરે
વસે અહી મઠો વિષે ‘મુરતીઓ’ ધરી ખાખને
વિરાગ વદને, પરતુ ઉર અન્ય સૌ જેહવા,
નીચેની વસતી તણા સતત ‘પચભાગો’ વળી
‘પ્રસાદ’ ચ્હડતા અહિ, જઠર તેથી ભરતા જ એ,
ચ્હડે ઉપર ભાવિકો, હરખથી જ જાત્રાળુઓ,
ધરે ‘ફુલ નહિ-તથાપિ ફુલપાખડી’ તે ગ્રહે,

ઘણી ગિરિની ઓષધિ, વન અનત ફાલ્યા ફળ્યા,
કુઠારિ, વળી કાછિયા, કણબી, માળી, વૈદ્યો, અને
વિવેકહુત દર્દીના અધમ ઉટવૈદ્યો જ એ,
સમાધિછલ જાણતા, કપટબ્રહ્મચારી, સદા
અધોગતિ સ્વીકારતા ચશચશી જ ગાજાકળી
સ્મરે કવિ કહ્યુ તમે, "કુદરતે બધુ સુદર,
અને ફકત માનવી અધમ,"—એ અહીં તો ખરૂ !
અરે નહિ નહિ ! અહિ પણ કદાપિ એકાદ કો
મઠોની કર્કશ શિલાભૂમિ વીંધી જ મૂલો ઉડા,
તજી ફલક વતમાન, પ્રાચીનથી પોષીને,
પુરાણ ઋષિયોગિનો તપ શમે અને જ્ઞાનમા
સમોવડ બની રહે, હૃદય–બુદ્ધિ–આત્માથકી
પ્રસારી વળી કૌમુદીધવલ સામ્ય કિરણો સદા,
ન હોય જડ કુદરતે ધરી રહે જ સૌન્દર્ય તે
સ્હડુ ઉપર હા ! સખે વિકટ આ સ્હડાવે તમે
નહિ નિકટ. કર ચહે તમ ખભો જુની ટેવથી
નહિ પગથીયા રચ્યાં, પથર ધારવાળા લીસા,
અને તરૂલતા તણી નિબિડ ઝાડી આ કાન્મી
પદેપદ વળુ નીચો, ઉઝરડા તથાપિ બહુ,
અને ક્વચહિ ક્વચહિ દીસે પદચિ વ્યાઘ્ર ચિત્તાતણી.
અહા ! ગઇ જ ઝાડી નિર્મલ લસે ઉચુ વ્યોમ શુ !
—અરે, પ્રખર સૂર્ય, સત્યવર વત્સને શો દમે !
દીસે કુદરતે અહીં રચ્યુ શિલાતણુ આસન,
તપાવ્યુ રવિએ, તથાપિ ઘડી થાક ઊતારૂ હુ
નિહાળુ પથ જે સ્હડયો, જલ રસો જ નીચે રહ્યા,
જણાય ન જણાય સૃષ્ટિ સુદર ગુથેલ રગેલ એ !

હવાદલ વિશાળ ત્યાં ભુખર દીપતું, તે મહિ
સરે રસગતાજ મીન, ખગવાહળા ઓ ડુબ્યા !
રહેણેની ઘનશ્યામ છાય નિજ સોહિનીમાં પુરી
લપેટી જતનેથી ખીણ, લોભાવતી લોચન
અહા, સ્વર રહે ઠો ! ફ ! નગર આ શું ગાયવનું ?
ફરી જ રણકાર હા આતિ, આવ, રમ આ દિશે
પડેલ-તજી દીધ આ ઉચી ટુંકો વિશે મંદિરો
રહ્યા વિવિધ પથ ને વિવિધ કાલના સ્મારક,
ધરે હજી સુકડઘટ, અનિશો જ પૂજામિષે
બગડી રમતા, ભી વહી જતા ધરી એ સ્વર
સુનાવી પથિકો કરે ચકિત લોક જ્હેમી ભગ્ન
અહા મધુર વટ, મંદિર વિષે અનાયાસથી
થતા સુખદ,-શા વિચાર પ્રકટો તમે આ ઉરે !
રહ્યા શું પૂર્વજ મહા પ્રબલમત્ત આર્યો તણા
ખરો વિમલ ધર્મ—પટરવ મિષ્ટ આ કેવલ ?
અહો જગતવંદ્ય ધર્મદ્યુતિ સેવતા પૂર્વજો !
ભગીરથ પ્રયત્નથી જગરહસ્ય પામ્યા તમે,
વહે અનિલ ઇશ્વરી નિયમથી, કદાપિ વહે
સ્વર તમતણા, પડે શ્રવણ, તોય સમજાય ના
કદાપિ નજરે પડે સજીવ મૂર્તિ તમ ધર્મની,
ન એ નિજ પ્રકાશ, ગભ-કજળ્યા જ તનખા સમો,
નપુંસક, શકે કરી પ્રકટ અન્ય આત્મા વિશે
ગઇ ઘણી પ્રજા, ગયા વિરમી ધર્મ પણ કેટલા,
રહ્યાં વચન એમના, ફકત કલ્પનાસૃષ્ટિ એ
ગણાય, ગત કાલના સાહિત્ય-ઇતિહાસના
જશે ગરવી આર્ય જાત, બ્રહ્માની પુત્રી વડી ?

ત્રયી શમી જશે અમર શું ક્ષીરસિન્ધુ વિશે ?
થશે શું ભારત સુનાની હોમર તણા જ કાવ્યો સમુ ?
નહિં શશિકલા ધરી, કુમ શું ધારશે મહિરો ?
સખે ! ઉર તું રધાય જીવ કાલ—ઓથારથી
—અને મુજ વિશે બળે અચુત આર્યકુલ પિતૃઓ
પ્રભો કિરણ આશાનું ! ધરની કોરી દુંકાલમા
ચહે સલિલજ્યે તિમેઘ ઊગરવા સતતિ !
સ્હડુ ઉપર, હોસ્ત ના ફક્ત પૂર્વ નિશ્ચયથકી
વધે પગ,—પડે કઠોર પડઘા પદાઘાતના
અવાજ પણ એ સુવે પલ મહિં સુના આ સ્થલે,
મળી, ડુબી અશબ્દ મા ગળી જઈ થતો ના થયો
વસે શ્વરા લસી રહે વિશદ દિવ્ય શાતિ અહીં,
ગભીર અવિલોલ,—જે જગત મેલ આત્મા તણો,
વળી જગત પાપડખ, દુખ સ્થૂલ રાગોતણા,
ઉતારી ભુલવી વળી રૂઝવી, અંક પોઢાડીને,
કરતી નિજ ધામ યોગ્ય ભ્રમમગ્ન આત્માશિશુ
અનત અવકાશમુદ્રિત સૃજત ચેતન ઉર
અનન્ત-તત કાલનુ સતસ્વરૂપ શાશ્વત્પ્રભ !
અવિકૃત નિધાન આદિ અવસાન સકર્ષણ !
અનંત જીવયોનિના સગુણ કોટિ સકલ્પના
અનતમુખ જે સ્ફુરે, સ્ફુરણમા જ જીવી રહે,
વિચાર-અભિલાષ-ગાન-રતિ, તે તણો ભાસ્કર !
ભજે ઉર ઉમગથી, સરલ દીન શિશુભવથી,
અનેક યુગદેશના કઈ મહાનુભાવો તન.
પીતા મૃતસ જીવની વિમલ વારૂણી તાહરી
દૃગો સકલ દેશ-કાલ-લખરૂપ ઝાખા લહે,
રગેરગ વસી રહે અચલ જ્યોતિ શ્રદ્ધાતણી.

જશે કંઇ પ્રજા ? પડે કડડ ભાગી શુ રાજ્ય કો !
થશે અમુક ધર્મસ્સકૃતિ તણો પ્રલય કે કદા ?
—ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો,
વસે તું નિજ રંગમા, સકલ સૂત્ર તુજ હાથમા.

બલવંતરાય.

———

## ૧૯

## ગિરનારને ચરણે

[ વસંતતિલકા ]

ઊગ્યુ સવાર સુખરૂપ સખી ! અમારૂ,
યાત્રા હજો શુભમુખી અમ ઊર્ધ્વગામી,

૩૫

માડી સિંહાસન રવિ ગિરનાર શૃગે,
યાત્રાળુને કનકઅગુલિથી નિમન્ત્રે.
આકાશમાથી ઉડુમડલ સંચર્યુ'તુ,
આતિથ્યઅર્ઘ્ય રવિ એક જ અર્પતો'તો
તે લેઇ લેઇ નમણુ ઉર નામતુ' તુ,
લીલાવિમુગ્ધ પડતુ લચી દેવપાદે
પ્રાચી વિશે વિચરતા અમ સૂર્યદેશે,
જ્યાં તેજના ઝરણુ કોટિક ફૂટતા'તા
જ્યા ઉડતા અમિત ભર્ગતણા ફુવારા,
આત્મનતૃષા છીપવવા લીધ પન્થ ત્યાના
ન્હોતી સીમા ગગનનીય રચન્તી બાધા.
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની,
ન્હોતા જ અકલન તે સ્થલકાલકેરા
નિસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે

લેતા વિરાટ પગલા સખિ ! વિશ્વગોળે,
વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે,
ઊભા પુરાણુતીર, લોચન વર્તમાન
એવુ હતુ બલ વિભુ નવ પ્રેરણાનુ
હા ! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણુ ત્યા ચરણે પડેલો
રાજેન્દ્ર કો થઈ ગયા સખિ ! ધર્મગોપ્તા,
તે ગાય વંશવિધુની ગુણવત ગાથા
શુ સ્થૂલસૂક્ષ્મ લહરી નથી એક પૂરે ?
શુ સ્થૂલ નેત્ર નવ ચેતનમન્ત્ર વાચે ?
શુ સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમા ?
શુ સ્થૂલમા ન ઉભરે ચિર ચેતનત્વ ?

જોયુ અમે ગિરિકણે, સ્થૂલની શિલામા,
જોયુ અમે ઉડુ ઉંડુ, અદ્ભુત દીઠુ,
તે એક શૈલકણના ઉરમાહિ જોતા
ઇતિહાસવાહી દીર્ઘ દર્શન ત્યા પ્રભુના

આદ્યન્ત આ જગત જીવનને ભરીને
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો,
ને તે મહાકમલની દલપાંદડીમા
મોઘો સખિ ! પરમ બ્રહ્મપરાગ ઊડે

મારી છલગ સખિ ! સાગર એક કુદા
નિહાળ્યુ ભારત સુસાત્ત્વિક વન્દનીય
નિહાળી શ્વેત ગિરિમાળની હિમભૂમિ,
ને સાધુસાધ્વીની દીઠી મહિ શિવ રેખા
ઓળંગી એ હિમભૂમિ, જલધિની ગાઢી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ

ત્યાં નિરખી સુભગરાઘવપાદ લંકા,
ને વીરવીરી બટુકો મહિં સ્તોત્ર ગાતા
સિદ્ધાર્થદેવ દીધ ભાતી એક વત્સા
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે,
દે ખંડ ખંડ દુધ રાજર્ષિ અશોક
સૌ એક શૈલકણુમાં ગૂઢ પ્રાણ દીઠું
ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે પુન પુન પાલવ ઉરદેશ,
સકોરી કોર સરતી કરવેલડીએ,
તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો ?
દીઠી શિલા મહિંય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતનબોધ વ્હેતો
તો શૈલને જડ પછી વદવું સાખે ! કાં ?
તો શૈલને જડ કહી સખિ ! નિન્દવું શેં ?
જ્યોતિ ઝીલી મહત્પ્રાવ દિનેશ કેરી,
સત્કાર સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતા જ વરેણ્ય ભર્ગ
આતિથ્ય દેવકુલનું સખિ ! ચાચવાને.

ન્હાનાલાલ.

---

૨૦

## ટેકરિયોમાં એક સાંઝનો સમય.

ગરબી

[ ઇતિહાસની આરશી, એ ચાલ ]

પડ પાછળ પડ રચી ઉભાં શિખર ગિરિવર કેરાં,
રચી અર્ધચક્રનો વ્યૂહ ગુંથાયાં અહિં ભેળાં;

ઘેરી ઉભા આ ઉચ્ચભૂમિ, નિરખી રહેતા
ટગટગ કરી ભરઆશ્ચર્યભાવ અંગે લેતા.
નિર્જન વનમા આ વેળ શૂન્યતા શી વ્યાપી,
વ્યાપી પેઠી ગિરિહૃદય, શાંતિસત્તા સ્થાપી,
અહિ શાંતિશૂન્યતાપૂર સીંચ્યુ અંગે અંગે,
ધારે ટેકરિયો સર્વ, વૃક્ષ પણ તે સંગે.
ગંભીરશાંતિસરજળે વિશ્વ અહિંનુ ડૂબ્યુ,—
અહિ ભય આશ્ચર્યનુ સત્ત્વ મૂર્તિમત્ શુ ઊભુ !
આ સ્થળ મીઠી નીંદરે સૂતી શાંતિદેવી,
તેને ટેકરિયો ૨૦ નિરખા રહી આ કેવી !
આ એક શિખરના સ્કન્ધ ઉપર રોકુ જ નરી
પાછળ ઊંચુ બીજુ શિખર નિરખતુ શુ ફરી ફરી !
ગિરિટોચ છુટા તરુ ઊભા ચોકી કરતા જ શકે !
તે પણ અહિં અચરજ ધરી શાંત સૂતી નિરખે,
નિરખે જો વળી આ ઊંચે ચઢી વ્યોમ-અટારી
ચંદા કૌતુકથી ભરી મંદ સ્મિત મુખ ધારી,
નિરખે વળી સન્ધ્યા દેવી રંગ નારંગ ઉરે,
ધરી શુક્રતારલો બાળ, ભરી આશ્ચર્ય પૂરે,
એ શુક્રબાળ પણ રહ્યો નિરખી કૌતુકભરિયો
નિજ દિવ્ય રૂપેરી નેન નાખતો શો ઠરિયો !
આ વેળા રઝળતુ કોઈ પંખી રવ ઝીણુ કરે,
કે દૂર ગામના વાસ વિશે ક કલ ઉભરે,
તે પણ અહિં જાતા ડૂબી શૂન્યતાપૂર મહિં,
ને શાન્તિતણુ સામ્રાજ્ય અડગ રહેતુંજ અહિં
ને મધ્યરજનિ નભકુહર વિશે ધસમસી ભારે
વ્હેતો અણુદીઠો પવનસિંધુ ઘુવવે જ્યારે,

ત્યારે પણ અહિં જે સૂતી શાંતિ તે નવ જાગે,
ગાજે સ્વચ્છંદ સમીર ભલે એની આગે
આ નિબિડ શાંતિનું સ્થાન, ઈશ ! તેં વ્યર્થ નહિ
રચિયું, કંઇ ગૂઢો ભાવ અર્પિયો એહ મહિં.
આ શાંતિપૂરનો અંશ હૃદય મુજ સીંચી લઈ,
એ અમોલ ફળનો લાભ લઈ હું કૃતાર્થ થઉં

નરસિંહરાવ

---

## ૨૧

## ક્રૌંચસાગર

(મંદાક્રાંતા)

શાંતિ ! શાંતિ ! ઝરમર ઝરી ગઈ ગળી વાદળી આ,
અંધારી નીરવછંદગતિ શૈલશૃંગે સરી આ
ઉંચો દીપે ઘુમટ ફરીથી વ્યોમકેરો વિશાલ,
જેમાં તારાંજડિત લટકે કેક રેખાભ્રમાલ
બેઠો બેઠો સખી સહિત હું માણતો મંડપે ત્યાં
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુદ્બુદોના,
ત્યાં ગઇ ધારા, શમી વળી ગયાં બુદબુદો, ને નિહાળ્યાં
શૈલો વચ્ચે સર નભ સમું મસ્તકે વ્યોમ, તારા
ને કોરેથી સલિલ ફરકયું, શુભ્ર ચળકયું, અને જ્યાં
વૃક્ષો સીંચી જલ નથી રહ્યાં ડાળીઓનાં ભૂમિમાં
ત્યાં એ આખું સર લસી રહ્યું નીલશુક્તિ જ જેવું,
પાછું જોતાં, ગિરિપર લસે ઈન્દુનું બિંબ કેવું !
"વ્હાલા, જોયું !"—અયિ શશિગણે સાર આ ચિત્ર કેરો
જાણે ! ત્હારો સ્વર સરગિરિ વ્યોમમાં મંજુ કેવો !

બલવંતરાય

---

## ૨૨
## એક ચિત્રદર્શન
(હરિગીત ૭૬)

કવિઆદ્ય વાલ્મિક, વ્યાસ, કાલિદાસ આદિ વિનાશથી,
ગંધર્વ વેદ પ્રકાશ નારદકળા શારદ જ્યાં શમી
જ્યાં વિશ્વકર્માદિ કળાધર સ્મરણ રણ રઝળ્યા પછી–
પ્રતિ રસિક હૃદય રસાવતી થઈ ચિત્રવિદ્યા અણુછતી !
જ્યાં ચિત્રપ્રતિમાકાર, ગાયક, કવિ રુડા ભુજ સુખ નહિ –
ઉદ્વેગ પામી સ્વતંત્ર ખળકળ વિકળ ધારી તું રહી !
હા ! નૂર ક્યાં તુજ ઉડી ગયું ? શું શૂર પણ સ્વપ્નું થયું ?
ઉલ્લાસ ને ઉત્સાહનું પણ પૂર હાય ! ગયું વહ્યું !
આ ભરતભૂમિ સચેત ! તુજ મૂર્છા હવે પાછી વળો !
તુજ કળા–શ્રી ઝળકાવતો પામો ઉદે દિન ઉજળો !
સમૃદ્ધિ સવ પ્રકારની ગઈ, નિરખિ દુઃખિ સરસ્વતી
નિજ હંસ ગુણ અવતંસ ચિત્ર કળાશ પ્રેરે ભાવથી !
વાહન વિના આ તેહનાં સૌભાગ્ય ક્યાં બીજે ખુલે,
કલ્પના રૂપી કમળ તંતુ ન હંસ સુખ તો ક્યાં મળે,
જન સૃષ્ટિનું સૌંદર્ય તાદૃશ દાખવે ચેતન દઈ !
વરતર્ક મુક્તાફળ ચરે, પછી સંભવે શું ત્યાં નહિ !
આરણ્ય આ રમણીય રેખા, રાગ, રસ સૌભાગ્યથી
અવનવું આલેખ્યું સુઅદ્ભુત, ગુણ પરાગ અથાગથી !
શી ઝરણી વાંકી ચુકી વ્હે છે ધરણિ આ સફળા કહી
સુ–વનસ્પતિ રોમાંચ શોભિત ગિરિચરણ ચુંબન કરી !
આકાશમાં શરદભ્ર મંડળ વિમળ શું શોભી રહ્યું !
બુગ પક્ષી દૃગ આનંદતું મન મોરને લોભી રહ્યું !
શુભ શ્વેત પુષ્પની ચમરીથી દીપતી, માળા મુગટથી–
હરિયાળી ક્ષેત્રભૂમિ શી ઝળકી આ રહી અંહુ ઓપતી !

આ કોર ખેડુત આપડો, તરુ છેદવા વાંકો વળે !
આ મસ્તકે ધરી ઘાસ કે જળ–પાત્ર વનિતાદિક વળે !
ત્યાં સુધા ધવલ ગુંબધથી દીપતા કૂપની આગળે
ધોરી ધુરંધર ધીર થંભ રહ્યા, રહ્યું થાળે જળે !
શી પગથિ કાપી કાઢિ છાયા શી આલેખી સમસ્તની !
અહિં ખુશનુમા કુદરતી ખુબી ચિતરી ! કલમે મસ્ત શી
આ વૃક્ષ શોભિત સામસામાં વાત અબ્ધિ કરી રહ્યા–
નિજ વિમળ પત્ર પ્રભાગ્રી ઉજળી ડાળ બાહુ ભિડી અહા !
કપિદળ સ્વચ્છંદ રસાણુ કરે ભ્રમણા વિશે ન ભુલા પડે !
કઈ કોઇ જોડ ઘચુમલે તરુને ઠં કોડે વડે !
આ ચડે વૃક્ષ વિલોકિ વિમુખ કંપ, ચિડે એ બાથ ત્યાં !
ઘુરકી રહ્યો વાનર ! ખલે વાસી ભરી ભવાડ જ્યાં !
આ આમ તેમ છુટા છવાયા અજાજૂથ નિડર ચરે
ત્યાં હરિણમંડળ હરખમાં નિઃશંક એક હરે ફરે !
એ ઉતરવા તત્પર થઈ વૃક્ષાગ્રથી કેકી નમે !
ગભીર રસ શૃંગારપ્રતિમા સરસ સારસ ત્યાં ભમે !
ગિરિ શિખર શોભા ખડક ખૂ ણી–નદીના સુપ્રવાહમાં
ચકચકિત સર્વ સકેત સઢ ફરફરે એવાં નાવ આ–
ગુલમ્હોરઆદિ સપુષ્પ વૃક્ષ અનેકની રચના રુડી–
વીંટાતિ વેલડી આ અહિં ! તહીં બધાથી હદ વળી વડી
આ દૂર પર્વત ટોચ ઉપર પૂર્ણ ચંદ્ર કળા સમી
શી દેરડી ઝબકી રહી ! પવને ધજા શી રહી નમી !
તે માર્ગ ચડતા ઉતરિ વળતો 'ખણુ દિશે કે ગિરિશિરે–
સુવિચિત્ર વેષથી ભકતજન બાત્રિક સ્થળસ્થળ તરવરે !
એક ચકિત અશ્વ વિલોકિ મહિષ તથા પુરૂષ બીજો વળી
પગ ખડગ આગળ વક્રધારી, પૂઠ વરણે ઉજળી

ઘરી-તરતિ કરતો ચમર પુચ્છે જળ પીએ મન મોહતુ–
એમ જોડુ જગલી હયતણુ સરિતા પ્રવાહે સોહતુ !
આભો બનેલો આ ઉભો રાભો ગ્રહી કર સારડી
ભડાક ભડકી જડ ભેંસ પણ પાણી પિયે ના એ ઘડી !
એવી રીતે ચિતરી અલૌકિક રસ ભરી નાના વિધે-
વન આમ લીલા સૃષ્ટિનુ સૌન્દર્ય જેની ખુબી વધે.
આ ચિત્રમા મુજ ઉક્તિ નબળી કયમ કરી પુરી વર્ણવે ?
સાનદ આશ્ચર્યથી દૃષ્ટિ સ્થળે સ્થળ જ્યા ઠરી રહે !
મુજ ધન્ય ગુર્જરભૂમિ તુ ! બડ ભાગ્ય આ તુજ બાળથી !
પૂરધન્ય વીર-ક્ષેત્ર તુ ! દીપતુ તેમ વિશાળથી !
અકે લહી આનદ માને આજ ચિત્રક હસ આ !
ગાયન તથા કવિતાતણા શશિ સુરજ પણ તારા અહા !
તે પૂર્ણ પ્રેમાનદ અનુપમ અક્ષમૌલા સાથમા
દિન દિન કળાથી ધવળ ઉજ્જ્વળ હ્સ ઉદયે રો’ સદા !

હરિલાલ ધ્રુવ.

---

## ૨૩

## વર્ષાવર્ણન

[ ફાગ ]

ધન્ય ધન્ય ઓ ચિત્ત મુજ તુ ! ભાગ્યશાળી ના
તુ જેવુ કો મ્હેં તો દીઠુ ભમી ભમી દુ ખ-
પારાવારે, દુસ્તર વીચિ ઘણી તરીને,
દિવ્ય દેશને કાઠે આખર આવ્યુ છે તુ,
રાચ ! રાચ ! રતિ સજી રે ! વિશ્વમા રતિ ઘણી હજી રે !
ગિરિવરકેરે શૈલે શલે વૃક્ષમાત્રને
પત્રે પત્રે, નદીની ઊર્મિ ઊર્મિ ઉપર,

વાયુની લહરી લહરી સાથે, પશુ પક્ષીના
અંગે અંગે-શબ્દે શબ્દે, મેઘમાળને
ખડે ખડે, અંશુનાથને કિરણે કિરણે,
નાચે લક્ષ્મી વિવિધ વેશથી વિવિધ રંગમાં
ચંચળ ચપળા હાવભાવ કરી રમણીય કેવા?
જેની જેની રતિ સજી રે! વિશ્વમાં.

*　　　*　　　*　　　*

અહો! રતિ જડ જળધરગણમાં ની આ દેખું-
નહિ ચેતનમાં જે કદી દીઠી! ઉંઘુ છુ કે
જાગુ છુ આ? વિવિધ રૂપ લઈ વારિપુંજ એ,
કંઇ હાથી બની શુણ્ડ ઉઠાળી ગંભીર ગાજે,
વ્યાઘ્રાકારી પુચ્છ પછાડી દોડે પેલો

*　　　*　　　*　　　*

વળી પણે શી સુન્દર જાળી શ્વેત મેઘની
પડી રહી છે! વળી અગાડી ધીર સમીરે
સરવર ઉપર રમ્ય રચેલી નાજુક લહરી
વાંકીચુકી એક બીજાની આગળ પાછળ
કંઇ સધાતી કંઈ ત્રુટતી ધીમે ધીમે
પ્રસરે, તેવી જ પાડી મેઘમાં ભાત શી દીસે
લ્હેરિયાંની આ! સ્તમ્ભ સમાતર મ્હોટ મ્હોટ બની
વ્યોમઘુમટને ધરી રાખવા પણે રહ્યા છે
પણ એ પાછા ગતિમાન આ થયાજ દીસતા
રવિરાજની પાસે આવે ગજગતિથી ગજ—
ચરણસમાન શુ? પણ અંધારૂં આગળ આ શું
થતું દીસે છે? હા હા—એ તો સલિલભારથી
શ્યામ ચળકતો મૃદંગ સ્વર્ગની-નીકર રતિની—
બની ગાજતો મન્દ્ર મનોહર, પવન પીઠ પર

એસી દોડે સાથે પયોધર, બીજા મેઘને
ભેટી કરતો લીન સ્વહૃદયે, થાકી ગયેલા
ઉષ્ણરશ્મિને ખલે સુવાડી, વધ્યો અગાડી
દિગન્ત સર્વે દીધા જ છાઈ ! મેઘ સર્વ, રવિ,
તારા, ને નભ, સર્વ આજ રતિ હૃદયે ગ્રહીને
એકરૂપ જે થયા જ તેનુ દિગન્તવ્યાપી
શરીર જળધર કૃષ્ણવિષ્ણુરૂપ આ છે નક્કી !
સ્નેહ એકલો એને ચિત્તે—સ્નેહ એકલો
એને ચિત્તે—તે જ સ્નેહને દેખી મ્હારા
ઉરથી ઉછળ્યો સ્નેહ નક્કી આ ! સ્નેહ, લક્ષ્મી, ને
આનન્દની આ ત્રિપુટી આજે એક બીજાને
બાઝીને વા એકબીજામા લીન થઈને
એક બીજામા શીવાઈ જઈને આજ રહી છે !
નથી હૃદય મુજ ભુવનથી જુદુ, નથી ભુવન વા
મુજથી જુદુ ! એક, એક, આ સર્વ ભુવન છે
ભુવન, લક્ષ્મી, આનન્દ, એકઠાં ગાનયોગમા
લીન બની જશ રતિના ગાતા ! નહિ હુ પણ કઇ
મુજને દેખુ ! અન્ધ બની રતિ-કીર્તિ ગાઉ છુ !
ગાઉ છુ રતિ સજીરે ! વિશ્વમા૦

* * * *

જો ! જો ! જો ! આ ત્રુટી પડયો શો મેઘ જોરથી
નભકટિપરથી, પ્રસારી લાબા ધારાકરને
ધરતીને ઝટ બાઝી પડવા ! અહો પવન પણ
વચમા આવી સુ સુ સુ સુ કરતો ઝટ ઝાપટી
ગભરાવી લઇ લેઇ બાથમા ધારાપટને
શો આ દોડે હા હા હા હા કરીને હસતો

ઉચ્ચ સ્વરથી ! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાલ્યો અવર દિશામા માતરિશ્વ, ને
મન્દ ઝાપટુ પડી ગયુ ન ઝૂમઝુમ ઝૂમઝુમ
ઝૂમઝુમ કરતુ થાકી હાફતું હળવે હળવે
પાછુ પડી એ જાય ભૂમિ ભણી જીવતો રહેજે !
જીવતો રહેજે ! અગણિત વર્ષ વિષે ન, રસધર !
સ્નેહગર્ભ તુ મ્હારી પેઠે જોને, આજે
ભુવન સર્વ છે, અમી દૃષ્ટિ તે ઉપર કરી તુ
નાચ ! નાચ રતિ મન્દિરે ! વિશ્વમા૦
પડી રહ્યો એ મેઘ એટલે રા ખેચરના
ટોળે ટોળા સ્વત ન્ત્ર થાતા સ્વસુખ કેરા
અ ક વિષે ફરી કલ્લોલથી કે કોહલ કરતા
આવે પાછા ! હર્ષ–ઉન્મત્ત બનીને આ રે
એક બીજાને અ ાવળે, ઉડે ઉપર ને
નીચે પાછા ! ચક્રગતિ કરી, ગા ન ર , ગીત
મનહર ગાઈ આણી સુ રુ વૃન્દાવન અ જે,
વિષ્ણુપદમા શું આ પાછુ ? અહો ! પણે પણ
જોને, અધિક જ કૌતુકર્ષિ થાય મ પેલુ ર
સ્નેહવિષ્ણુરૂપ કૃ ણમુકુટશિખિકલાપકેરી
કમાન સુ દર ! આછી આછી િ વસદીપસમ
પ્રથમ ભાસતી ! વધ્યો પ્રકાશ ! વધ્યા વળી ર ગ
વિલાસી બન્યા રતિમૂઢ કરાકર સૂર્યતણા
જલદોદરમા પ્રસરી નવ રૂપ ગ્રહે અ'ત સુન્દર,
નામ કહે જન " અમ્બુદચાપ," મને પણ લાગતી
સ્નેહકમાન વી ટી સઉ ભૂમિ અને નભને
લઈ લેતી સ્વગોળ વિષે જયિની, મન જો ! મન જો!
રતિ ર ગ કરે ઇતરેતરશુ, બહુ આજ સઉ,

નીલ, લાલ, પીળો વળી ચાર બીજા, રમી એક બીજા
તણી સાથ રહ્યા, કરઅશ્વઉપર રવિબેસી ફરે,
સુખ સપ્ત ધરે હય તે જ ! તુ ને, મન જો ! મન જો !
ફરી જો ! ફરી જો ! પણ એ ભળી ગઇ નિજ મૂળ વિષે
રતિ ગાઢ ધરી –પ્રભુ સ્નેહતણી અકળિત લીલા
મન ને પરખી,–નીરખી લઈ લઈ– રખી પરખી
લીધ ! લીધ રતિ સજીરે વિશ્વમા૦

ગોવર્દ્ધનરામ

---

૨૯

વૃષ્ટિ.

( મહીડીપની ચાલ )

રસ રસ રસ કરી દીધુ જ જગત પલકમાહી !
શીત શીત શીત કરી જ ગાત્ર ઉઘને વધારી ! ( ધ્રુવ. )
રસદ ઘન ઉરેથી ઉતરી હુ કવિતા
ઝાપટે પડુ છુ ત્યા જ દ્રવતી ધરતી ધીરા—રસ૦

*        *        *        *

પડુ પડુ ઉચ્ચ અભ્રઉરથી, ઝરૂ જ ધરતી ઉરે,
રસ રસ થતી ધરતી એવી લીલુ વપુ ધરી ઝુરે...રસ૦

*        *        *        *

કદી હુ રમતી રમતી ઉતરૂ આડી ધીમી ધીમી તે
નિસરણી મુજ સમીર થાય, મુકુ પડતુ વળી પડીને રસ૦
ટપક ટપક પડતી બોલુ મીઠડુ ઝીણુ હુ,
ધડ ધડ વળી દોડી પડુ ખડ ખડ જ હસુ હું રસ૦
કુસુમવૃષ્ટિ સમી જ દેહ–કદી વળી સરૂ–ધારી,
ઉભી ઉભી પડુ કો દી જેમ ઝરતી ઘણીક ઝારી...રસ૦

કદી સરતી ન દેખાઉં તોય પડુ જ નીચી આવી,
યમ સમી પડુ એમ પણ હુ પડુ જીવને જ લાવી રસ૦
જગત આ સમય ઊંઘતુ, તોય ગતિ મ્હારી
પરખશે, પ્રભાતની જ નવલ છબી નીહાળી રસ૦
રસ રસ રસ કરી જ દીધુ જગત આમ મ્હે તો !
રડતુ હોય તોય રસથી ઓગળ્યુ જ એ તો ! રસ૦
રસ રસ રસ ઉરમા જનો તણે હુ પ્રેરૂ,
રમ ચેપી ભરૂ સૃષ્ટિમા તો રમ જ દ્રવે મેરૂ રસ૦
મુજ પ્રભાવ એમ વિષય સકળ જગત ઉરે
લલિત ચલિત રસની લહરી ફુકી ફુંકી ખુલે રસ૦
રસસમીર ફુકુ, ત્યા જ કંઈક હૃદય કમ્પે,
કંઈક હૃદય કેરી વળી જુની ઝાળ જમ્પે રસ૦
નાચુ તરૂને પાદડે ને ઉડુ વાણુ બાઝી
ઘનથી નીચી ત્રુટુ જ ત્યા રહે તડિત ગાજી ..રસ૦
પૃથ્વીમા ને વ્યોમમા ને અંતરાંતભાગે
રસથી એમ ઝુકુ, ત્યા જ ચમકી જગત જાગે રસ૦

ગોવર્દ્ધનરામ

---

## ૨૫

## લાગટ હેલી ઉઘડતી વખતની રચના

(જમનાજળ ભરવુ મ્હારે કુવર કન્હેયા રે એ ચાલ)

દ્યોદેવી દીર્ઘકાળ મેઘે બદી કીધી રે,
ઘન કારાગ્રહની માળ પૂરી દીધી રે,
એવુ નિરખી દેવીનો કાંત રવિ આ ઠારે રે
તોડી નાખી કારાદ્વાર પાદપ્રહારે રે,
કીધી દ્યોદેવીને મુકત, એ હસતી ઉલ્લાસે રે,
તેને ભૂમિસખી નિરખતી રહી પ્રતિહાસે રે.

હવે જાણું જે પ્રલય કરત મેઘ જશે ન્હાસીરે,—
ત્યારે જો ને એકાએક રચના આ શી રે!

(સાખી.) પવનતુરંગ પલાણીને આવ્યું ઘનદળ આમ!
જોતામાં સહુ દિશ ઝુમી કરે વૃષ્ટિપ્રહારો સહુ ઠામ;
કહિં સતાયલી જો સેના મેઘની આવીરે,
ઘોદેવીને અહી લઈ જરે અતિશ અકળાવી રે
ફરી વર્તાવ્યું સામ્રાજ્ય જો ઘનરાયે રે,
કયા સતાયો રવિરાય, કઈ ના જણાયે રે
આહા! પાછી જો પલટાઈ રચના કેવી રે,
પડયે જાતી વૃષ્ટિની ધારા એવી ને એવી રે,
તો એ કો કો સ્થળ રવિનેજ ભેદી પ્રકાશ્યું રે,
ઘતિલીલા વૃષ્ટિની સંગ પ્રકાશી આ શું રે?

(સાખી) જેવી કો મૃદુ સુંદરી રુદન કરતી જાય,
મહિં વેરે સ્મિત ચળકતા, એવી રચના આ રમ્ય જણાય!
હવે જાશે ઘનનું જોર એવું ભાસે રે,
અટકયો વર્ષાઘાત, ને આમ જો આકાશે રે
છિન્ન ભિન્ન થયો શતખંડ મંડપ ઘનનો રે,
ને દેખાયો ભૂરો ગભીર ઉદધિ ગગનનો રે,
ભુરા ઉંડા એ સાગરમાંહિ ઘણા દ્વીપલીલા રે
શા મેઘખંડ સુવિશાળ ઠર્યા રંગીલા રે!
ને નીચે લીલેરૂં આ ક્ષેત્ર ટેકરી તે પારે રે,
દેવાલય ઊભું ભવ્ય ટોચે તે ઠારે રે,
રવિકિરણે ચુમ્બિત તેના શિખર વિરાજે રે,
તેની ઉપર ઇન્દ્રધનુ રમ્ય રચ્યું રવિરાજે રે,

(સાખી.) ઇન્દ્ર—ધનુ આલેખિયું ગગનપટે રવિરાય,
મેઘાસુરસંહારનું એ વિજયતોરણ શું જણાય!

આમ વિજયી જો રવિરાય, ઘાટેવી સગે રે
રગે રમતો મલકાઈ પડયો તે ઉછગે રે !
જેવા વિજયલગ્નના ગીત ચોગમ ગાજયા રે,
મીઠા પખીડા હર્ષનાદ કરીને નાચ્યા રે,
અને મધુર મધુકરવૃન્દ સ્થળ સ્થળ ગુજે રે,
વૃક્ષવેલી કુસુમ ઉપહાર અપ કુજે રે,
લીલી ભૂમિ વર્ષાબિન્દુ તૃણતૃણ ધારી રે,
અર્પે ભરીને મરકત થાળ મોતીડા ભારી રે,
(સાખી) એમ વિજય વ્યાપી રહ્યો, જગ રેલ્યો ઉછરગ,
એવા વિજયી લગ્નનો મુજ હઈડે લાગ્યો રગ,
રગાઈ હઈડુ મ્હારૂ કરે ગુજારો રે,
હુ એ અર્પુ પ્રેમે કાવ્યકુસુમઉપહારો રે

નરસિહરાવ.

---

૨૬

મેઘને.

( મિશ્રહરિગીત )

૧

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે,
તુજ રેલ અહિં રેલાવજે !
ગડગડ કરી,
ભડભડ ભરી,
રણવાદ્ય તુજ વગડાવજે !—
ધરણી વિશે ત્હઇ તાપના સતાપ છે,
પૂઠે પડયા મનહરમુખી કઇ પાપ છે,
એ સર્વને તુજ રેલમા ઘસડી જઇ હોમાવજે
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! દુર દુર સર્વ એ વ્હેવડાવજે !

૨

આકાશને સહુ છાઈ દે,
તુજ સફળ દળની વધાઇ દે,
સરસર સરી,
રસરસ ઝરી,
જગને અમીરસ પાઈ દે !—
નિર્દોષ કઈ જગબાળકો અથડાય છે,
જીવન નીરસ ગણીને નિરાશ જ થાય છે,
તુ તેમના ઉર છાઇને આશા નવી અકાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! રસરસ અતરે ઉછળાવજે !

૩

તુજ બાણુ રગિન તાણજે,
મહિ રગ હસતા આણજે,
દિનકરતણા,
સુખ સપ્તના,
હૃયના ખુમાર પ્રમાણજે !—
શુદ્ધ પ્રેમને જગમા હુ જોઉં રીબતો,
બહુ શોકઘેરા રગમા, ડૂબી જતો,
એ પ્રેમમા તુજ બાણુના રગો મુદિત રગાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજ શીત હાસ્યમાહિ હસાવજે!

૪

તુજ દાન દેતો ઘૂમીને
કર તૃપ્ત ભૂખી ભૂમિને
સહુ ભય હરી,
જય જય કરી,
ઉર ઠારશે પદ ચૂમીને !—

ભૂખ્યા ભૂખ્યાં આ જગતનાં બહુ માનવી,
તૃષ્ણા ઉંડી અતિ વિકટ છે સહુ જાણવી,
જરી વેળ પણ તુ તેમની ઉંડી ભૂખને ભૂલાવજે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જય જય ત્હારી ત્યા ઉચરાવજે !

૫

અયિ ! કૂદતો કંઇ આવજે !
ભર સિંધુને ઉછળાવજે !
જળપૂરમા
ખુબ શૂરમા
નદી ને ઝરા દોડાવજે !
આ દેશનુ વીરત્વ મંદ પડી ગયુ,
ઉડયુ તેજ, કાળપ્રહાર સહી જ રડી રહ્યું,
તેને જગાવી મંત્ર કૂંતા ઊર્મિઓ ઉકળાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! હરહર વીર હાક પડાવજે !

૬

જળધોધ ત્હારા ઢોળતો
પડ ગ્રીષ્મને ચગદોળતો,
નભ ભરી નીરે
તુજ રિપુશિરે
નાચે રહે રણુ રોળતો !
જૂઠા કલહ ને કપટ આ સંસારમા,
વળી ક્રૂરતા ને દ્વેષ કંઇ નરનારમા,
એ સર્વ સુખરિપુને જગતમાથી હરાવી હઠાવજે !
ઓ મેઘ કર કર વૃષ્ટિ ! સૌ તુજ ધોધમા વ્હેવડાવજે !

૭

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે !
પશુપખીને હરખાવજે !

તુજ રવ ભરી,
છલછલ કરી,
ઉર ગાનના છલકાવજે !
કવિ-અંતરે કદિ શુષ્કતા આવી વસે ?
નીરસ કદરહીણું જગતથી મંદ જ થશે,
તેને ફરી તું જગાવી તુજ ગાનપાન કરાવજે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજશું કલ્પના ન્હેવડાવજે !

૮

રસધર ! ઉતર આકાશથી !
રમિયે અહો ઉલ્લાસથી
જગ અણદિઠા
અદ્ભુત મીઠા
કંઈ ખેલ રસવિલાસથી !
મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે !
રસ દિવ્યધામ થકી ઉંડા મધુ લાવી દે !
રે આવ ! કુદિયે નાચિયે ! કંઈ વિવિધભાવ જગાવિયે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસરસે ન્હવડાવિયે !

ખબરદાર.

## ૨૭
## સ્વર્ગ દર્શન

(શાર્દૂલવિક્રીડિત છંદ)

મધ્યાહ્ને વરસાદ થૈ દિવસમાં માધુર્ય રેડી ગયો,
વ્યોમે એકજ વાદળી કનકની ગુંથેલી મેલી ગયો;
જોતામાં મુજ નેત્ર ત્યાં ઠરી ગયું ને સ્તબ્ધ ઇન્દ્રિયગણે
જોયું સાંભળ્યું જેહ અંતર લહ્યું, વાણી કયમે તે ભણે
એ સૌવર્ણ પયોદમાં નિરખી મેં જ્યોતિભરેલી જટા,
જેના શુભ્ર મરીચિ સ્વર્ગ ચ્હડીને બ્રહ્માંડમાં વ્યાપતા;

ને એ કેશકલાપધારિ નિરખ્યો અભ્યાસને શોભતો,
મૂર્ત્તિ યોગ તણી, છબી પ્રણયની, સર્ગધ્વનિ ગુ જતો
એ ગુ જારવના સુકોમલ અને ગભીર મીઠા સ્વરો,
વાધ્યા શાતિ પ્રસારતા, ઉઘડતા આત્માકલિના દલો,
ને એ ગીતપ્રવાહ, એ શુચિ જટા જ્યોતિ ફુવારા મહી,
આત્માઓ ઉડતા અસખ્ય નિરખ્યા, પીતા દ્યુતિ ને ધ્વનિ
જ્યોતિસ્તભ જલાશયે રવિ રચે ત્યા જેમ મત્સ્યો બધા,
રહે સર્વત્ર પરતુ સ્તભજલમા આવી જ થાતા છતા,
રગો જેમ અનત વારિકણુમા છૂપા રહે સર્વદા,
ને જ્યા મેઘ કમાન ખેચી વિલસે ત્યારેજ થતા છતા,
ગધો જેમ અસખ્ય દ્રવ્યકણુમા રાચે લપાઈ સદા,
ને જ્યારે ઋતુરાજ રાસ રમતો ત્યારે જ થાતા છતા,
પ્રેમો જેમ ચરાચરે સતત બધાઈ રહે મુગ્ધ, ને
અતર્દીપ જ્યહા સ્ફુરે તુરત ત્યા જાગી પ્રવાહી બને,
આત્માઓ ત્યમ ગીતજ્યોતિમય એ શાત વિષે આવતા,
એના પ્રાણપ્રવાહમા ભર્ગ નવા વેગો જ્યહા પામતા,
ત્યા જાગી જ સ્વતત્ર શુદ્ધ બનતા, જ્ઞાની બલી થૈ જતા,
સૃષ્ટિસર્ગ તણા બધા નિયમ ન સકેત પામી જતા,
જોતાં જે નિજ ભૂતજીવન તણો ચીલો પડ્યો સૃષ્ટિમા,
માન્યાં જે સુખ દુ ખ તે નિરખતા તેના ખરા રૂપમા,
લાભાલાભ ગણી લહ્યા અનુભવો તે સર્વને તારવી,
યોગપ્રેમ સ્ફુરત એ વહનમા ઘડતા પ્રવૃત્તિ નવી
એ સૌવર્ણ પયોદ સૌમ્ય જટિલપ્રેમી દ્યુતિસ્રોત એ,
વ્યાપતો નિરખ્યો દિગત ત્યહિ થી આ સ્તબ્ધ ઈદ્રિયગણે
સધ્યા રાગભરી હસી ઝળકી ત્યા લોપતી એ દર્શન,
પણ એ જ્યોતિધ્વનિછબી સતત આ ધારી રહેશે મન

બલવતરાય.

૨૮

## નદી.

( લાવણ્યમયી )

મુજ વ્હેવુ થાય ઘડી ધીર,
મુજ વ્હેવુ ઘડી વણ ધીર,
મુજ રહેવુ ઘડી નવ સ્થિર,
મુજ વહે નીર ગભીર ઘસડતુ તીર તિમિરમા ગાજે,
મદભર્યો અન્ધ સસાર સુણે નહિ ત્હોય નીર છલકાયે.
વનમા જ્યમ કોકિલમાળ
ઘડી જોતામા વહી જાય,
પડી ન પડી નજર ચલી જાય
ઝીણુ ઝરતી કૂજિતગાન,
અનુસરતી માળ પુઠ માળ,
ત્યમ બન્ધુર લહરીહાર
વહી જતી મુજ એકાન્ત,
વનમધ્ય ભરતી ઝકાર,
પણ તિમિરોદરમા સર્વ થાય એ, કોઈ શુણે ન, ન દેખે,
વધી જતો ત્હોય ઉર-છાક ! અહો મુજ છાક ! અચળ તુ રહેજે !
વહી જતી હુ તિમિરની માહિ ઉદધિ છે જ્યાહિ લેતી ત્યા ભેટો !
સમદૃષ્ટિ રહે દિનનિશામાહિ જ્યા વહી રહે રતિલ્હેરો !
દિન અને અહો દિનનાથ !
શુ કામ તેજ-અમ્બાર,
ઘડી થાય ન જો ઉર-લાસ ?
સ્વર્ગંગા ! તુજ ભડાર
નિજ આભોગે ભરી રાખ !
પણ તિમિરે સગમસ્થાને
મુજ જેવી ગર્જના થાયે.

ઉર-ઊર્મિ રરત રચાય,
કો શકે ન પામી પાર,
એ રમતગમતના ઢંગ હૃદયના સંગ પરિચિત કોને?
નભ કે શુચિ આવો માસ!
નીર ભરાવ ન સુકાવ!
સઉ કાળ ત્હોય રહી એક, ઉરે પ્રિયનેજ ગાઢ હું બાઝું
ભર હોય વિજન એ સ્થાન,
ભર હોય નગર પડયું પાસ,
ભર મૂકી સર્વ મર્યાદ
રહે જોઈ સૂર્ય શશી તાર,
ભર જડે જ રચ્યા કાજ
મૃદુ વાલુ કે પાષાણ,
ભર હોય શૈત્ય કે તાપ,
ભર શોકય ઉભી રહે પાસ,
ભર હોય ગમે તે કાળ
ઉરસુરત નિરંતર ત્હોય મચી રહ્યું સદા, સદા મચી રહેશે,
ઉરઉદધિતણે અવકાશ જડ ! મુજ ઉરને જ જડી રહેશે!

ગોવર્દ્ધનરામ

— —

૨૯

આકાશ.

(હરિગીત)

હું વિશ્વમંડળમાં વસું ને વિશ્વ વસતું મુજમાં!
વિભુના પ્રભુને એમ અનુકરૂં, વિભુ થઇ વસું વિભુમાં.
અણુમાં વસું, વિભુમાં વસું વિભુ-ઉર જેવું વ્યોમ, હું!
અણુને ધરૂં, વિભુને ધરૂં વિભુ ઉર જેવું વ્યોમ હું

દૂરથી બિન્દુસમા દેખાય જે મનુનેત્રને,
પણ નિકટથી ન મપાય વીતતા જુગ જેના ક્ષેત્રને,
અગણિત એવા સૂર્ય સરખા ઉદરમા ગર્ભો ધરૂ,
પણ તોય માનવ–નેત્ર જવા ગર્ભને પણ પોષુ હૂં
પોષુ હુ એવા નેત્રને પોષુ હું એવા શ્રોત્રને,
સમદૃષ્ટિ મારી સર્વના સરખા ગણે છે ગાત્રને
હુ ખિચારી પૃથ્વી આખી તે તણા ઉર ઉપરે,
હસ્તસ્થળી સમ ફેરવુ ઘન સ્મ્બુ વળી નગચિબુકને.
ઊચુ નીચુ એ ભેદ ગર્ભે વસતી દૃષ્ટિ ભાળતી,
વિભુ સૃષ્ટિમા એ બ્હાર આવી ભેદ ભૂલી મ્હાલતી
મનુમન્દિરે મુકુ છાપરા, રૂવે હસે જન જોઈ તે,
કઇ ગરૂડ તેને ભેદીને મોભે ચ્હડી ઉભા રહે
તે વીર રાચે ત્યાગીને આ અમળ જ અનન્તતા,
મુજ જેવુ ઉર કરી કરી કુલે કુલ જગ જીતતા
ધુમસ સમા ધૂમકેતુ છાય ઘડીક તેની દૃષ્ટિને,
ઉડી જાય પણ તે ઘડીકમા ને જુવે એ મુજ સૃષ્ટિને
દેખાય નહિ પણ દોરી લખ્ખા રાખી જગના પન્થની,
ખેચાતી ખેચતી ત્યા જ ચાલી ગુરુ લઘુ ગ્રહમડળી.
વણુ આદિ ને વણુ અન્ત વણુ આકાર ને વણુ માપ હુ!
દેખે જનો જે ગાળ તે નિજ બિમ્બ જેની ખાપ હુ
સ્થિર એક ને જગ સચરે ન માહિ જે તે એક હું,
સ્થિર ભાસતુ સ્થિર કે સરૂ તે કોણ મુજ વણુ જાણતુ?
સ્થિર સત્ત્વ હુ સમ કેટલા સ્થિર બાઝીને વળગી રહે?
એ નાટચકેરા સૂત્રધાર તણા પ્રપચો કયા વહે?
નર! આખ ત્હારી ઠારી હું પર, જોની સત્ય જ આવુ જે!
જોનાર! એ આ આખ તુજમા આસુ કનાથી જ આવ્યુ જે!

ઉર મ્હોટ! વિશ્વની કીધ ચિન્તા, એ સમાયુ તુજમા,
શરમાય રોતા નહિ શુ તે જે રહ્યુ એવા સાથમા?
મુજ બન્ધુ! ઓ વિભુ ઉર ઘડીમા આમ વપુ સકોચતા,
તુ શીખિયુ ક્યારે જ? ભુલ્યુ ભાન તુ શુ શોધતા?
નથી નાશ કોઇ પામિયુ, નથી જોડ કો વીખુટી પડી,
ઘનરાજી ઓગળી ત્હોય ધરતી–ઉરમા સરીને વહી
આ વાગતી'તી વાસળી, સ્વર રમ્ય રૂડા સાભળ્યા,
સ્વર સભળાય ન ત્હોય એ આકાશ હુ તેમા ભળ્યા
દેખે ન તુ ત્હોયે રમે તુજ સાથ વાયુ–વલ્લરી,
કમ્પે જ ઝાઝુ તે સમે દેખે તુ એની ઝલ્લરી
નથી તે નવુ થાશે નહી, છે તે નથી ના થઈ જશે,
તાપે તપ્યુ જળ બાપ્પ બનશે, નષ્ટ પણ તે ના થશે

ગોવર્દ્ધનરામ.

---

૩૦

## શ્રાવણી અમાસ.

એક વળા રાત્રિ પડતી હતી
અને મ્હારા નયનોમા નિદ્રા વેરાતી.
અન્તે નયન ફરકયુ ને પ્રવૃત્તિ પ્રજ્વળી,
હુ ઉઠ્યો અને રાત્રિના તટ ઉપર ઉભો.
સઘળે નીરવ શમશમાકાર હતુ,
પણ મ્હારે અન્તર અનામી ઓવ કઇક ગર્જતા
હુ ઉભો હતો
રાત્રિના જલ જોતો ન જોતો
અચેત શો સચેત
જડતાને કાઠે ચેતન હુ જડવત્ ઉભો હતો.

મધ્યરાત્રિ હૃદયના ભેદ ખોલતી
શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમુ,
નિરવધિ વિભુ વિરાટ શુ વિસ્તરતુ
કાલ રાત્રિની કિનાર ઉપર
સહોદર સગે હુ ઉભો હતો.
આકાશમાથી તારા વાળી લીધા હતા,
મ્હારે પ્રભુતેજના દર્શન ન થતા,
બહાર તેમજ અન્તરમા નિસ્તેજ હતુ,
અન્ધકાર શ્યામળ જયધ્વજ ફરકાવતો,
ઘનતળ તેના ચરણુમા નર્તતુ
પૃથ્વીના પ્રાણુમા જડેલી તેમની છાયાઓ શી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
સૃષ્ટિ બાધી પડી હતી,
કશુ ય કાઈ સૂઝતુ નહિ
તમરાજની સશયભૂમિકા જેવી
શોક રાત્રિની સીમ ઉપર હુ ઉભો હતો
શૂન્યતાના તરગ જગત ભરી તરવરતા
મ્હને રસબોળ ભોજવતા,
શૂન્યાત્મ કરતા
આંખ ઉઘાડી હતી પણ દર્શન ન થતા
કીકી દિશાભુવનોમા દોડતી
પણ પ્રભુનો જ્યોતિ ક્યાંઇ જ ન્હોતો નિખર્યો,
અન્ધકાર અલૌકિક હતો
યમદડના કિરણજૂથ સમાન,
વિબુધોના આત્મામા વસે છે એવો,
મૃત્યુની વિશાળ પાખ સમો,
ઉડા અમાનુષ ભેદના પ્રકાશ શો,

પાર્થિવથી પર, પરમ અભેદ્ય,
અન્ધકાર પણ અલૌકિક હતા
બ્રહ્માંડ ઝીલતા તમસ ગરને આરે
સહોદર સગે હું ઉભો હતા
સાગરના મહામોજ
નયન આગળ રમતા
અમને શીકર છાટતા,
પણ અમે એ જાણતા નહિં
વિમાન આવ્યુ, સૌ બેઠા,
અન્ધશરાત્રિના હૃદયમા અમે ન્હેવા માડયુ
પછી-પછી પગ લપસ્યો કે શુ ?
બન્ધુ ! તુ કયા ગયો ?
તમસાગર માનવ દૃષ્ટિથી અગાધ છે,
ત્હેનુ યે વજ્રતલ ફોડી પાર ગયો ?
ત્યા તો પ્રભુપ્રદેશ છે સખા !
શબ્દ થયો ? પડઘો પડયો ?
કોકિલા શુ બોલી ?
ધીમી ધીમી કુલડા વાતો કરે છે ?
કે વીર ! ત્હારા બોલ શા
પ્રભુભૂમિના ગીતના મીઠડા તે ઘોષ ? પ્રભો !

ન્હાનાલાલ

૩૧

## સમુદ્રમાં બે ભિન્ન રાત્રિયોનાં દર્શન.

(વસતતિલકા)

જે ચાદલાનુ મધુરૂ મુખડુ નિહાળ્યુ,
તે ચદ્રના કિરણનુ કરમાવુ ભાળ્યુ,
સધ્યા ઉષાની નવિશુ નિરખી સુરેખી,
લીલા-નિશા ઘનમયી શી હવેય દેખી ?

ના વાદળી દુગ્ધતણા ઉભરા સરીખી,
મીઠી ઝીણી, પવન-લ્હેર ઉછંગ દીઠી,—
ઓઢી રૂપાળો અતિ બારિક ચાદનીની
કે ઓઢણી નમુલની, ન સુતી વિલોકી !
કે એ નીલા અરુણુ જાબુ, પિરોજીવર્ણા,
સોનેરી કેર, કંઇ છાટણુ, ભાત-ઝીણા,
સાળુ ધરી, લટકમા કનકાદ્રિ શૃગે
ના અપ્સરા વિલસતી દીઠી સૂર્યસગે !
આકાશ આ ધૂસર રેતી ઝીણાથી છાયુ
ફીકુ, લુખુ-રાવ મુખે જહિ ઝ ખવાયુ,
જ્યા ચદ્રની કલિ ગળા ઘનઘોર આભે,
એવુ દીસે કંઇ કઈ વીજળી ઝબાકે.
જે સિધુના જલ શશાક સુધા સમુદ્રે
કે સૂર્યના મધુર મોહક વા સુવર્ણે
સુતાં હત-અનિલ હેર શુ ઢાળતો ને,—
તે એ હવે શુ અકળાઈ ચડે હિલોળે !
મીઠાશ કય અનિન ઉત્કટતા શી આવી !
ગંભીરતા કંઇ ? સમુદ્ર શી રુદ્રતા-શ્રી ?
કે રમ્યત રવિ શશી ? શી અગમ્યતા આ !
કયાં મોહની ગગનની, ઘનની પ્રભા કયાં ?

હરિલાલ ધ્રુવ.

૩૨

## રાત્રે

(શાર્દૂલવિક્રીડિત છંદ)

અંધારૂ થયુ પાતળુ નભ વિશે, તારાદ્યુતિ નીતરી,
વીણા તાલ મૃદંગ, રાગ તરીન, કાને પડે આ ઘડી;

રાત્રિ આ ઝણુણાટ જેમ કરતી, વેગે ઉડી જાય છે,
નિદ્રાની મીઠી પાખમા જન બધા જ પે પ્રશાતિ વિષે

મણિલાલ

---

૩૩

## રાત્રિવર્ણન અને મધુરાકાશદર્શન

( શાર્દૂલવિક્રીડિત છદ )

હીરાની કણિકા સમાન ઝળકે તારા ઝગારે ગ્રહો !
મોતીના લુમખા બધે લળી રહ્યા નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધતણા આકાશગ ગા ખીલે !
વાકી કોર રુપેરી ચ દ્રની કળા જો આસમાની ઝુલે !
શાતિ, શીતળતા તથા મધુરતા, સૌંદર્ય શોભા, પ્રભા,
રાત્રિ રાણી સુહાવી સાડી શરીરે દીપાવી આ જયોત્સના !
હર્ષે નિર્ખી ઝલે હલોતિ રમણી બાળા ચકોરી–કુળ !
ગાયે ગાન મિઠુ રુડા હલકથી આનન્દમા બુલબુલ !
આવે શાત સમે ની ખળખળ વહી, ઝર્ણાં, નદીઓ, લળી–
સ ગીત–ધ્વનિ વિસ્તરે ! અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારામ ડળ સાથ રાસ રચીને બાળા તરગોજ્જવળા
શી આદર્શ સમે સરોવર–જળે નાચે શશીની કળા ? !

હરિલાલ ધ્રુવ

---

૩૪

## ચંદ્રિકા વિભૂતિ

એક સુભાગી પળે પ્રિય ત્હારી કેવી વિકાસી હતી વિભૂતિ,
ધીરે ધીરે વ્યોમહૃદય પર હસતી રમતી તુ ચ્હડી'તી
હો વ્હાલી ચ દ્રિકા રે.

પૂર્ણ નિહાળી કાન્તિ ત્હારી વ્યોમસરે, કુબી તારા સખી,
જે સરના પ્રતિ રજકણોએ પ્રત્યક્ષ ધારીતી ત્હારી દ્યુતિ
હો વ્હાલી ચન્દ્રિકા રે
જા ખી જા ખી ત્યા ઉદધિ ઉપર લાગ્યો ત્હારા સામો રેલવા રે,
અંજલિ ભરી ભરી તવ પદ અરપી લાગ્યો હતો શું પખાળવા?
હો વ્હાલી ચન્દ્રિકા રે
જડમણિએ ચેતન ધાર્યું, ટપક ટપકયા બિન્દુમોતીડા,
લતામંડપથી એહ વેળાએ ખરવા માડયા કાંઇ ફૂલડા
હો વ્હાલી ચન્દ્રિકા રે
વિહંગડા કંઈ નાચ્યા નિહાળ્યા, ચકોર તુ પદ ચુમવારે,
મંડયો હતો વળી પ્રેમઘેલો બની લાગ્યો ગગનમા લોટવા
હો વ્હાલી ચન્દ્રિકા રે
કુમુદસખીએ મલકાતે મુખડે આનંદહિન્દોલે હિંચી હિંચી,
ક્ષણેક્ષણે લ્હેરાતી બાળા અમૃતપાન એ પીતી હતી
હો વ્હાલી ચન્દ્રિકા રે.

ત્રિભુવન પ્રેમશંકર

---

૩૫

## ચંદાને એક પ્રશ્ન.

સૂતુ જગ નિદ્રા અંક, હુ પૂછુ ચંદા!
સૂતા તારક નભ અંત, હુ પૂછુ ચંદા!
ત્યારે કરી ગર્જના આમ, હુ પૂછુ ચંદા!
કે કે શુ ઉદધિ કટાક્ષ! હુ પૂછુ ચંદા!
ને ઊડી ઉડુ ચકોર, હુ પૂછુ ચંદા!
નાચે નિરખી તુજ કોર? હુ પૂછુ ચંદા!
ગાએ કયમ આ બુલ્બુલ, હુ પૂછું ચંદા!
મસ્તીભર્યું પ્રસન્ન પ્રફુલ્લ? હુ પૂછુ ચંદા!

ને અનિલ લહરીચુમ્બિત, હું પૂછુ ચંદા!
નિરખી હરખે શું કુમુદ? હુ પૂછુ ચંદા!
તવ દર્શનથી ઘેલા બને! પૂછુ ચંદા!
એને સુખડુ નિરખે તને! પૂછુ ચંદા!
એ તે શી પ્રીતિરીત? હુ પૂછુ ચંદા!
શી વશીકરણની વિધ? હુ પૂછુ ચંદા!
શો મોહ તણો એ મંત્ર? હુ પૂછુ ચંદા!
શો અજબ ચતુરાઇ પંથ? હુ પૂછુ ચંદા!

જટિલ (જી લ દવે)

---

૩૬

ચંદા.

[ વિષમ હરિગીત ]

શાંતિ શીતળ વરષીને સુખમાં સુવાડું રાત્રિયે,
જે નદી, સરવર અદ્રિ, તરવર, દિવસ તપિયાં તેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સૂઇ જતી,
તેને જગાડુ કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી,
કન્યકા હું કુળવતી, મુજ માત મ્હોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, એમનાથી રહુ ન્હાની;
માત મ્હારી પૂજ્ય તેની પ્રદક્ષિણા કરુ ઉરથી,
મુજ તાત તે પણ પૂજ્ય દેવ, વંદના કરૂં દૂરથી.
નામ ચંદા મધુરુ મ્હારૂ પાડિયું મુજ માડીએ,
ઘણી વેળ વિચરૂં ખેલવા આ વ્યોમકેરી વાડિયે
માંહિ વ્હેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યા રૂપાના તે ગણતી ફરુ વળી
ફરૂં બ્હીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઇ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી;

બન્ધુ મ્હારો રાહુ તે ઊઠયો કુછન્દી કૂબડો,
કંઇ કોટિ વેળ મુને કનડતો, એ અકારો થઈ પડયો.
બ્હાર જાય પિતાજી ત્યારે આગણે રમુ કોડથી,
રૂપા અને હીરા તણી ગેંદો લઇને દોડતી,
એક લઉં, બીજી ઉછાળું, ત્રીજી શિર ઝીલુ ધરી,
વળી ફેરફી સઘળી વેગળી માડી ભણી નિરખુ હરી
માગ્યુ માત મહી કને ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલુ મ્હારૂ,—બાપુ ! ત્હેં, હજી સુધી કેમ નથી પીધી ?
સુધા પાતી એહને,—ભરી કુમ્ભ આપ્યો તાતજી—
રાખુ ઉછંગ મહિં સદા એને કદાપિ ન દઉં તજી
વાંકુ વળિયુ રમ્ય રીત અણીવાળુ નાવડુ,
માતાપિતાએ આપ્યુ મુજને કોડી તેપર જઇ ચઢુ,
ચઢી મૂકુ તરતું તે સ્વચ્છન્દ ચાલ્યું જાય ત્યા,
ઉંડુ ભૂરૂ આકાશકેરૂં જળ અમળ ફેલાય જ્યા.
ત્યા ઘને કો ઠામ વેરી ઝીણી રુપેરી રેત તે
લઉં ખેલવા લબાવી કરને નાવડેથી જતે જતે,—
ને બધી આ વેળ હરણુ મ્હારું જે બહુ બ્હીકણુ,
મુજ સોડમા સંતાઈ સૂતું, એ મુને રૂચે ઘણું—
એવી મેઘની રેતી સરસુ નાવ મુજ ઘસડાય જ્યા,
મધુરા, રસીલા, મંદ ઝીણા, સુંદરા, સુર થાય ત્યા,
માત્ર દિવ્ય જનો સુણે એ મીઠુ ગાન મનોહરૂ,
ને સુણે હરણુ માહરૂ ને ઉંઘ મીઠી લે ખરૂ
ઊઠી હુ મૃદુ ને સુંવાળી સેજમાથી જળતણી,
નાખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમિ ભણી,
રંગરાતુ મુખડુ મ્હારૂં કઈ વિચારુ, સિન્ધુમા
ઘોઇ કરી ચઢુ વ્યોમ, વળગ્યા વાળશુ જળબિન્દુડા

મેઘ પેલો મસ્તીખોરો મુજને રમાડવા
કઇ યુકિતયો બહુવિધ કરે ભગાણુ સુખમાં પાડવા.
પણ હુ તો હસતી રમતી ફરૂ ઉપર નભવિશે,
ને એહ અસ્થિર મેહુલાશુ કદી ભરાઉ નવ રીસે,
એ જ મુજને પ્રેમભર આલિગીને કદી લાડતો,
કો સમે નિજ સિહાસને મુજને વળી બેસાડતો,
ને રુપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહુ પડી,
કો ઘડી વળી શામળી નિજ શાલ લેઈ તે વડે
મારી ઝડપ રમતો રમતો મુખડુ મુજ ઢાકી દિયે,
ને ત્યહા અંબોડલો મુજ જાય છુટી તે સમે,
ને વાળ ચળકંતા રુપેરી વિખરી ચોગમ રમે
પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ કરતુ પ્રેમથી,
તે સમે સિન્ધુ વિશાળુ નિજ ઉર વિસ્તરે સામો હશી,
ને કરનો મદ મદ ઘુઘાટ ભરઆનદ શુ,
ફેકી તરગો મુજ ભણી ધીમે ધીમે નાચત શુ!
ભેટવા વિસ્તારી કરને બાથ ભીડુ માતને,
તે મુને મદ હસતી નિરખે પ્રેમભીના લોચને,
અચળ પેલા તારલાની આસપાસ ઘુમન્તી તે
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દૃષ્ટિ પડતા ફીકી બને.
નદીમા, સરવરોમા, ને સિન્ધુમા કદી ન્હાતી હુ,
તે વેળ થોડા તારલાને સગ મુજ લઈ જાતી હુ,
ત્યાહિ નાચુ લ્હેર કરતી, વળી ડુમકા ખાતી હુ,
ને મૃગલુ મ્હારૂં તેહને એ નવલ જળ કદી પાતી હુ
કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઊભી રહું,
નીચે બીછાવી મ્હે રુપેરી તેહ જાજમ નીરખુ

દૃષ્ટિ ઉંચી કે કું વળી ઉડું ભૂરું આકાશ જ્યાં
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યાં.
એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી
જેના શિખર પર હિમ નિરંતર વાસ કરી રહે છે ઠરી–
નિજ તળે સુવિશાળ ખંડ પડયો અલૌકિક, તેહની
વિધવિધ દશાઓ ઉંચી નીચી કાળચક્રે ફરી ઘણી,
ને અનંત ગયો જ વીતી કાળ તેમાં નિજ સ્થિતિ
નિશ્ચળ રહી, તે જોઇ કરતો હાસ કંઈ ઉજ્જવળ અતિ,–
એહવો મોટો મહીધર નભમહિં ધરતો રસે
હજાર શૃંગે દર્પણો પ્રત્યેકમાં મુખ મુજ હસે.
કો સમે વળી મધ્ય નભમાં રહું ઉભી ઝઝૂમતી,
નીચે સુતાં જે ઝાડ ઝુંડો ત્યાં નજર મુજ ઘૂમતી,
મુજ કરે રૂપેરી બુટ્ટાદાર શતરંજી ગુંથી
ત્યાં પડી તે જોવા હું નાખું દૃષ્ટિ ઝીણી મથી મથી.
પછી નીચે ઊતરૂં જ્યાં વ્યોમપૃથ્વી ચુમ્બતા,
ને તરુઘટાબાંકા મહિં મુજ મ્હોં મુખ ધરી થંભું ત્યાં,
પછી સિન્ધુકિનાર પર પળમાત્ર હું ઊભી રહી,
કરી ડોકિયું ફરી એક વેળા, સૂઉં જળસેજે જઈ.
મેઘ નિજ ચઢતી સમે મુજને હમે વિખુટી કરી
માડી થકી બહુ વેળ લગી આ વ્હાલસોહી દીકરી,
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નિરખું ફરી,
તે વેળ કેવું પ્રફુલ્લ મુખ મુજ ! ધરે શોભા સુંદરી !
કોઇ કોઇ સમે તથાપિ વિયોગ અવધિ અંદરે
પાદપ્રહારે તોડી ઘનપડ, પછી જનની મન્દિરે
ડોકિયું કરૂં જ્યાહિં જ્યાહિં પાડી બારી એમ મ્હેં,
ને માતમન્દિર મુકુર મૂકયા મુખ નિરખવું ત્યાં ગમે.

ન્હાનુ મ્હોટુ થાય વપુ મુજ પણ નિરંતર અમર હુ,
ને જે સમે દેખાઉં નહિ તે સમે તાતની ગમ રહુ;
એક ફેરી ફરી રહું માડી પછાડી જ્યાહરે
જઉ એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે
સલૂણી સધ્યા સખી પ્રિય મુજ, ભેટ લેવા તે તણી
મુજ હોડલામા બેશીને જાઉં કદી હુ બની ઠની,
પવન મૃદુથી આગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યાં કુસુમ નવરંગ એમા ઝીણઝીણા મેહથી
શાંત એનુ નિરખી મુખ, મુજ સુખનદી નવ થોભતી,
નારંગી રંગે સાળુ સુદર પ્હેરી સખી શી શોભતી !
ચકચકિત સહુ પ્હેલ ચ્હોડયો તારલો સખી ભાલમા
લાડતી અડકું એહને કદી આવી જઇ બહુ વ્હાલમા.
એવી એવી રમત વિધવિધ સખી સંગ રમતી હુ,
પણ ભેટવા આવે મુને એ ત્યાહરે ચમકી બીહુ,—
કેમકે સ્હામેથી પેલી આવી કાળી રાક્ષસી--
મુઈ રાત્રિ—એણે દૂર સખિયો કીધી ક્રૂર વચ્ચે ધસી
ઉડી ગઇ મુજ સખી ઝીણી પાખ નિજ ઝળકાવીને,
ને મુજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને,
રાખી કરમા થોડી વેળા પછી મુને તે ગળી ગઈ,--
જાણે નહિ હું અમર છુ ને બેઠી મુજ મન્દિર જઈ !

નરસિંહરાવ

---

૩૭

## દિવ્ય સુન્દરીઓની ગરબી

૧

( ગરબી ) " તેજે ઘડયા અમ અંગ અમોલા તેજે ઘડયા છે,
કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

(સાખી) દિવ્ય લોકમાં ઘુમતા ફરિયે સહુ રસભેર,
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્યલોકે અમીની સેર,
અમોલી સેર અમીની તેજે ઘડયા૦"

**ચંદ્રા—**

'પ્રેમીજોડા કલહમાં રીસાએ ક્ષણવાર,
તેના હૃદયે રેડતી ચંદ્રા હું પ્રેમ અમીની ધાર,
રસીલી ધાર અમીની' તેજે ઘડયા૦"
'મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં હેળાય
સીંચી ત્હેના હૃદયને ખિલવું પ્રેમકળી હું કાંઈ,
ઉજળીશી પ્રેમકળી હું' તેજે ઘડયા૦"

**શુક્રતારા—**

'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું.' તેજે ઘડયા૦"
'હૃદય વિકસી કવિજન ઉભો નિરખે અનિમિષ નેન,
ત્યાં ઝરતી હું પ્રેમથી કાંઈ કવિતસરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં' તેજે ઘડયાં૦"

**તારાસખી—**

'ચિત્રકાર કવિમિત્ર જે ઉભો ફલકસમીપ,
તત્વદર્શિ તેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ.' તેજે ઘડયા૦"

**ત્રણે ગગનસુન્દરી—**

'અમે તેજનાં બાળ સહુ, સીંચીને નિજ નૂર,
મનુજહૃદય ગુંગળાવતું હરિયે અન્ધતિમિરનું પૂર,
હર્ષરિપુ પૂર તિમિરનું' તેજે ઘડયાં૦"

૨

**વનદેવી—**

* ગરબી—સંગીતની અધિદેવી હું અલબેલડી,
વનમાં રાસ રમું સવિલાસ સમીરશું રે લોલ.
ચંદા, તારાયુગલ, ત્રણે અમીવેલડી !
ભલે આજ મુજ મંદિર અમીરસથકી રચ્યું રે લોલ
સખી શુક્રતારા ! તું કવિતા રેડતી
તે હૃદય મધુરરવની લહરી હું ભરૂં રે લોલ,
ચંદા સખિ ! તું પ્રેમઝરણ જે પ્રેરતી
ત્હેને ગીતધ્વનિ દઉં હું દ્વિગુણ કરૂં રે લોલ,
મનુજહૃદયમાં અદૃશ્ય કરથી ઓઢીને
દૈવ જગાડે હર્ષશોકના ઉંડા સુરો રે લોલ,
તે સર્વેને મુજ વીણામાં રેડાને
ગીતધ્વનિ હું મચાવું અદ્ભુત પૂરેપૂરો રે લોલ
એ ધ્વનિના સુર ઝાંખા ઝાંખા ખ્હોચતા
મર્ત્યલોકમાં માનવગાન બધું બને રે લોલ
એહ ગાનનું મૂળ ઉંડું શોધતા
ધન્ય વિરલ કો મુજ ગીતધ્વનિ ઝીણો સુણે રે લોલ.
સંગીતની અધિદેવી હું છું ઉપાસની,
મર્ત્ય દિવ્ય એ ઉભય લોકને જોડતી રે લોલ
ધીર સમીરશું રાસ રસેથી સદા રમી
મધુરા વેરા સ્વરની માળ ગુંથું કોડથી રે લોલ "

નરસિંહરાવ

---

* 'આસોમાસો શરદપુન્યમનો ચાંદ જો, કાગળિયા લખતા રે બ્હેન ચોકમાં રે લોલ'—એ ચાલ

## ૩૮

## પખીડાંને.

( ગઝલ )

પધારો પખીડા પરદેશવાસી હો !
પધારો ! મોકળી છે અમ અગાસી હો !
કુશળ છે ત્યાં પ્રજા ને સૌ પ્રજાના પાલ ?
કુશળ છે રાજ ? ત્યાં મિત્રોની રાશિ હો ?
કુશળ વાયા અનિલ પન્થે પ્રભુપ્રેરેલ ?
કથા કંઈ તો કહો વ્હાલા પ્રવાસી હો !
કહો, ઘાડી સખા ! કે પાતળી રજની ?
પ્રભા કેવી મધુરમધુ ત્યાં વિલાસી હો ?
પધારો આગળા ઉઘડે છે અન્તરના !
વિરાજો દેવસંગે દિવ્યવાસી હો !
પુજીશું દેવ સમ પૂજીશું ફુલ સાથે !
વીંઝી પાંખો ઉડાવો રજ સુવાસી હો !
અને-કાંઇ ખબર દેશો સખી કેરી ?
ત્હમે આવ્યા છતાં એ શું ઉદાસી હો ?
પધારો પખીડાં મુજ પ્રાણવાસી હો !
પધારો, મોકળી છે ઉર અગાસી હો !

ન્હાનાલાલ

---

## ૩૯

## કોકિલાને

( એવા રૂડા આબલીયાની ડાળ-એ લગ્નગીતનો ઢાળ )

નીલ લીલમ સમાં લાલ ઝાલે બેઠા તમે જે તણે રે,
એવા રૂડા આબલિયાની ડાળ મુકીને, કોયલ, કયાં ગયા રે ?

ઊંચે સોહે પ્રભાતના રંગ રાતા રાતા આભમાં રે,
નેવા નાચે નીચે આના મ્હોર ! મુકીને૦
ફાલ્યો ફાલ્યો આંબલિયો આ કાળ વસંતસમીરમાં રે
સુનો તોય તમો વિના આજ મુકીને૦
કાળા કાળા ભેદી જાડા મેઘ, કિરણ શશિલેખાના રે
ઠારે આંખ ન લેખા જણાય ! મુકીને૦
ભેદી તિમિર તણા પડ એમ ઉંડા ગાણા તમતણા રે,
શુણે કાન, તમો ન દેખાવ ! મુકીને૦

* * * *

શશિરેખાની સુવાળી જાત નદીના તરંગમાં રે,
ઉંચી નીચી ન્હાની મ્હોટી થાય – મુકીને૦
નૈક લ્હેરીમાં નૈક જ થાય, પરપોટાના ઉરમાં રે,
એસી વ્હેતી વ્હેતી સરી જાય – મુકીને૦
તેમ આજ ઘણા અમ ઉર તેમાં ગાન તમતણું રે,
એક લપસે બની શતકાય ? . મુકીને૦
ઉંચી નીચી ઘણી વીચિમાળ ઉપર બાણ સમ સરી રે,
જોતા જોતામાં શફરી જાય, .મુકીને૦
તેમ તિમિરતરંગની માળ ઉપર ગાન તમતણું રે,
લીસુ લીસુ આજે સરી જાય મુકીને૦

* * * *

અર્ધ નિદ્રસમે પ્રિયસ્પર્શસમુ કૂજ્યુ તમતણુ રે,
ચમકાવે અમારા ચિત્ત ! . મુકીને૦
ભર નિદ્રા સમે પ્રિયસ્પર્શસમુ કૂજ્યુ તમતણુ રે,
અમ ઉરમાં ભરે સુખસ્વપ્ન. મુકીને૦

* * * *

રૂડે ચાદલે રમ્ય કલંક, તેવા તમે સરઉરે રે,
    ચચૂ ભરતા ભાસો તે કાસાર. .મુકીને૦

*    *    *    *

કળી કુસુમતણી ! તમ વાસ આવે આ તિમિરમા રે,
    કુળી પાખડીઓ ન દેખાય મુકીને૦
તેજ તારાતણુ દેખાય ઝીણુ ઉચું આભમા રે,
    તારો જોવાય ના, ન ઝલાય ! મુકીને૦
તેવુ ગાન તમારૂ, શુણાય ઉડુ ઉંડાણુમા રે,
    તમો દેખાવ ના, ન ઝલાવ ! .. મુકીને૦

ગોવર્દ્ધનરામ

---

૪૦

## કોકિલ ગાન

( સાખી–ગઝલ )

બેસી આબાડાળ આ કરતી કોકિલ ગાન,
ડુહુ ડુહુ મૃદુ ટૌકાતણુ આનદે મુજ કાન,
શુણું એનો મીઠો ટોકાર,
અહિં રેલે અમીની ધાર,
શકે તાપો સમાવી શુ !
હૃદે વેરાન કરે લીલુ !
અલૌકિક શો મીઠો ટૌકાર, ઉરે રેલે અમીની ધાર
રીઝવવા ઋતુરાજને ગાતી મજુલ ગાન,
અર્ચ સારવા કામનુ, ભુલવે કામી ભાન.
હશે તુ કો પરી દિવ્યા,
ન તો, ક્યાથી મૃદુકંઠા,

હવી પંખી ઋષિ શ્રાપે,
ટુહી ટુહી સ્તવે ગાને,
શુણુ એનો રૂડો ટૈકાર, ઉરે રેલે અમીની ધાર
નારંગી પીળી વળી કહી ગુલાબી લાલ,
મોરે લીલુ શોભતુ રુખડુ રૂડું રસાલ

રસાલે એ રમે નાચે,
ગીતે એના જનો રાચે
લીલા સૃષ્ટિ તણી ગાયે,
પ્રિયા પ્રિયે ક્ષણે યોજે,
રસાલે એ કરે ટૈકાર ઉરે રેલે અમીની ધાર
મધુરી સોડમ મ્હોરની, મધુરૂ કોકિલ ગાન,
છાયા શીત રસાલની, ઠરે હૃદય ગુલતાન,

શુણી ટૈકાર, ઉડુ વ્યોમે,
રમુ એ સાથ ઘણે કોડે,
ભુલુ આધિ જરા માહે
શુ આનન્દો ઉરે વ્યાપે !
મીઠો એનો 'ટુહી' ટૈકાર ઉરે રેલે અમીની ધાર

જમિયતરામ ધીરજરામ વૈદ્ય

---

## ૪૧

## મધ્યરાત્રિયે કૌયલ

[ વિષમ હરિગીત ]

શાન્ત આ રજની મહિ મધુરો કહિ રવ આ-ટુહૂ-
પડિયો ઝીણો શ્રવણે અહિ ? શુ હું સ્વપ્નમા સુખ આ લહુ;

મન્દ વાઇ સમીર આ દિશ ઓ વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી.
મધ્ય રાત્રિ સમે તને અલિ કોકિલા ! શુ આ ગમ્યુ ?
હાં, મેહુલો વરસી રહ્યો તેણેથી તુજ મનડુ ભમ્યું;
દુ ખ નવ સ્વપ્ને દીઠુ ને સુખ મહિ તુ રેલતી,
આ રમ્ય રાત્રિ મહિ અધિક આનન્દગાને ખેલતી.
નીતરી રહી ધોળી વાદળી વ્યોમમા પથરાઇ આ,
ને ચાદની ઝીણી ફીકી વરશી રહી શી સહુ દિશા !
ગાન મીઠુ અમી સમુ તેણે ભર્યું તુજ કંઠમા
આ શાતિ અધિક વધારતુ તે જાય ઉભરી રગમા
નગર બધુ આ શાત સૂતુ , ચાદની પણ અહિ સૂતી,
ને વાદળીએ ચપળ તે પણ આ સમે નવ જાગતી,
અનિલ ધીરે ભરે પગલા પળે શાતિ રખે સહુ,—
ત્યા ઉછળતી આનન્દરેલે કોકિલા બોલે—ટુહૂ !
સૃષ્ટિ સઘળી શાત રાખી મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરીસંગ જે બહુ લાડતો,
ગાન તુજ સીંચે હૃદયમા મોહની કઇ અવનવી,
ભૂલી ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડુ દોડે તવ ભણી;
દોડી ખેલે મધુર તુજ ટહુકાની સગે રંગમા,
આનન્દસિ ધુતરગમા નાચ તું એ ઉછરગમા,—
હા ! વિરમી પણ ગયો ટહુકો હૃદય લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ, મીઠી ! ટુહૂ ! ટુહૂ !

નરસિંહ હરજીવ.

---

૪૨

## નિર્દોષ બાળ

( ગઝલ )

અરે ઓ ! બાળ બાળુડા ! બહિર્ ને અંતરે રૂડા !
ફરે તું ગેલ કરતો રે ! ઉરે આનંદ ધરતો રે !
સ્વ–પરનો ભેદ નહિ તારે ! કંઈ નહિ જોઇએ તારે !
ગમે ત્યાં જઈ ગમે ત્યાં રહે ! નથી કંઇ ભાન હું કયાં રે
વડીલો જે સ્થળો નિંદે જઈ તું ત્યાંય પણ બેસે,
વડીલો જે સ્થળો વંદે કદિ તું ત્યાં નહિ બેસે !
પરંતુ લ્હેર આવી જ્યાં તને, જઇ બેસશે તું ત્યાં,
અહા ! નિર્દોષ શી ચેષ્ટા ? ખરે નિર્ગુણ માનું હા !
કદી જઈ શત્રુને હાથે, ચડી બેસે વિના શંકે,
કદી જઈ મિત્રને સાથે, નહિ બેસે વિના શંકે
કશો દુર્ગુણ કે શંકા નહિ લાવી ફરે વંકા !
રમે ત્યાં જઈ રમાડે જ્યાં, હસે ખેલે ફરે હ્યાં ત્યાં !
રમાડે કોઇ સાચેથી, રમાડે કોઇ દંભેથી,
રમાડે કોઇ વૈરેથી, પરંતુ સર્વ સમ રીતિ !
નહિ લાવે કશું હૃદયે, અરે નહિ કાંઇએ જાણે !
હશે કંઈ જાણવાનું એ, કશી શંકા નહિ ઉરે !
હસે જે ભાવથી માતા અને પિતા તણી પાસે,
હસે તેવાજ ભાવેથી ખરેખર શત્રુની સાથે !
ખરેખર ખેલ છે ન્યારો ! જગત્ જંજાળથી તારો,
જગતનો જેહ અભ્યાસી,—થવાનો તેહ જગવાસી.
પરંતુ બાલવયવાસી ! ખરે છે જન્મ સંન્યાસી !
કથું શું તાતની તારા અને મારા તણી ખૂબી
થવાનો જેહ જગવાસી, અરે તે આજ સંન્યાસી !
અરે ઓ બાળ બાળુડા ! બહિર ને અંતરે રૂડા,

તુ શુ એ કાંઇ જાણે છે ? જગતને કઇ પિછાણે છે ?
જગત તુંને પિછાણે છે, જગતને તુ શુ જાણે છે ?
તુ જાણે છે ? 'હુ ક્યાં જઉ છુ'—અને હુ ક્યા જવાનો છુ' ?'
નથી તું જાણતો ભાઇ ! નથી કંઇ ભાન રહેવાનુ !
ખરેખર એહની અથવા, નથી કઇ તાહરે પરવા !
અહા સ્વાતંત્ર્ય શુ દેખુ' ? સુખી સસારમા લેખુ'
દશા તારી વિચારી આ, કરૂ ઈર્ષ્યા હુ તારી હા !
હુઉ જો બાળ તુ જેવો, ફરૂ આનદથી કેવો ?
હઇશ હુ બાળ તુ જેવો હઇશ આનદમય કેવો ?
થયો આજે સુખી દુખી ! થયો આજે ધની ભૂખી !
થયો આજે વડો નાનો ! થયો આજે સમજવાળો !
પડી જગના પ્રપચોમા, શુભાશુભ કાર્યતત્રોમા,
થયો છુ હુ સુખી દુખી, થયો છુ હુ ધની ભૂખી,
અરે ઓ બાળ બાળુડા ! દયાના પાત્ર ઓ રૂડા !
શુરૂ વયમા તુ આવીને થઇશ કેવો મને કહેને ?
થઇશ કે બાળ ! હુ જેવો ? રહીશ કે બાળ તુ જેવો ?

દેવચદ્રરામજી.

---

૪૩

## ફુલની સાથે રમત.

( ગરબી )

( શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢગે, એ ચાલ )

આવો ફુલડા મધુરા રે આપણુ રગે રમિયે,
દિન એક આનદે રે ભેળા રહી નિગમિયે
મ્હને મુખડુ ત્હમારૂ રે સલૂણું લાગે વ્હાલુ,
એમા નિર્મળ પ્રીતિ રે વશી હસતા કાલુ.

તમમાનું હુ પણ રે કુસુમ એક કોમળિયુ,
રહી મનુજસમૂહે રે વદન કરમાઈ ગયુ
ન્હાશી ત્યા થકી આજે રે આવ્યો તમ પાસ હુ તો,
તમે કોમળ હઇડે રે, મ્હને નવ ગણશો જુદો
નહિ તમમા કુટિલતા રે, નહિ વળી ક્રૂરપણુ,
નહિ વચન કપટના રે હૃદય પ્રેમાળ ઘણુ,
કદી હાસ કરતા રે તો નિશ્ચે આનદભર્યા,
કરમાઈ કદી સૂતા રે સત્યે દુખે જ ગળ્યા,
જેવુ અતર થાએ રે તેવુ તમ મુખડુ દીસે,
જેવુ મુખ દેખાએ રે તેવુ તમ હૃદય વિશે
ત્યારે આવો મધુરા રે આપણુ રગે રમિયે,
દિન એક તો સુખમા રે સાથે વશી નિર્ગમિયે.

નરસિહરાવ

---

## ૪૪

### પખેરૂ, જા વન ઉડી.

[ભૈરવીનુ પદ ]

જા ઉડી, બધન છુટી પખેરૂ! જા વન ઉડી.
તે તુજ ભૂમિ રસે ભુડી, પખેરૂ! જા વન ઉડી–ટેક.

આ તન આવુ, ગાન મધુરૂ,
કયમ રાખે પિંજર પૂરી? પખેરૂ! જા વન ઉડી
વ્યોમ વિશાળુ, રગ રસીલુ.
ત્યા ફર જા મનડુ મૂકી . પખેરૂ! જા વન ઉડી.
ગિરિ ઝરણે નિર્મળ સરવરના,
સ્નાન લહે શીતળ ઝુડી પખેરૂ! જા વન ઉડી.

ત્યા લચતાં તરુઓ ફળથી ડઇ,
એની લહેજત અતિ મીઠી પખેરૂ ! જા વન ઉડી
ત્યા પર્જન્ય રહે પરવરતા,
રાગ રસિક લહે ઝુટી ...પખેરૂ ! જા વન ઉડી
ઊડ અયિ લય થા નભ ગાતો,
હે દિક્પ્રાન્ત સુરે પુરી પખેરૂ ! જા વન ઉડી
સુણી સુણીને ધરતો ચક્ષુ ઉર,
હું એ ઝુકાવુ હૃદય તુષ્ટિ પખેરૂ ! જા વન ઉડી

જી લ દવે

---

૪૫

## વસન્તગીત

૧

ગરબી ]

કોયલડી ! ત્હારી મોરલી લલિત બ્હેના ! છેડી જ જે !
હીંચે નમે તુ બ્હેન ! આંબલિયાને ડાળ જો !
કોયલડી ! ત્હારી મોરલી લલિત બ્હેના ! છેડી જજો

( વસન્તતિલકા )

રંગ્યા દિશાચીર વિધુની વિશુદ્ધિરંગે,
અર્ચ્યા પ્રભાવી અરચી દિનને દિનેશે,
નવગન્ધકોષ કંઇ ગન્ધવતી ઉઘાડે,
ઉઘાડીને ઘુંઘટ ગાવ, વસન્ત, સખી ! પધારે.
કોયલડી ! ત્હારી વેણુથી વસન્તદેવી સત્કારજે !

૨

કોયલડી ! ત્હારા વનમા પ્રભાત આજ ઊંડાં ઝગે,
સોનારૂપાની મહી રમતી રેખ અનન્ત જો !

લાંબી શિશિર તણી રજની વીરી ! આજ ડૂબી જતી,
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !

હરિગીત )

મીઠડી,
સાન્ત્વની,
ભાગ્ય સમ સંજીવિની
જગજીવનમન્ત્ર શી ઉદ્ધારિણી,
પ્રભુકિરણ સરિખી સકલ સંચારિણી,
પ્રાચીપ્રતીચી, દિગ્ભુવન સૌની પરમ કલ્યાણિની
સાત્ત્વિક પ્રકાશને પગલે પધારે વસન્ત જો !
કોયલડી ! ત્હારી વેણુમાં વસન્ત દેવી સત્કારજે !

૩

( સોરઠ રાગિણી )

પડઘો ક્યાં પડયો ? રસબાલ !
ભેદી ભીષણ જગના દુર્ગ અનિલ ક્યાં આથડયો ?
રસબાલ !
ઉપર જ્યાં અનહદ બાજે સાજ, દુંદુરવ ત્યાં ર્‌હડયો ?
રસબાલ !

( હરિગીત )

સંસ્કૃતિના સૈન્ય વ્યૂહો માંડતા,
પૂર્ણિમા ને અમાસ નેજા ખોડતા,
યશકિરીટી ઇન્દ્ર પુષ્પ વધાવતા,
ગાન્ધર્વ જયના ગાન નિજ વેણુ ભરી વાતા જતા

( ગરબી )

આછેરી પીંછીથી બ્રહ્માડતીર્થ આલેખિયાં,
વૂમે પ્રશસ્ત તટે મન્દાકિનીના નીર જો !

સુરોઅસુરોની મેદની અખંડ ત્યાં રાસે રમે,
નૃત્યનેતા અમી મોરલી હલકે સુધીર જો !
પદતાલી ભવ્ય ધમકે મહા ગમ્ભીર જો !
કોયલડી ! ત્હારી વેણુથી અનેરી વેણુ વાગે ત્યહાં
કોયલડી ! સઉ વેણુના વિલોલ શબ્દ જાગે ત્યહાં,
રમે–રચે ચૌદ ભુવનને દડે પરમ ભારતરણુ અબધૂત કાલ.
પડઘો ત્યા પડચો, રસબાલ !

૪

( ગરબી )
ફુલડાની આંખોમા વસન્ત ! કાંઇ આંજ્યુ ત્હમે,
આજો જાદુગર આંજણુ એ મુજ નેન જો !
(હરિગીત )

મ્હેકતુ,
મ્હેકાવતુ
પ્રાણુને ચેતાવતુ,
વિરલ સૌન્દર્યે કદી કદી ભાસતુ,
પ્રિયનયનની કાન્તિમા સ્થિર વાસતુ,
સ્નેહના સોહાગ સમ સપ્રભ યશસ્વી વિલાસતુ
ફુલડા ફુલડાને પગલે વસન્ત ! પધારજો !
આવ્યા વને તો દેવિ ! આવજો માનવદેશ જો !
ચાંદા સૂરજ કેરી જ્યોતિ પામરીએ પરિમલે,
આપી જજો એ દેવપરિમલના આદેશ જો !
આવો વસન્ત ! પ્રાણુઆગણુના આગ અમે વાળી લીધાં.

૫

કોયલડી ! મ્હારે બારણે હો બ્હેન ! કાલ બોલી જજે !
કાલે મ્હારે ઘેર પ્રભુજીનાં વસ્હાન જો !
કાલે મ્હારે ઘેરે વસંતદેવી મહેમાન જો !

કોયલડી ! ત્હારી મોરલીનાં વીંધ બ્હેન ! ખોલી જજે !
વીંધે વીંધે તે વહે વ્હાલમ કેરાં વેણુ જો !
વીંધે વીંધે તે કહે વ્હાલમ કેરા કહેણુ જો !
કોયલડી ! મ્હારે બારણે વસન્તમન્ત્ર બોલી જજે !

ન્હાનાલાલ

---

૪૯

## અનન્ત કુદડી

( ગરબી—આવોને નંદલાલ એ ઢાળ )

વ્હાલા રમિયે ઉમગે, ફરતા કુદડી અનન્ત,
શીતળ નિર્મળ, શ્વેત નયનહર, શાન્ત ચળકતી ચાંદની સુખકર,
જામી રહી કેવી રમ્ય—! વ્હાલા૦

સાખી   સ્નાન પાન અમિનું કરી, લલિત ભવ્ય લ્યો લ્હાવ,
મીઠી આજની રાતડી, કડવી આવતી કાલ;

લુખા દિવસની રતજ લીસી, ઉંડા નયનની આંસુની લીટી,
લુછતા લઈ અનુકમ્પ—વ્હાલા૦

સ્કન્ધે સ્વજનને, વિશ્રમ્ભને સ્થળ, ભૂલી જઈ ગત વાતડી પળપળ,
ગણતા મહિ ભુજબન્ધ—વ્હાલાં૦

સાખી.   સ્નેહ ધરી સુરખી ભરી, પર ફરતાં દૃગદ્વંદ્વ–
દેખે રસ બ્રહ્માડમાં, પ્રિયજનમય કંઈ રંગ;

એ રંગમાં રસબોળ રહીને, શુભ કળા નિરખી પ્રિયજનને,
સૂચવતા કંઈ મર્મ—વ્હાલાં૦

લલિત.

---

## ૪૭
## રમણીયતાજનિત શોક.
(વસંતતિલકા)

એકાંત આ ગિરિતણા ઉદરે પડેલું,
સૂતું જ જાગતું સરોવર સ્વચ્છ પેલું,
આકાશ ભૂરૂં જળ નિર્મળમાંહિ ડૂબ્યું,
ઉંધે મુખે લટકતું તરૂવૃંદ ઊભું
ડૂબ્યું સમસ્ત પ્રતિબિમ્બ જગત્ સુરેખ,
હા ! કોણ એહ પઢશે અતિ ગૂઢ લેખ ?
ગંભીર આ તટતરૂ નિજ બિમ્બ સાથ,
પ્રેમે થકી કરી રહ્યા કંઈ ગૂઢ વાત
સૂતું સરોવરહૃદે નભ ઊંડું પેલું
ઉંચે રહ્યા નભની સાથ હશી રહેલું
દીસે શું ઊંડું જળમાં જગ અન્ય એક,
જેનું સ્વતંત્ર રહ્યું જીવન ભિન્ન છેક
ગંભીર મૌન ધરીને તટવૃક્ષ પેલાં,
ઊંડી અલૌકિક સમાધિ વિષે ડૂબેલા
શા ઘોળતા હૃદયમાં કવિતાવિચારો !
ને દેખતા અનુપ ભૂમિતણા ચિતારો;
ઉંડું નિહાળી જળમાં સ્થિર લોચનેથી,
તેજસ્વી વિશ્વ પ્રતિબિંબતણું જ ભેદી,
તેની પછાડી રહી ઝાંખતી દિવ્ય ભૂમિ
તે દેખતા તરૂવરો તટ આ બઝુંમી.
ગર્જંત ઘોર કંઇ અમ્બુધિ ઉત્તરંગ
તેનો કદી નવ શુણ્યો ધ્વનિનો જ જંગ,
એવું સરોવર સદા રમણીયમૂર્તિ,—
તો કેમ આ હૃદય શોકની થાય સ્ફૂર્તિ ?

જોતાં જ રમ્ય છબી આ હૃદયે શું ઊંડા
કો શોકના પ્રગટતા ધબકાર ગૂઢા ?
હા, જાણ્યું, આ સરતણા મૃદુ હાસમાંહિ
જુઠ્યા અનેક અતિઘોર નિસાસ કાંઈ
આ વ રિને તટ નહી હૃદયે નિહાળું
આ મર્ત્ય જીવનનું વાદળ કાંઈ કાળું,
ને આરમી થતી ખડી ભવદુઃખ કેરી
નેનો સમીપ જ ભુતાવળ કાંઇ ઘેરી
જો આ છબી સરતણી રમણીય એક,
તો છે છબી દુખભરી જગમાં અનેક
ને કોઈ કાળ વળી આ છબી તો મધુરી
થાશે વિનાશકરથી જ વિલુપ્ત પૂરી
માટેજ આ મધુર મૂર્તિ પછાડી છૂપ્યા
ઘેરા અનેક દુઃખરંગ દીસે જ ડૂબ્યા
સૂતું મનોહર સરોવર આ સુણાવે
ગંભીર ગાન લયકાળનું ઘોર ભાવે.

નરસિંહ હરાવ.

---

૪૮

## ઉંડી રજની

(રાગ મ્હાડ મ્હારી સુમા લ્હારે ઓઢણે મેવાડો રે મલીર—એ ચાલ)

આ શી ઉંડી રજની આજની ભણે ઉંડા ભણકાર !
ઘેરી ગુહા આકાશની રે માંહિ સુતો ઉંડે અંધકાર,
ઉંડા કુણા નભતારલા કંઈ ગૂઢ સંદેશ ક્હેનાર રે,
આ શી ઉંડી રજની !

શાંતિપૂર રેલી રહ્યું રે ઉંડું, અદ્ભુત, સહુ ઠાર,
એ પૂરને ઝીણું હલાવી છાનો અનિલ રમે સુકુમાર રે
આ શી ઉંડી રજની !

ડુબી ઉંડી એ પૂરમાં રે તરુવરકેરી હાર,
મોહમંત્રથી મૂઢ બની એ કાંઇ કરે ન ઉચ્ચાર રે,
આ શી ઉંડી રજની !

મૂઢ બન્યો એહ મંત્રથી રે સ્તબ્ધ ઉભો હું આ વાર
ગૂઢ અસંખ્ય ભેદો કંઇ કરે ચોગમ ઘોર ઝંકાર રે,
આ શી ઉંડી રજની !

જાગી ઉઠી એ ઝંકારથી રે અનુભવું દિવ્ય આધાર,
ભરાયું ભેદ અસંખ્યથી રે મ્હારૂં હૃદય ફાટે શતધાર રે,
આ શી ઉંડી રજની !

ગૂંથાયું એ શત ધારથી રે એહ સ્તબ્ધ હૃદય આ ઠાર,
શાંત, અદ્ભુત, ઉંડા કંઈ શુણે ઉચ્ચ ગાનના પુકાર રે,
આ શી ઉંડી રજની !

નરસિંહરાવ.

---

૪૯

## એક સેનાપતિનું મધ્યરાત્રે ચિન્તન

( લ્હારૂં ગોકુળ જોવાને આવ્યા રે મથુરાના વાસી—એ ગરબીનો ઢાળ. )

આ શા અણુગણું તારવૃન્દ રે દીપે શ્યામ નિશામાં,
સહુ હળી મળી જાતા સંગ રે દીપે શ્યામ નિશામાં.
ઘનતિમિરે નભ ઘેરિયું રે ધસતું પૂર્વ પાસ,
તેજ રવિનું અસ્ત થયે તે ઉગ્યું પશ્ચિમ કીધો આવાસ રે,
વરશું શ્યામ નિશામાં

પવન પર્ણ હાલે નહિ, ન હાલે ન અંધારૂ ઘોર,
ગ્રહગણ પણ હાલે નવ ચાલે, હાલે ચોરઆહક ને ચોર રે;
મ્હાલે શ્યામ નિશામાં

પશુ પખી બોલે નહિ, ને બોલે ન જળ સ્થળ કાંઈ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરૂં તમતમ કરતુ આહિં રે,
તીર્નુ શ્યામ નિશામાં.

એ અવસર અલબેલડીરે, હીંચી હિ ચોળાખાટ,
આસુ ઢાળે, ઉર સભાળે, રણ પડિયા પિયુને માટ રે,
રોતી શ્યામ નિશામા

કોક બળે કો ટળવળે રે કો રણ જાતી સાથ,
કોઇ સૂતી સ્વપ્નામા જોતી આવી અડિયો પિયુનો હાથરે,
જોતી શ્યામ નિશામાં.

ઉડુગણ ચાલ્યા જીતવા રે ધાયુ તિમિર ચોપાસ
ધશી ધશીને કાઢ્યુ પછવાડે, કીધા કેસરિયા તનુવાસ રે,
લીધા શ્યામ નિશામાં.

ગ્રહમંડળ પડ્યુ નીરમા રે, ધરી તરુવરના શિર,
વીર જુવે ચિન્તામા ફરતો સહુ શમિયુ સરસ્વતીતીર રે,
સૂતુ શ્યામ નિશામા

શાન્તિ વિશે ચૈતન્ય નહિ રે, ચૈતન્ય શાંતિ ન એક,
જ્ઞાન વિશે ગમ્ભીરપણું નહિ, પ્રભુ રાખે ક્ષત્રિનો ટેક રે,
આવી શ્યામ નિશામા.

સત્ય સનાતન રાખવી રે કુલભૂમિની મરજાદ,
સહેજ જતી સભાળવી તે મોંઘી માતપિતાની લાજ રે,
ઉંડી શ્યામ નિશામા.

ભીમરાવ

૫૦

## ચિત્રસ સાર.

મચી રહ્યો કોલાહલ આજે, દશે દિશે ગાજે !
તે તળે સરે કો ભિન્ન ચિત્ર સસાર ! જગત ના જાણે !
તરી રહે ઉપર વ્યવહાર,
સઉ સરી જતા જ પ્રવાહ,
સઉ દિવસ ઝબુકતો તેજે,
રવિ સળગી રહે જગદેહે,
તે નીચે નિશા નિજ ખેલ જમાવતી, અધ સોડિયુ વાળી
ઓ ચરિત્ર કરતી નિશા દિવસનુ રૂપ ધરી આ જામી !
નભ ઉડુગણથી ઉભરાતુ,
તિમિરોદર ઘણુ ઉપસાતુ,
ઉર ચિત્ર સ્વપ્ન ભણી ધાતુ,
જગ મદનતન્ત્રી ધરી ગાતુ —
તે નહિ દેખુ, નહિ શુણુ, રજનિ જ્યાં રૂપ દિવસનુ ધારે,
ઓ રજનિ ! ઘુ ઘટ ઉઘાડ ! નીરખવા તને ચિત્ત લલચાયે.
ઓ રજનિ ! હ્હારે કાજ
મુકી દઈશ હુ આ સઉ સાજ !
ઓ રજનિ ! જોવા તુને,
આ બુદ્દબુદ ફોડીશ હુ તે !
ગૃહજાળ, લક્ષ્મીની જાળ, રચી મુજ શિરે રહે બુદ્દબુદને,
એ બુદ્દબુદ ફોડી, તોડી બન્ધીના બન્ધ, જોઇશ હું તુને.
ઓ રજનિ ! જોવા તુને મુને અભિલાષ ઘણો છે આજે !
બહુ બહુ વર્ષ અભિલાષ ઉંડા ઉરમાહ્ય ધર્યો છે સાચે !
હું ચન્દ્ર ! રજનિ, તુ રજાન ! જીવ હું તુ જ જેમ પરલોક:
તુજ તિમિર વિશે તરી જોઈશ ઉભો તુજ સમો ક્યાં જ પરલોક !

તોડીજ સજડ આ બન્ધ,
મુજ નવો થશે અવતાર!
નવુ તેજ પ્રકટશે આખ!
મુજ સરવા થાશે કાન!
શુણી શકીશ હુ ચમનુ ગાન!
આ દમ્ભ થકી, આ ઢોંગ થકી સરી પડીશ રસાતળમાં હુ!
આ નાટકના પટને ચીરી પે પીશ–જ્યાં વણુવેશ નિશા હું.

ગોવર્દ્ધનરામ.

---

૫૧

## અમર આશા

( ગઝલ–ભૈરવી )

કઇ લાખો નિરાશામા અમર આશા છુપાઈ છે!
ખફા ખજર સનમન મા રહમ ઊડી લપાઈ છે!—કઈ૦
જુદાઈ જીદગી ભરની, કરી રે રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે—કઈ૦
ઘડી ના વસ્લની આવી સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમા, ગમાવી એ કમાઈ છે—કઈ૦
ઝખમ દુનીયા ઝબાનોના, મુસીબત ખોફના ખજર,
કતલમા એ કદમબોસી, ઉપર કયામત ખુદાઈ છે—કઈ૦
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની અરાબીમા મઝેદારી લુટાઈ છે—કઈ૦
ફના કરવું, ફના થાવુ, ફનામા શહ સમાઈ છે,
મરીને જીવવાનો મત્ર દીલબરની દુહાઈ છે—કઈ૦
ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલ્લી હકીકતની રફાઈ છે—કઈ૦

સદા દિલના તડપવામા સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતા અદર ખડી માશૂક સાઈ છે—કઈં૦
ચમનમા આવીને ઉભો ગુલોપર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતા બદનગુલને નવાઈ છે—કંઈ૦
હજારો ઓલિયા મુરશિદ ગયા માશુકમા ડુલી,
ન ડૂલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઈ છે—કઈં૦

મણિલાલ

---

## પર

## આશાપખીડુ

(સીતાજીના મહીનાની ચાલ)

આશાપખીડુ મ્હેં તો પૂર્યું કનકમય પાજરે,
રમ્ય રગ ધરતુ અનેક, જેવો મેઘ સાઝરે,
ઝીણી ચચૂ સુવર્ણની મેખસમી શી ઓપતી !
ઇન્દ્રધનુરગ ધારી એક કલગી શિર શોભતી,
ધોળી બરફશી ડોકની મધ્ય સુનેરી કાઠલો,
આસમાની પાખની માહિ પચરગી ચાદલો,
પીંછે કરમજી રગ સોહાય, ને ચરણ સુવર્ણના,
હીરા સરિખા બે ઝીણા નેન ચમકચમકે ઘણા,
સુવાળુ શુ એનુ શરીર ભર્યું દિવ્ય કાતિયે !
પખ બદલી ઘડી ઘડી રગ મ્હન નાખે ભ્રાતિયે;
વળી અમૃત શુ મીઠુ ગાન કરે દિવ્ય પખીડુ,
ત્યારે નાચતુ ભૂલી ભાન હઇડુ મુજ મૂરખુ
પણ એક દિવસ એ તો, હાય ! ઉડીને ચાલિયું,
તોડી કનકનુ પજર ત્યાંય, રહ્યુ નવ ઝાલિયુ,

તોએ ગાન કરતુ જાય, પાછળ દોડયો જાઉં હું,
પણ એ તો નવ પકડાય, અધિક લલચાઉં હુ,
ઉડી પેઠું એ એક દિવ્ય હતુ વન તે મહિં,
હુ પણ સ્વઅનુસારે ધાઈ પેઠો ત્યા તો સહી,
દીઠુ બેઠુ ગુલાબને છોડ, ગયો હું ઝાલવા,
ઉડી બેઠું બીજે ઝાડ, ગાઈ લાગ્યુ મ્હાલવા,
વૃક્ષે વૃક્ષે, છોડે છોડ, મુને ભટકાવિયો,
આવ્યુ તોએ એ નવ હાથ, અધિક અકળાવિયો
અતે બેઠું ઊચી ડાળ, પછી લાગ્યુ બોલવા,–
"અરે મૂર્ખ મનુજના બાળ! ફાંફા શા આ મારવા!
નવ આવુ કદી ત્હારે હાથ, મૂરખ ઓ માનવી!
હુ તો ધારી નવા નવા રગ ધારૂ મૂર્તિ નવનવી;
પૂર્યુ પાજરે મુજને તેંહ ધારીશ નહિ મન વિશે,
એ તો ઘડિશુ મ્હારે પ્રભાવ, ત્હને ઉલટું દીસે.
પણ મન નવ થઈશ ઉદાસ, કહુ શુણ વાત તું,–
સ્હણે નાખ નજર, સ્હણે દૂર, વ્યોમ જ્યા ડૂબી જતું.
પેલી રુધિરભરેલ કપાળે ઘડેલી કમાન જે,
અતરિક્ષ ઉભી જે'ના સ્તભ રચ્યા મ્હોટા હાડકે,–
દીસે તુજને ભયકર તેહ, તથાપિ એ રમ્ય છે
બીજી બાજૂ કનકનો ઘાટ ઘડેલો ભવ્ય છે,—
આણી કોરે રાક્ષસ એક બેઠો છે બિહામણો,
મૃત્યુ એવુ એનુ નામ, તુંને અળખામણો,
પણ તું જઈશ એને દ્વાર, પછી પેલી પાર તુ
જઈ જોઈ પામીશ આનદ ત્યહા તે વાર તુ,
ત્યારે ત્યાહિ જો! ભેટીશ તુને હું આનદથી,
ત્યા લગી થઈ ધીર તુ થીર રહેજે મન શાંતથી."–

એમ બોલી ઉડી ગયુ એહ પખીડુ ના રહ્યુ,
ઉડતા ઝળકતી એની દેહ, ગાતું ગાતુ એ ગયુ,
જઈ લય પામ્યું ચન્દ્ર માહિ, વશી ગાતુ ત્યાં રહે,
શાંત અજવાળી રાતે કો વેળ, સુણુ એનુ ગાન એ.

નરસિંહરાવ.

---

૫૩

## આશાદેવીનુ ગાન.

( ગરબી. )

મ્હારી મીઠી મીઠી વાત સુણોરે માનવી !–
સ્વર્ગવણી દેવી વ્હાલી હુ તો અલબેલડી,
મ્હારૂ ભુવન બધુ બ્રહ્માડ વડું વખણાય,
મ્હારે મન આવે ત્યા ઉડતી ઉડતી જાઉં હુ,
મ્હારી સુન્દરતા દેખી જગ સહુ અજાય !–
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
તારલિયા મ્હારે ત્યા રોજ દિવાળી દીપવે,
મ્હારે આગણુ ચદ્ર ચોક પૂરીને જાય !
મ્હારે માડવ જાય સુવર્ણ જ સૂરજ વેરતો,
તેને ઉંચકી લેતુ હસતુ જગત સુહાય !—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !
ઉગતા પ્રભાતના જેવી છુ આશાદેવી હું,
મ્હારા સાળુડામા વિધવિધ રગ પૂરાય,
એવા રગ જગતના હૃદયે પૂરી દેઇને
તેની આગળ નવી ઉઘાડુ હુ દિન-કાય !—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી !

જનઅંતરને કાળાં વાદળ આવી ઘેરતા
તેના ભુવન ભુવન અંધારૂં ઢોળાય,
ત્યારે તારલડા જેવી હું તેમાં ફૂટીને
કાંઈ નવાં નવાં તેજે ચમકાવું ત્યાંય!—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!
માનવ-ઉર ગુંચવાય નિરાશાની ગીચ ઝાડીમાં,
સહુ ઉલ્લાસ ઉડે ને અન્તર શૂન્ય જણાય,
ચંદ્રકિરણશું ઝાડોમાંથી ત્યાં ડોકાવી હું
તેને ફરી જગાવી રેલાવું જગમાંય!—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!
જોઉં પ્રેમભ્રમરને જગમાં ભમી ભમી ગુંજતો,
કોને ચટકો દઈને છૂપો ન્હાસી જાય;
તેને પાસે પાસે લાવીને હું ઉડાવતી
કદી પકડાવું કે કદી ન્હસાડી મૂકું ત્યાંય!
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!
દુનિયાની સખી થઈ આશ્વાસન આપું હું,
મ્હારા માડવને બતલાવું બહુ મહિમાય,
કંઈ કંઈ સ્વપ્ન મીઠાં દેખાડું દૂર આકાશમાં,
એવું સખીપણું છે મ્હારૂં અતિ સુખદાય!
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!
મ્હોટા મ્હોટા કામ કરાવું જનની પાસ હું,
એક ફલગે પ્હાડ કુદાવું કરીને સ્હાય!
રાજારાણા રંક બધાના ઉરમાં હું વસું,
મુજ વિણ જગમાં જનનું જીવ્યું વ્યર્થ ગણાય!
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!

મ્હારૂં ગાન સદા જન-ઉરને પોષે પ્રેમથી,
મ્હારૂં નાચ નચાવ્યું તે તો નાચ્યું જાય!
મ્હારી વીણામાંથી ટપટપ અમીબિન્દુ ઝરે,
જેને મુખ પડે તે હસી હસી હરખાય!—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!

મ્હારે આંગણું પૃથ્વીથી મ્હેમાનો આવતા,
તેના અંતર મ્હારાં મધુરાં ગીતો ગાય,—
મ્હારી વાડીમાંથી મીઠાં ફુલ લાવી આપું ત્યાં,
સુંઘતાં સુંઘતાં કદી નહિ તે તો લેશ ધરાય—
મ્હારી મીઠી મીઠી વાત સુણો રે માનવી!

કોને આવી આલિંગન દઈ પૂરૂં કોડ ને
કોથી દૂર ન્હાસી જઈને ઉચરાવું 'હાય'!
મ્હારો મર્મ કદી નહિ આપું કોને ને કરૂં
કોને હસતે કોને રડતે મુખ વિદાય!—
મ્હારી અંતરની ખરી વાત સુણો રે માનવી—

એવા કંઇ કંઇ ખેલ મચાવું જગમાં હું ઘણા,
માનવજીવન મોટું કંઈ મ્હારાથી જ થાય,
એ બાળકડાને શિર અમરકળીઓ ખોસું હું,
તેની સાથે એ તો ખીલતું રહે સદાય!—
મ્હારી મોટી મોટી વાત સુણો રે માનવી!

પ્રભુના રંગમહેલતણી હું તો અધિદેવી છું,
તેનાં દર્શન કરવા જીવ સહુ ચિત્તમાં ચ્હાય;
પણ જે સત્ય પગે શુદ્ધ આવે ઉર ધારી મને,
પ્રેમે દ્વાર ઉઘાડી લઉં તેને જ હું માંહ્ય;—
મ્હારી મીઠી મીઠી વાત સુણોરે માનવી!

* * * *

તારાલયા મ્હારે ત્યાં રોજ દિવાળી દીપવે,
મ્હારે આગણું ચદા ચોક પૂરીને જાય,
મ્હારે માડવ જાય સુવર્ણું જ સૂરજ વેરતો.
આવો, આવો, ભલે પધારો મ્હારે ત્યાંય!
આવો મીઠી મીઠી વાત કહીશ રે માનવી!

ખબરદાર.

---

૫૪

## ચક્રવાકી.

[ માલિની ]

રજનિ બધીય ગાળી! શોકની સીમ ભાળી!
તિમિરની તતિ થાકી દૃષ્ટિથી જાતી આઘી!
અરુણ ઘણી કીનારીવાળી આ સાડી ધારી,
ઉભી શિશુ રવિ ધારી કેડમા વ્યોમનારી!

રમત બહુ રમાડે, ઘેલી ઘેલું લડાવે,
શિર ઉપર ચ્હડાવે, ઉંચ ઉંચો કુદાવે,
નીરખી ધરતી બાળા કહાડતી રાગ કાલા,
ઉંચી ઉંચી કરી દૃષ્ટિ સારતી હર્ષવૃષ્ટિ.

નિકટ, તુ રઢીયાળા આવ, ઓ ચક્ર વ્હાલા!
ભુલી જઇ ક્ષણું પાછાં હુ ખમા મ્હોર કહાડયા,
થયુ ન થયુ પૂછે, જાગતુ ત્હોય ઉંઘે,
ઉંઘી ગયુ જગ એ! છ આપણે આપણુંયે!
ઉંચુ, ઉંચુ પ્રિય જોની! તેજ જોઈ હુ મોહી!
ચલ ચલ ઉડીયે ત્યાં, પખી બીજાય છે જ્યાં

(ચોપાય ૭૬)

"ઉડે મેઘ તેની પાંખોમાં પુરે રંગ રવિ તાજા!
ચાલ! ચાલ! આપણ પણ જઈએ રંગ આપણા લ્હાવા!
પુરે ઉપરથી તેજ સુનેરી રવિ, પિયળ સમ ફેલે,
તે, તે સળગતી પુલિનવાલુકા જગત ઉડતુ દેખે
લલાટપટપર હોય રક્ત સૌભાગ્યચિન્હ, ત જેવા
ચાલ, ચાલ, પુલિને થઈ રહીશું! તું જ કહેની તે કેવાં?
રૂપેરી જળભરી નદી આંખ સમી ભુવનની ઉઘડી પ્રકાશે,
તેની કીકીયો સમ થઈયે પ્રિય, ઉડ સલિલમાં ન્હાતે
ચાલ! ચાલ! નભશું નભબિન્દુ સમો ઉદધિ પણ સ્પર્ધા
કરે, તો શું આપણ કંઇ જઈએ? એજ રંગના રસ્તા —
મ્હોટા ન્હાના વધુ મ્હોટામાં, તો ન્હાના પણ મ્હોટા!
વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ઘરદીવડા નહિ ખોટા!
ચાલ ચાલ, પડીએ રસરસ્તે, નવું નવું જોવાશે,
ઉભી લાગતી ધરા તેય ખેંચાતી ને ખેંચાશે!
ખેંચાતા પણ જવું જ તે તો જવું ન શીદ ખુશીથી?
ચાલ ચાલ, ઉડિયે જ અગાડી આનન્દે વણ ભીતિ!

ગોવર્દ્ધનરામ

---

## ૫૫

## સરસ્વતીને!

[મધુભૃતા વૃત્ત,]

હા! હા! તે માણેક ખોવાયું! રત્ન થયું બેતાલ!
સ્વદેશ પ્રીતિ સ્વતન્ત્રતાશ્રી સુખ સૌ થયા અકાળ!
સરસ્વતિ! તે હાય! દિવસ નહિં ભરતખંડના હાલ!
ત શું આંસુ આ ઉન્હાં!

મુક્તાકારે સતત નિકળતા તુજ કપોલની લાલી
હરે ! મ્હારૂ હરે હીર હા ! દૈવ વિપરીત ખ્યાલી !
હરે ! હો દૈવ વિપરીત ખ્યાલી !

હશે, હશે, પ્રિય ! વિસાર ક્ષણુભર, ઉદય ઉદય આશે,
પ્રકાશ અરૂણા ઝળહળશે કંઇ દીપે સુવિલાસે !
પૂર્ણ પ્રકાશ થાતાં મગળ જય–ગીત ગવાશે !
ઉઠ ! ઉઠ ! ઉત્સાહે !

વીણા વ્હાલી લઇ ઉચ્છ ગે શૃગાર રસભરી
કોમળ મધુરી વાણી પ્રકાશ સુખદ વિશદ લહરી !
હરે ! હો ! સુખદ વિશદ લહરી !

કૌમુદી પૂર્ણેન્દુ સુધામય, નિશિભવ મુક્તાપ્રાશી,
વિશદ નિશાએ વિકસિત કુમુદનુ બિસ વિશદ આસી,
શરદાગમથી મદકલ કલરવ શશિપદ વિન્યાસી,
માનસ સરવર તટે
વિસામતા શુભ હ સે બેસી, ધવલ કુમુદ તારકથી
સ્વર્મન્દાકિનીતટ નિકટે રહી ભરત નિરખ હરખી !
હરે ! હો ! ભરત નિરખ હરખી !

હરિલાલ ધ્રુવ

---

૫૬

માનસ–સર.

( મરાઠી સાખીની ચાલ )

અતર ઉછળ્યુ હો–સહસા ધૈર્ય ગળ્યુ હો —ધ્રુવ.
ક્ષોભ થયો વૃત્તિમા અતિશય, તરગ જબ્બર ચાલે,

માનસસર મારૂ ડોળાયુ, ખૂબ ચલિત જલ હાલે,
સ્થાનક ન મળ્યુ હો સહસા૦
હાય ! વધે જલ, અલ્પ દિસે સ્થલ, છેવટ રે ! શુ થાશે ?
નાજુક પાળ પ્રચંડ ભરાવો, હા ! શી રીત સમાશે ?
જલબલ ન ચળ્યુ હો સહસા૦
આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરૂ જામે,
નાનુ સર, દેખાવ ભયાનક, શાથી સદ્ય વિરામે !
પાણું ન વળ્યુ હો સહસા૦
રગ ગયો બદલાઇ ખરેખર ! નિર્મળતા પણ ઉડી,
જલસેના ઉભરાવા માડી, પાળો પણ ગઈ બુડી,
સ્થલ સાથ ભળ્યુ હો . સહસા૦
ઉપર થઈ ઢાળાય બધેથી મસ્ત ધોધવા દોડે,
જગ બરાબર થાતા નિર્મળ પરિસીમાને તોડે,
આખર ન કળ્યુ હો સહસા૦

મણિશકર

---

૫૭

## ભણકારા.

[ મદાક્રાતા ]

આઘે ઊભુ તટધુમસ જેમા દ્રુમો નીદ સેવે,
વચ્ચે સ્વપ્નસ્મિતકિરણુમા શાત રેવા સુહાવે
ઉંચા નીચા સ્તનધડકમા હાલતા સુપ્ત વારિ,
તેમા ધીમે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી,
માથે જાણે નિજ નિરખતા નગ્ન કાતિ કદાપિ,
જાગે સૃષ્ટિ, કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી,

ને બીડેલા કમળ મહિં બધાઇ સૌન્દર્યવેલો
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો:
ત્યાં સૂતેલો લવુ નવલ અર્ધો અનાયાસ છન્દ,
કે ડોલતી ગતિ પર સજ્જુ બીનના તાર મન્દ,
તેમા ક્યાંથી, રજનિ ઉરથી, નર્મદાનીરમાંથી,
સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી,
—પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની,
આની વ્હાલી ફરી જ ફરી કાને પડે છે "સેહેની."

બાલવ વરાય.

---

૫૮

## મણિમય સેંથી.

જગ ! ગજાવજે ઘોર ગીતડાં,
ભલે નચવજે કાન્ત ચિત્તડાં.
નમેરી છાયાનો વિકટ તુજ ઘેરો ઘટ થશે,
ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે.

૨

ભલે પ્રિયે ! તો અનિલો ઘૂમે અને
ભૂરી સખે ! વાદળિયો વીંટે ત્હને,
કઠોર ના માનવ દૃષ્ટિ નાખશે,
સૌન્દર્યરેખા પ્રણયાર્દ્ર આંખશે.

૩

ચુમ્બે પેલા શ્યામ અબ્ધિતરંગો
આછા જેવા પાતળા મેઘરંગો,

બ્રહ્માંડો એ સન્ધિકામાં રમે છે;
વ્હાલી ! ત્હારી રસદ્યુતિ ઝીણા પ્રેમમાં આથમે છે.

૪

ભલે પ્રિયે ! તો ઘડી સૌમ્ય આંખશું,
રસેન્દુનું અન્તર સ્થાન રાખશું,
બતાવજે ઉજ્જવળ પાટ પાથરી
પ્રાણેશ ! સે થી કંઇ દિવ્યતાભરી.

૫

આછા પેલા શ્યામ અભ્રિતરમે
વ્હાલી ! ત્હારી મૂર્તિ જો ! મેઘ રમે;
વિશ્વાન્તરમા, ગીત શાં ઘોર ગાજે !
વ્હાલી ! ત્યાં યે પ્રણયરસીલુ આત્મબિન્દુ વિરાજે!

૬

જગત ! ગીત ત્હારાં બજવજે
કંઇ વિમલ આત્મા ઉજવજે
નમેરી છાયાનો વિકટ ઘટ ઘેરો ય મટશે,
ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે!

ન્હાનાલાલ

---

૫૯

## ગ્રામ્ય માતા.

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ, દિસતી ક્યાંયે નથી ઝાકળી;
ઠંડા હિમબિન્દુ વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉડી ગાતા મીઠાં ગીતડાં !

મધુર સમય તેવે ખેતરે શેલડીના
રમત કુષીવલોના બાલ ન્હાના કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે !

વૃદ્ધ માતા અને તાત તાપે છે શગડી કરી,
અહો ! કેવુ સુખી જોડુ કર્તાએ નિરમ્યુ દિસે !

ત્યા ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઇ આવે,
ટોળે વળી મુખ વિકાસી ઉભા રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતા !
ધીમે ઊઠી શિથિલ કર્ને નેત્રની પાસ રાખી
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુવે છે
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને,
જોતા ગાતો શગડી પરનો દેવતા ફેરવે છે

ત્યા તો આવી પહોચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યા
કૃષિક એ ઉઠી ત્યારે ' આવો બાપુ " કહી ઉભો
"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તુ મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે,
"મીઠો છે રસ ભાઇ ! શેલડીતણો" એવુ દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યા છે ઉભી શેલડી !

પ્યાલુ ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી,
ત્યાં સેર છુટી રસની ભરી પાત્ર દેવા
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી

" બીજુ પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસતણું કેમ હાવા પડે ના !
" શું કોપ્યો છે પ્રભુ મુજ પરે " ? આખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોકતી શેલડીમાં
" રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
" નહીં તો ના બને આવું, " બોલી માતા ફરી રડી

એવું સુવાન સુણતા ચમકી ગયો ને
માતા તણે પગ પડી ઉડીને કહે છે—
" એ હુંજ છું નૃપ, મને કર માફ બાઈ !
" એ હુંજ છું નૃપ મને કર માફ ઈશ !

" પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારેજ ધાર્યું હતું—
" આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
" છે ત્હોયે મુજ ભાગ કે નહિ સમો તે હું વધારૂં હવે,
" શા માટે સહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહીં ?—

" રસે હવે દે ભરી પાત્ર બાઈ,
" પ્રભુકૃપાએ નકી એ ભરાશે,
" સુખી રહે બાઈ સુખી રહો સૌ,
" ત્હમારી તો આશિષ માત્ર માગું ! "

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીજ કાતળી એક કાપી,
ત્યાં સેર છુટી રસની ભરી પાત્ર દેવા,
ન્હોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું !

કલાપી.

૬૦

## કૃતઘ્નતા.

( શિખરિણી )

ભલે ફૂંકો ફૂંકો પવન ! તમ જ્વાલા સળગતી !
ભલે વટોળાની ગગનપડમાં ધૂળ ઉડતી !
સુસાટામાં છોને ગિરિશિખર મ્હોટાં ઢળી પડે !
ભલે સૂર્યે ઢાંકી રજ સહુ દિશા મેલી જ કરે !
ભલે વ્હેતાં વ્હાણો સઢ સહુ ચીરાઈ તુટી પડે !
પ્રચંડોર્મિ છોને જલધિજલના ઊછળી રહે !
ભલે હોડી ડુબી ગરક દરિયામા થઈ જતી !
ભલે જાતી આખી જન સહ રસાતાલ પૃથિવી !
હવે તો હું વૈરી જગત સઘળાનો થઇ રહ્યો !
અહો ! જેને માટે મમ હૃદય ભાગી દુ:ખી થયો !
કૃતઘ્ની લોકોને કદર નવ કાંઈ હૃદયની !
ન જોવાની ઇચ્છા ! કદર કરવા સાધન નહીં
તુફાની સત્ત્વો આ કુદરતતણામા ભળી રહું !
બને તો વટોળો થઇ જગત આ ઉજ્જડ કરૂં !
કડેડાટો મ્હોટા, કડડ કડડાગે વીજળીના,
મને વ્હાલાં વ્હાલાં પ્રલયઘમસાણો પવનનાં !
દયાના, પ્રીતિના, મૃદુ હૃદય ને માર્દવ તણા
તમે લોકો વૈરી, મમહૃદય લે વૈર કયમ ના !
હસો રોતાં દેખી ! હસીશ તમને આજ ચગદી !
અહો ! રોનારા આ મમ નયનમા જ્વાળ સળગી !
દયા રોનારાંની ઉપર નવ મ્હારા હૃદયને !
તમારૂં રોવું એ કપટમય ને ક્રૂર જ દિસે !

ત્હમારાં લોહીમા મમ હૃદય આ સ્નાન કરશે,
અને ત્હોયે સૌ એ ઘટિત જ થયુ એમ ગણશે!
અહોહો! આ મીઠી કુદરત તણી કેવી મૃદુતા!
અરે તેમા ક્યાંથી હૃદય તમ શીખ્યાં અજડતા?
ત્હમારે માટે કો હૃદય ભગવુ જે કરી રહે,
અરે! તેને ચીરો? તમ હૃદય તો ચીરીશ હવે!
સખે! તેં એ શું આ જિગર ચીરવા ખંજર લીધુ!
હતું ખુલ્લુ ત્હોયે હૃદય મમ તે એ નવ દીઠું!
કહું શું લોકોને? અરર! સઘળા પામર નકી!
વૃથા હોણુ ત્યાં હું મમ હૃદયનો કોધ જ નકી!
વને તો ના ઓહો મુજ જીગર કૈં એ કહી શકે!
મૂક્યુ ખોળે માથું પછી કતલનો શુ ડર રહે!
દગો ત્યાગે ત્યાગે પછી જગતને શું કહી શકુ?
વિના બોલ્યે કાંઈ પણ નવ હુ મુંગો મરી શકુ.

ભલે ફૂંકે ફૂંકે અનિલ અથડાયા વગર સૌ
ગિરિ તો આ રૂનો થઇ જઈ હવે પોલ ઉડતો!
ઘણા વ્હોની સામે અડગ રહીને ટક્કર લીધી,
હવે તે એ ચાનો તૃણવત થઈ તાણની મહી!

જવા સામે પૂરે સરપ સરખો યત્ન કરશે,
હજી એ એ ચાતો પણ નવ ખુશીથી કદી જશે!
અરે! આશા કિન્તુ જરી પણ રહી ના હૃદયને
પડયો જે નીચે તે જગત કયમ ઊંચે લઇ શકે?

સખે! અન્યાયી તું મમ હૃદયને ને જગતને,
અરે રે! તે કીધું જગત કડવુ આ હૃદયને!
કૃતઘ્ની તું થાતા દિલ મમ કૃતઘ્ની થઇ ગયુ!
પ્રભુની લીલાને વિષમ ગણતા એ શીખી ગયુ!

તને કે કહેવુ એ દિલની નબળાઈ મુજ નકી,
વિના સ્વાર્થે પ્રીતિ મમ હૃદયથી ના થઇ શકી!
નકી આશા કાંઈ મુજ હૃદયમા રાખીજ હશે,
ન તે પૂરી થાતાં મમ હૃદયને આ દુ ખ, સખે!
હશે! ભાઈ! કિન્તુ હૃદય ત્યજવુ તે સુખથી શે!
ઉછેર્યું મે તારૂ હૃદય કુમળુ દુ ખી ગણીને,
હવે કાટા લાગે! અમર તુજ એ ક ટક હજો!
પરન્તુ બીજાથી જરી વધુ હવે કોમળ થજો!

કલાપી

---

૬૧

## મજા કયાં છે!

(ગઝલ)

કયા છે મજા? કયાં છે મજા? કહે તુ મુસાફર ખલ્કના?
દુનિયા અહિ કયા છે મજા? માની લઉં શામા મઝા?
છે કયાઈ ખાણુ ખુશ લીની આ ખલ્કને કાંઈ ખુણે?
દેખાડી દે! જો હોય તો, ખોદી લઉ ત્યાથી મજા!
આલમ શુણે બ્હેરી ન ગાણુ જ્ઞાનનુ દરિયાતણુ!
તે દુ ખ પોતાનુ રડે તો માની લઉં શેમા મજા?
રોવે હસે અસ્થિર ભૂત શોધે ન ' શુ ' કયા સત્ય છે?
દુ ખભાર લઈ મુગી ફરે ધરતી લઉં શેમા મજા?
ત્યા આસમાને આભલા જુદા જુ । કઈ ચકચકે,
સમજે ન કો, તેથી નિસાસા સૌ ભરે! શામા મજા?
દરિયામહી-ધરની મહીં-ત્યા આસમાન મહીં ઉડે,
કહે તખ્ત ખુશાલી તણું-શુ કામની પણુ તે મજા?

છે ત્યાં ગયા ભૂત તો હજારો માણવા જ અખુટ મજા,
સાથે લઈ પાછા ફર્યાં દીઠા નહિ તો ક્યાં મજા ?
વર્ષા બિચારી ગર્ભિણી સ્હેતી પ્રસૂતી વેદના,
પછડાય ચીસો પાડતીને ગર્ભ જળરૂપે પડે,
થીજાય શિયાળામહિ, સીઝાય ઉનાળામહિ,
દુનિયા બધી એમ જ પીડતી દેખુ છુ, તો ક્યા મજા ?
ખુબસુરતી આલમતણી હસતી ખીલે જે કારમી,
દેખુ હુ પણ કરમાય ક્ષણમા ! માનુ તો શામાં મજા ?
શુણવા કહે, અવલોકવા કો, વાચવા કોઈ કહે,
હુ મ્હાવરો રાખુ ઘણો તેમાં ન આવે પણ મજા !
આલમતણી મે ચોપડીના ફેરવ્યા પાના ઘણા !
માલિકના ડહાપણ થકી સમજુ થયો પણ ના મજા !
હુ ગાન દુનિયાનુ શુણુ અવલોકુ સારી ખલ્કને !
જાણી લઉં છુ ભેદ સઘળો ત્હોય તેમા ના મજા !
જીગર વિના તનહા ફરૂ તેથી ન આવે રે ! મજા,
આ ઇશ્ક વિણ રોતુ ન માને હાલકુ ક્યાંઈ મજા !
ઊડી ગયેલા નૂરથી ઝાખો ફરૂ જનમડળે,
ધારી ફકીરી હુ પુકારૂ " નૂર ! ઓ મુ નૂર ક્યા ? "
શૂણે ન કો ! રડવુ જુવે ના મુજ હાલત આલમે !
દેખુ જ તેને રડતી હુ તો દુનિયામા ક્યા મજા ?
દુનિયામહિ બાપુ ! નથી-કય ઈ નથી- કઈ મજા ?
ગમગીનીનો ભડાર આ છે,-માનુ તો શેમા મજા ?
જીદગી છે જ્યાસુધી સ્હેવુ બધુ રે ત્યા સુધી,
આ જીદગી પૂરી થશે તો આવશે ઉચી મજા !
સ્મરવા ગયેલા સ્નેહીને, રડવા ગયેલાં સ્નેહીને,
ભમાશ જીવિત મુજ એ છે ! હાલ તો કહો તે મજા !
કહો તે મજા કે દભ કે મૂર્ખાઈ ડહાપણ જે ગમે,

અવસાન સૂધી હૃદય મુજ તેમાં જ માની લે મજા !
અવસાન બાદ ઉડી જતાં અકળિત અગમ્ય જ સ્થાનમાં
આ ખલ્કમા નથી ક્યાંઇ એવી કરીશ ત્યાં સાચી મજા.

૬૨ લલિત

## એક આગિયાને.

( હરિગીત )

તુજ પાખ ચળકે પૂર્ણનાં ઝુંડો મહીં ચક્રો રચી
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નકી,
તુજ ઉદરપોષણમાં તને તુજ રૂપ ઉપયોગી થતુ,
તુજ નેત્ર આગળ દીવડો કૈં શ્રમ વિના દેખાડતું.
વળી કોઈ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે બાલને ચોડી તને ત્યા હર્ષથી ચળકાવતી,
વળી કોઇ વિસ્મય સ્મિતભરી તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી તુજ રજ રખે જાતી ખરી.
અદૃશ્ય ના ધનથી બને ના ધૂમસે મેલુ થતું,
તુજ તેજ તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છુ;
મમ પ્યારીનાં ફુલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઉંઘતાં,
તુ જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમા
તું જાગજે, તું ખેલજે, ને પત્રપત્રે મ્હાલજે,
ચળકાટ ત્હારો એજ પણ તુજ ખૂનની તલવાર છે !
તું કેમ એ માની શકે ! આધાર ત્હારો એજ છે,
એ જાળ તું જાણે નહીં, હું જાણું ને રોઉં અરે !
રે ! પક્ષી કોની દૃષ્ટિએ તું એજ ચળકાટે પડે,
સ તાઇ જાતાં ન્હાસતાં એ કાર્ય વૈરીનુ કરે,
દ્યુતિ જે તને જીવાડતી દ્યુતિ તે તને સહારતી,
જે પોષતું તે મારતુ એવો દિસે ક્રમ કુદરતી

આ પ્રેમ સંસારીતણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરના બિન્દુ ભર્યાં વિધિએ નથી?
આમ એજ જીવિત, એજ મૃત્યુ, એજ અશ્રુ ને અમી,
જે પોષતુ તે મારતું શુ એ નથી ક્રમ કુદરતી ?

કલાપી

---

૬૩

## કીસ્મત!

( ભૈરવી ગઝલ. )

કહીં તું જાય છે તારી દગાબાજી કરી ? કીસ્મત !
ભરોસે તેં લઈ શાને આ હરરાજી કરી ? કીસ્મત !
થવા નિજરૂપ દુનિયામા ઉતરવાનુ ઠર્યું કીસ્મત !
કસી તુજરૂપ રજાડી લપેટી ઘા કરે કીસ્મત !—કહીં.
ચલાવી પુષ્પમાલા પર નીચે સર્પો ભર્યાં કીસ્મત !
સનમહીદારમા નાખી પલક જુદાઈની કીસ્મત !—કહીં
લગાડી કાર્ય કારણની બરાબર સાકળો કીસ્મત !
ભરાવ્યા ત્યા શી રીતે તેં ઊલટના આંકડા કીસ્મત !—કહીં.
પિછાની બે અને બેને કહીને ચાર હે કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ? તેં બે ને એક આ કીસ્મત !—કહીં.
ગણી મારૂ વળી મારૂં ભર્યું દિલ પ્રેમથી કીસ્મત !
તથાપિ ત્યા ભર્યું શાને શી રીને ? ઝેર તેં કીસ્મત !—કહીં.
ધરી આશાતણો પાયો ચણાવી તે ઉપર કીસ્મત !
કહીં ? ક્યારે ? લીધો તાણી એ પાયો તેં અરે કીસ્મત—કહી.
મૂકાવી ને મીઠે ખોળે ભરોસે શીશ હે કીસ્મત !
કપાવી શી રીતે ગરદન ? વહે ના ખૂન પણ કીસ્મત ?—કહીં.

ઉઠાવી અસ્તિથી દિલને લગાડયુ નાસ્તિમા કીસ્મત !
દરદદિલ રોવુ ત્યાએ તેં વગોવાવુ ભર્યુ કીસ્મત !—કહીં
વહે આખો ગળી ધારે ધુરે દિલદાગને કીસ્મત !
ખુદાઈની મીઠ ઇમા ભરી ખારાઇ ઠયા કીસ્મત !—કહી

મુડાવી કે રગાવી ને કરાવ્યો ત્યાગ તે કીસ્મત !
તથાપિ ત્યા બઝ ડી શી ? ઉપાધિ બેવડી કીસ્મત !—કહીં
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનગી પૂરૂં કીસ્મત ?
કવિતા આ બકાવાનુ કર્યુ શે દ્વૈત તે કીસ્મત !—કહીં.

કહીં કહો આ દગાબાજી કરે હા ના તુ શુ કીસ્મત !
મને માલીકના કાને પડે ભણકાર ત્યા કીસ્મત !—કહી
રમાડયો આ દગાબાજી વિષે બ્હુ છુ ખુશી કીસ્મત !
મળ્યો માલીક વેચાયો—ઠરી લે ચાહે ન કીસ્મત !—કહી

મણિલાલ

---

૬૪

## ચાલ, સખી ! ઉડીએ.

(લાવણી)

સખિ ! સહૃદયતાના સત્ય ભેદ સમજે જ્યા ન કોઈ મૂઢ,
તે જડ જગમા કદી ગમે કેમ વસવુય,
મારા સહુને ગણી સરલ થઈ મળુ ભળુ સહુમા કોડે,
સખિ ! ત્હોય વ્હેમથી ભર્યા ! મને તરછોડે

જે થએલ મારા ઉડ્યા તેથી ઉર–ફફ઼ર તનહા ભમતો,
ડૂબતા દિલનો કર સખિ ! તેં જ તો પકડયો.
તુજ શુદ્ધ પ્રણયનુ પ્રિયે ! આચમન દઈ નૂર વળી ચળકયુ,
આ વિકલ મુખડે ફરી સ્મિત કઇ ફરકયુ

સખિ ! તિમિર તેજના અગણિત થર અવનીતળમા મે ખોદ્યા
માનુષી શક્તિએ રોતાં નિજ નખ ખોયા

માટીના રમકડાં જડે, સોનાની રજ ચકચકે,
પણ સ્પર્શ થતાં તે ઉડે, ભરભર થઇ નીચે પડે

કંઈ પડ ઉખેળતાં અગમ્ય વિધિના સૂત્ર ગૂઢ ઉકેલ્યાં,
નવ ત્યાય જડયા કંઈ ઇષ્ટ સુખડા ઘેલા
છવિ રમ્ય, રસિક રવિ હૃદય સૃષ્ટિની અવનીપટ પર પાડે,
પણ પીછી ધ્રુજાવી અનિલ લીસોટા રાખે
ચંચળ વિધિની વાટિકા મહિં આ ભમે નિત્ય ચંચળતા,
કરમાય કુસુમડા ખીલે રમે પળ ત્યા હા !
દુનિયા ફાનીના ક્ષણિક જીવનમા રંગ શીકર કંઈ ઊડે,
સુખ દુઃખની પ્યાલી પીતા વિરહ–પીડ સ્ફુરે
પ્રિય સખી ! रजस्तमसावृत પુતળા રમે હસે ને જીવે,
ત્રિવિધ તાપથી ફડફડી સૂતા સૌ ઉઠે

અસ્થિર મન તેના ભમે, વિધિ બ્હેમ છકી તે ભરે,
નવ હૃદય ખેલ શીખવે, સૌ વિરસ બિચારાં રહે

એ ધૂર્ત વિધિના પેચ ચળકતા અતિ તીક્ષ્ણ વળવાળા,
બેસે ખૂંચે કદિ નહિ નીકળવાના હા !
વિંટળાય પરિચય થકી પેચ પર રક્ત નીકળતાં સુખી,
લવણ અડયે બળતા રડે, જાય રડી સૂઇ,
સખિ ! અભેદને સ્મરણિદ્ધ અધમ સાધક કરી સિદ્ધિ સાધે,
એ ક્ષુદ્ર રીત ઉચ્ચ હૃદયને કયમ છાજે ?
એ અજાયેલા કીડા એમ મદબકે સ્થૂલ વ્યવહારે
અંધારામાં દગ દીન મીંચાઇ જાયે
તિમિર તેજની સાધ ક્ષિતિજે પરવશ ભૂતડા દીન નાચે,
અનુભવી શકે સત્ત્વનું સ્વાદ કદી ના તે.

પ્રતિકૂળતાથી તે ખીજે, અનુકૂળતાથી તે રીઝે,
રીઝ ખીજમા જીવે મરે, મૃદુ ભાવ ન હોયજ હૃદે;
સખિ ! ન હોય નિર્મિત સ્થાન આપણું અસાર આ સસારે,
નકી પ્રણય અશનો વાસ અન્ય સૃષ્ટિએ
પ્રકૃતિજ પીંજરા બાળી સૂઈ ભીડી બાથ ચિતાશય્યામા,
ભૂત ભભૂત ચોળીએ ચાલ, પ્રણય-વેદીમા
અગણિત ભોળા પર થઈ રચી અદ્વૈત લોકમા ભળશું,
ત્યાં વિશ્વ—યત્રની ચીસ દૂર સુણીશું.
રસ-નીતરેલો ભવ ત્યજી, સરલતા સજી, ચાલ, સખિ ! ઉડિયે !
આ અનન્તતાના ઉદધિ મહીં રસ છણિયે

લલિત.

---

૯૫

## ત્યાગ.

( ગઝલ )

હું જાઉં છું ! હું જાઉં છુ ! ત્યા આવશો કોઈ નહીં !
ના આંસુથી, ના ચુમ્બનથી, ના વસ્લથી, ના બન્ધથી,
સો સો દિવાલો બાંધતા ત્યા આવશો કોઈ નહીં !
દિલ જે ઉઠયુ રોકાય ના ! એ વાત છોડો કેહની !
સૌ ખુશ રહો જેમા ખુશી ! હું જ્યા ખુશી તે હું કરૂં !
' શું એ હતું ? શું આ થયુ ? ' એ પૂછશો કોઈ નહીં !
કૈં છે ખુબી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યા કરી દિલની ખુશી ત્યા ત્યા ખુશી દિલ છે નકી !
પેદા કર્યો 'તો ઇશ્ક ત્યા ના કોઇને પૂછયુ હતું !
એ ભૂસવા લે છે ખુશી તો પૂછવું એ કૈં નથી !

છે ઈશ્ક જોયો ખૂબ તો જોવુ હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી !
આ ચશ્મ ઝુરજે છે ચડયુ આલમ બધુ નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં !
મ્હારી કબર બાંધી અહીં ત્યા કોઈને સૂવાડજો !
હું જ્યા હટાઉં ત્યા ફુલોને વેરશો કોઈ નહીં !
છે શું ફુલો, શું ઈશ્ક, ને શું સૌ તમે બનારને ?
આ માછલુ દરિયાતણું તે ઊર્મિઓ ગણતું નહીં !
મુજ ઊર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઊર્મિ છે
જે હિકમતે આ છે બન્યુ તે જાણશો કોઈ નહીં !
શું પૂછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આસુ ખેરશો તો લૂછશે કોઈ નહીં !

કલાપી

---

૬૬

## એકાંત.

[ પૃથ્વી ૭૬ ]

' રહે જઈ શું એકલો ? ચલની, વાડીની મોજમા
જમી, રમત માન ધૂમ મચશે જ ઝપ્પાંતણી.
ઉઠ એ ! નહિ શું આવ તું ? અરર, કોણ તું જેહવો ?
બભેલ ! દિલ લ્હેજતો તુજ ચારિખ માટે નહિ.
ચલા. વિષયકીટ એ દિલ લહેજતો શું વહે !
ધારે પવન મસ્તકે, નહિં વિચારમિત્રો મળે.
ભલે રમત એમની, મુજ કને મહા ખેલ આ !
અને ટિણુટિણીતણું મળતુ શુષ્ક કો કંઠમા

સુણી વહન, ગાન એ ગણી, મને ઘણુ રાચતા.
ક્ષમા સહૃદય દેવી! ધૃષ્ટ જનના જ અજ્ઞાનને!
પધાર, નિજ ભક્તનુ હૃદય તારૂ સિંહાસન,
મિલાવ ગુણ, પૂર સૂર, બહુલાવ તુજ બાનીને,
શુણે, ગ્રહી રહે પ્રસાદ, તુજ પ્યાસી આ મોરલો,
અને વિધુ સુધાથકી, ત્યમ ધરે કલાઓ બધી

બળવંતરાય.

---

૬૭

## આત્મબોધ.

[ પૃથ્વી છંદ ]

ગઈ ઋતુ વસંત, પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગઈ વહી, ભર જુવાની ચાલી પળી,
—દીસે નહિ દીસે તને, પરમ એક કર્ત્તવ્ય કે ?
સમર સ્વામ, ધરની હામ, સફર લાબી છે મસ્તકે.

નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી
જડો જુની ઉખેડત ખટકી–જાય હલટી ઉંડી,
—દીસે નહિ શુ દૂરનુ સુભગ શાંત કર્ત્તવ્ય કે ?—
સમર સ્વામ, વમળ વામ સફર લાબી છે મસ્તકે.

નડે પશુપણુ, નડે સંવિકાર પાપો જુનાં,
રહ્યા ઘર કરી, હસે ફટ કરી, વળી ઉખર્તાં,
—નવીન બલ દે નહિ વિમલ સાધુ કર્ત્તવ્ય કે !—
સમર સ્વામ, ત્યજની મામ, સફર લાબી છે મસ્તકે.

નડે વિતથ કલ્પના, ભમતી ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચલ ભાવના, ઉડુ ઉડું જ શ્રદ્ધા થતી
–દીઠુ નવ દીઠુ ખરે સતતજ્યોતિ કર્ત્તવ્ય કે ?–
સમર સમર સમર શ્વામ, સફર લાગી છે મસ્તકે.

બલવ તરાચ

---

૬૮

બોધ

( ગઝલ )

ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યુ જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂ ગણી લેજે.
દુનીઆની જૂઠી વાણી વિશે જો દુ ખ વાસે છે,
જરાએ અતરે આનદ ના ઓછો થવા દેજે.
કચેરી માહિ કાજીનો નથી હિસાબ કોડીનો,
જગત કાજી થઇને તું વહોરી ના પીડા લેજે
જગત્‌ના કાચના યત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સ ગને રહેજે
રહેજે શાતિ સ તોષે સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુ ખ કે આનદ કોઇને નહિ કહેજે
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાચે ભલાઇની મહા લક્ષ્મી ગણી લેજે
રહે ઉન્મત્ત સ્વાન દે ખરૂં એ સુખ માની લે,
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે

અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો,
ન માગે દોડતુ આવે, ન વિશ્વાસે કદી રહેજે
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટુ છે,
જગત્ બાજીગરીના તુ બધા છલબલ્ જવા દેજે
પ્રભુનાં નામના પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવમા પહેરાવી પ્રીતે દેજે,
કવિ રાજા થયો, શી છે પછી પીડા તને કાંઇ,
નિજાનદે હમેશા બાલ મસ્તીમા મજા લેજે

બાલાશંકર ઉલ્લાસરામ.

---

૬૯

## અમો મસ્તાન

(ગઝલ)

જીગરનો યાર જુદો તો બધો સંસાર જૂદો છે,
બધા સસારથી એ યાર બે. કાર જૂદો છે.
ગણું ના રાવ રાયાને ગણુ ના આખી દુનિયાને,
પરંતુ જાન આ પર પ્યારીનો અખત્યાર જૂદો છે.
હજારો બોધ મદિરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે
બધા પરકાર તુફાને થઈ ચંચલ ચુકે નિશાન,
અમારા ચિત્તના ચારૂ અચલ પરકાર જૂદો છે
ઘડીભર બેશ બતલાવું, શીખાવુ પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યાર જો બાઝાર જૂદો છે
શીખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું;
નથી જ્યા પ્રેમ જ્યા છે ભેદ, એ વ્યવહાર જૂદો છે.

જાલે ને માહરા પંથે બધાએ દુ ખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઈ વ્હાર જૂદો છે.
થયો જે પ્રેમમાં પુરો થયો છે મુક્ત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે

બાલાશંકર ઉલ્લાસરામ

---

૭૦

## વીરાંગના

(ગરબી.)

સખિ ! મ્હારા વીરના જો ! ગઢ ઉંચા આકાશમાં રે,
સખિ ! મ્હારા છેડનાની કોર શેષ ભીંજે છે જો,
સખિ ! મ્હારી આંખડીમા કોટિ કોટિ ભાનુ ભર્યાં રે,
સખિ ! મ્હારી નણંદલનો વીર હીર સીંચે છે જો,
સખિ ! કુળી રાજપુત્રી હોય હું તો વીરાંગના રે !

સખિ ! મ્હારા ઓઢણામા ભાતડી કંઇ યમની ગુંથી રે,
સખિ ! મ્હારી છાતડીમા ઝેર લીલું ઊગે છે જો,
સખિ ! મ્હારી કાન્તિમાં જો ! જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ ! મ્હારા કંકણોમા પ્રલયગીત ગાજે છે જો;
સખિ ! કુળી રાજપુત્રી હોય હું તો વીરાંગના રે !

સખિ ! મ્હારા નાથની સમશેર કાંઈ હુલે ઝુલે રે,
સખિ ! મ્હારી તેજીની કટાર તેજ પીએ છે જો;
સખિ ! મ્હારા વીરની ભડ મીર ગઢે રૂમે ઝુમે રે,
સખિ ! મ્હારી સંહચરના શસ્ત્ર હીચ લીએ છે જો;
સખિ ! કુળી રાજપુત્રી હોય હું તો વીરાંગના રે !

ન્હાનાલાલ

---

૭૧

## એક અબળાની વિનંતિ.

(સવૈયા)

અહો પ્રભુ ! મને હૃદય દીધુ તો શાને નથી કરતો સબળા ?
રંગભવન મુને નથી ભાવતુ, નથી રોચતી અલકુતિ,
આમ દેશી જન દુ ખી થાય ને શ્રહુ' સુખ શુ હુ જ રતિ ?
ઉઠો, ઉઠો, તમે શૂરવીર બે, દુ ખ કાપોને દેશીના !
ભોગ ચમન તજી ઘુમો ઘુમો ઘણુ, હૃદય કરી શૂર કેસરીનાં.
સરસ્વતી તમે બહુ આરાધી ને આરાધ્યો યુદ્ધ પતિ,
સમો થયે નહિ કામ આવશે શુ તેમાનુ કોઇ રતિ ?
શોધો શોધો વસુંધરા કયમ, વસુ નથી દેતી લોકોને ?
તિમિર લોકના મનના ટાળી, જ્યોતિ બધે પ્રકટાવોને !
બુદ્ધિઅભ્ર તમ મનમા ગાજે તો તેને વરસાવોને !
દુષ્ટ અસુર બહુ ફરે ફાટી, તે બાહુબાર દર્શાવોને !
જુઓ જુઓ ઘર બ્હાર નીકળી અસુર ફાટી ફરતા કેવા ?
રક લોકને દળી દળી બહુ રગદોળે ભૂમિ ભેગા !
અરે તમે ઘડી ઘડી પુછો છો " કહેની તુ જ કરવુ શું તે ? "
નહિ પ્રશ્ન એ ચાલે, ઉત્તર તમે હયોની શોધી પોતે.
ઉગ્યો ભાણુ વિદ્યાનો તમમા પુછો પછી બીજાને શુ ?
નહિ ચાલે એ, નહિ ચાલે એ, રોઇ રોઇ આખર મરશુ ?

ગોવર્ધનરામ

---

૭૨

## યુદ્ધ સંગીત

( લાવણ્યમયી )

જય ઉદય વિજય શિવ સમય અભય સંભારો—અભય સંભારો
હર હર હર હર રણનાદ ગાજિ ઉચ્ચારો૦—ટેક
અતિ ઉદાસીન ભવ વિભવ ભાવ સંહારી—ભાવ સંહારી
લયવૃત્તિ પ્રલય કાલીન—સુનિદ્રાધારી,
બહુ કાળ રયાળ પ્રિયમાળ હાલ નિવારી—હાલ નિવારી
ઝટ અપટ ઝટપટો દશા જાગૃતિ સારી,
ખડ ખડ ઉત્કટ અટહાસ સરસ વિસ્તારો ! જય૦
ભારતી કળાનિધિ ઉદય સુભગ રાજે છે—સુભગ રાજે છે,
રતિ સતી નીતિ મતિ ઉમા લ્હેર છાજે છે.
ઝળહળ તરંગકળ પ્રબળ વિમળ મન મોહે-વિમળ મન મોહે
રસ તર્ક કલ્પના સુરતર ગિણી સોહે
બુધ કમળ ભેદિ ગજ મ્હેમદનુજ સંહારો ! જય૦
કુડ કપટ અવિદ્યાવતી અનીતિ સમસ્ત—અનીતિ સમસ્ત
તે ત્રિપુર દાહ કરો, કરો અસુર કુળ અસ્ત !
વિષ વિશ્વ વિનાશન હરો હળાહળ ઝેરી—હળાહળ ઝેરી !
પ્રેમળ ઉજ્જ્વળ વિસ્તરો નજર અમિ લ્હેરી !
તવ શુદ્ધ વિબુધગણ આર્ય બાળ ઉદ્ધારો ! જય૦
ચતુર શૂર રણવાદ્ય પૂર બળ જગવો—પૂર બળ ગજવો !
ઉદ્ધાર હેતુ સંગ્રામ સદ્ય આ સજવો !
નાગર નરગણ બળ વીર રસ ઝીલો-વીર રસ ઝીલો !
હઠ લપટ સંકટ કટ વિકટ ઝટ્ટ કરણી લો !
કર નિડર વાવરો હરિ ! કરી સુપ્રહારો ! જય૦

હરિલાલ ધ્રુવ

૭૩

# વિકરાળ વીર કેસરી

(સ્રગ્ધરાવૃત્ત)

૧

ઘુ ઘ્ઘૂ ઘૂ ઘૂ ઘુઘવતી ! ગહનગિરિ, ગુફા કાનને ગાજિ ઉઠે !
ફ્હાડો એ ત્રાંડ તોડી ગગન ઘુમિ જતી, આભના ગાભ છૂટે !
ઊભી છે પિંગળા શી ચટપટિત સટા ! પુચ્છ શું વીજ વીંઝે !
સ્વારી એ કેસરીની ! ત્રિભુવન જયિની ચક્રિકા એથી રીઝે !

૨

એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ધોધ આફાટ ફૂટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળનો ગેબી ગોળો ! વછૂટ્યો !
વર્ષે શું વહ્નિ ઠર્શો નયન પ્રજળતા ! વજ્ર પંજે અંગ જે
હા હા શું રંજ ? અંજે હય ભડક ! શૂરના ચૂર ભંજે ! !

૩

ઝંઝાવાતે ઘુમાવી અતળ વિતળ સૌ એક આકાશ કીધું !
ઉલ્કાપાતે ધુગાવી તિમિર મિહિર સૌ ઘેરિ એ ઘોળિ પીધું !
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર વહ્નિ ઝરે લોહિનું સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસને રે ! નૃપ મુકુટ પડયો ! ક્રાંતિએ રાજ્ય લીધું !

૪

કહો કો કોની સહાયે ! સહુ ભય વનમાં ભ્રાંતિમાં ભીરૂ ભૂલ્યાં !
સર ક્ષે કોણુ પક્ષે ? મરણુ શરણુમાં લક્ષ લક્ષેય ડૂલ્યા !
તે તે તે કેસરી ને તડુકી તળાપ તે છિદ્ર છિદ્રે વિધાવી !
સ્હોડી અંગ અંતે રૂધિર ઝરણુમાં ભીષ્મ-વૃત્તિ સુહાવી !

૫

[ અનુષ્ટુપ છંદ ]

વીરશ્રી ધન્ય એ ભક્તિ! ધન્ય પ્રૌઢ પરાક્રમ!
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વન વિભ્રમ!

હરિલાલ ધ્રુવ.

---

૭૪

## જન્મભૂમિનુ જયમંગલ

( ઝીંઝોટી, તાલ દાદરો )

જયમંગળ પ્રિય જન્મભૂમિનુ ગજાવિયે -ધ્રુવ,
રઘુવીર સમ વિરલ વીર ભારતી સુભટ સુધીર,
    ઉર સમુદ્રને હિમાલયે ઉછાળિયે-જય૦
જનનીઅંક ઝાલિયે ઝનુની રંગ રેલિયે,
    આમ બળ-ઉજાસથી બધુ ઉજાળિયે-જય૦
સત્ય અર્થ સજ્જ થાઓ વિજય વાવટો ઉઠાઓ,
    વીર ધર્મ થી ધરા સદા ધ્રુજાવિયે—જય૦
સત્ત્વથી સચવાય સ્વતંત્ર સમજી એ થઇ પ્રવૃત
    ઘૂમિયે ઝઝૂમી, જગ તો મચાવિયે-જય૦
ભૂતળ ફોડી ફેડિયે, અફર જડો ઉખેડિયે,
    દોર ને દમામ દેશનો જમાવિયે-જય૦
સ્થિતિ સમય સ્વીકારિયે, પ્રવૃત્તિ યત્ન યોજિયે,
    જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે?-જય૦
માતુ દીન દુભાય છે, સપુત! પીડા પીછાનિયે,
    દુઃખ દીપાવિયે ઉમંગને વધારિયે—જય૦
દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્યકર્મ,
    આત્મભાવથી બધુ પ્રભુમય પીછાનિયે—જય૦

લલિત.

---

૭૫

## લાવણ્યમયી

( રાગ-કલ્યાણ )

અરૂણ તરૂણ આ ઉદય થયો સહુ જાગો સૂતા લોક
આળસ તજિ શુભ સુવ્રતવસ્ત્ર સજિ હરખે મુકવો શોક,
સૂર્ય ઉદય આ ભાસે

વિભુવર્ણન ઉપકારસ્મરણુ કરિ નમન મનન દિનરાત,
જનસુખકારક ભવઉદ્ધારક ઉદય ઉદય વિખ્યાત,
કાર્ય સકળ શુભ કરતો.

સદ્‌ગુણુધારણુ સત્કૃતિકારણુ વિમલ હૃદય વર્ણાય,
ધીરજ દૃઢપણુ સત્યવિવેક સપ સજેથી થાય,
મહદ્દયશના મહાકર્મો

જગદ્વ્યાપ્ત સતતસ્થિતિમા પરિપૂર્ણ પ્રેમ સાક્ષાત
દયાગુણો ભરપૂર ભરી તુ ધર ગરવી ગુજરાત,
વસન ઉપવન મન હરતાં!

સમનિયમે સદ્‌વૃત્તિ વધારી ધારી જીવની દાઝ,
ઉદ્‌ભવ કરતો દુ ખ સહરતો પ્રગટયો ધર્મ સમાજ,
કલેશ કલહ લય કરતો.

દુરાચાર બહુ ત્યાગ કરી કરિ વિનય નિરતર પુણ્ય,
તિમિર વિદારી કુત્સિતપટ કહાડી પ્રદીપ્ત કરવા શૂન્ય
જયોતિ સકલ જયમ શિવમો.

ધર્મ વધારો શુભ ગુણુ ધારો તારો દીન અતિ રક
સદાચરણુપ્રતિપાલન સમયે નિશ્ચય થવુ નિ શ ક,
એજ વચન ગુરૂ ઉચરે.

નામ સમાન મહાન કરી બહુ હામ ધરી ધરિ કામ,
ઉજ્જવલયશ પૂર્વનો અધિક કરિ ધુવો દુરિત સહુ શ્યામ,
અધમ મતિ તજિ ધરમુળથી

પાપ થયે ક્ષય સત્ય વિષે જય દયા સુકૃત કહેવાય,
સમવૃત્તિ પરમાર્થ ન્યાય એ, એજ ધરમ શ્રુતિ ગાય,
કર્મ બીજા સહુ ખોટાં.

આ અવસર આકાશ સ્વચ્છ સંપૂર્ણ સ્વભાવે શાન્ત,
મધુર વાયુ નદિયો નિર્મલ વન મોહન કામ વસંત,
નિરાશા નિંદ્ય નકામી

ઉઠો ઉઠો અજ્ઞાન નિવારણુ શૌર્યબળે ભડવીર,
ભય કરિ દૂર ધૈર્ય ધરો તો તેથી થવુ તરિ તીર,
સુધીર સુલક્ષણુ નરનુ

ડુબ્યુ ડુબ્યુ જન આવિ ઉગારો ધર્મ વિશે કરિ ઢીલ,
વિદ્યા સંપત વીર્ય વધારી પુરૂષ સ્રીયોના શીલ,
એ નાગરની વિભૂતિ

એકલપેટો સ્વાર્થ તજી તજિ ઇર્ષ્યાને અભિમાન,
એક દિલે હંગામ કરી કરિ લુટો લુટાતુ માન,
માન સમાન ન કાંઈ.

ઉદ્યમ વાડી લહિ નરનારી કહાડી દુર્મતિશૂલ,
પરમકૃપા છાયે મળી રમતે અહો સુગુણના ફૂલ,
સુવાસિત દેશ વિદેશે.

ભીમરાવ.

---

૭૬

# ભારત-વીર-જાગૃતિ.

નહિ બ્રાહ્મણ, નહિ ક્ષત્રિય, ન વૈશ્ય, ન શૂદ્ર, આર્ય આપણુ તો;
"સ્વર્ગાદપિ ગરિયસી" જનની, ભરતભૂમિ બાળક હો !
વીરા જાગી ઉઠો !
આ.ણુ ઉદય અજવાળો,
ભાનુ પ્રેમ-શૌર્ય પ્રજાળો ! વીરા૦ નહિ-ધ્રુવ
ઉચ્ચ નીતિથી, ઉચ્ચ રીતિથી, શુદ્ધ હૃદય, આત્માથી
પ્રકાશતા પરિપૂર્ણ સુનાશુ, શુ તમથી ઝસાઓ ? કયાંથી ?
દીવો દીપી રહે !
કળાથી કાં કુમળાઓ !
દેવો દિપી રહો !
બળેથી કા ગુગળાઓ ? દીવો                    નહિ૦
ઘેરાયા ચોપાસ બધાયા, શત્રુ થકી વિટાયા !
બાહ્ય તથા અંતરથી રૂધા ! ભલે બધે લપેટાયા !
ત્યારે તો બમણા ખિલો !
સમરમા ઝઝા ઝુઝો,
ત્યારે તો તેના ઝિલો !
જખમ કરિ લેઈ ઝુઝો ! ! ત્યારે તે૦                    નહિ૦
વડારવા બીજાને પડશે વખાણવા એ અવરને,
ભરતાવિયે શુ તમને બળિયા કેસરિયા નર વરને !
ચાલો ચાલો હવે !
હવી કા રહેવુ નકામુ !
છલગે ઉછળો હવે
લાગ કયા સુધી તકવુ ? ચાલો૦                    નહિ૦

તમે તથાપિ ન નિજ કર્ત્તવ્યે કુદી પડશો અભાગ્યે !
જળ મૂક્યુ હરિ ધર્મ જગતથી ઉડી ગયો વૈરાગ્યે !
આર્યપણું અસ્ત થયુ !
હૃદય જખમી રડશે !
આર્યપણુ નષ્ટ થયુ !
રૂધિર અશ્રુ પડશે ! આર્ય૦ નહિ૦

હરિલાલ ધ્રુવ

---

૭૭

## તત્કાલ મહિમા.

( હરિગીત )

બહુ ગૂઢ તરૂમા બેસીને જે ગાય મીઠુ કોયલ,
ચાલે ઘડી તે એક ને પછી બધ તે અદ્ભુત સ્વર,
ગાનાર ના દેખાય ને તે જાય સઘળુ સ્વપ્ન શુ,
એ એક ક્ષણનુ મજુ ગાયન ના સુણ્યુ તે ના સૂણ્યુ.
કદિ કુસુમ કોમલ ખીલી રહે નાજુક લતા શોભાવતુ,
રગે લલિત ને ગધ મીઠો સહુ દિશે ફેલાવતુ,
કંઈ કાલ રહિને ખરિ પડે ને જાય ધુળમા એ બધું,
એ અતરે મીઠુ કુસુમ એ ના સુઘ્યુ ત ના સુઘ્યુ
આકાશમા ઉચે થકી તારો ખરે કદી રાત્રિએ,
સળગી ઉઠીને મધ્યમા પળ એક જ્યોતિ પ્રકાશી રહે,
ઝટ પડે તે ક્યાય ને ના ચિન્હ રહે એ તેજનુ,
દુર્લભ પળે એ વિરલ દર્શન ના દીઠુ, તે ના દીઠુ,
કદી દીઠી નદી લાવણ્યની, અનુભવી વરસની ચાદની,
આશા તણી છાયા દીઠી કળી પુષ્પની જયા નીકળી,

કે દીઠી વીજળી ચમકતી સ્મિત નીરખ્યા કો યુવતીતણું,
ને ભાવઉદ્દીપન તરત ત્યાં ના થયું તે ના થયું
તરૂણી સ્વહૃદય રહસ્ય કહેતી દૃષ્ટિ નીચી રાખીને,
ત્યાં ગાલ પર તે સમય સુરખી ઉછળી રહી રાતી જે,
તે ચિત્ર પામે નાશ જ્યાં ઉત્પન્ન થઈને ક્ષણ ટકયું,
તે પર તહિં તત્કાલ ચુંબન ના લીધું તે ના લીધું
જાતે જ જે ખરી કીર્તિ છે બહુ હર્ષને સુખનું ભર્યું,
ઊંચું સહુથી શૃંગ છે જીવનતણા પર્વતતણું,
અનુભવ કરાવી વિવિધ જે ક્ષણમાં જતું રહે દોડતું,
યૌવન, મિઠી! તે સફળ જલદી ના કર્યું તે ના કર્યું

રમણભાઈ

---

૭૮

## એક ઘા.

(મન્દાક્રાંતા

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો!
છૂટયો તે ને અરરર! પડી ફાળ હૈયા મહિં તો!
રે રે! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઈ જાતાં,
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતામાં!
મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મ્હારાજથી આ!
પાણી છાંટયું દિલ ધડકતે ત્હોય ઉઠી શક્યું ના!
ક્યાંથી ઉઠે? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો,
ક્યાંથી ઉઠે? હૃદય કુમળું છેક તેનું અહોહો!
આહા! કિન્તુ કળ તઉરીને આંખ તો ઉઘડી એ,

મૃત્યુ થાશે ! જીવ ઉગરશે ! કોણ જાણી શકે એ !
જીવ્યું આહા ! મધુર ગમતા ગીત ગાવા ફરીને,
આ વાડીના મધુર ફલને ચાખવાને ફરીને.
રેરે ! કિન્તુ ફરી કદિ હવે પાસ મ્હારી ન આવે,
આવે ત્હોયે ડરી ડરી અને ઇચ્છતું ઉડવાને,
રેરે ! શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાલે ન આવે !
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે !

કલાપી

---

૭૯

## કુમુદસુન્દરીનો સરસ્વતીચંદ્રને પત્ર.

( સવૈયા )

અવનિપરથી નભ ન્હહડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાંઃ
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભવચ્ચોવચ રંગીન થાતા ગરૂડરાજની પાંખ થકી
સુભગ ઘડિક એ બન્યું, નવાઇ ન, એ દશા જો નાજ ટકી!
પણ ઉંચા નભના સંચારી પક્ષિરાજ, તું આવ્યો આ
ધરતીપર ત્યાંથી ઉડ પાછો, પક્ષહીનનો દેશ જ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં !
વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં.
ગિરિશિખરે, ઘનમાં, ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કર-અબાર વિશે જ્યારે;
સુવર્ણપક્ષની જશે ભભક ભળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું ઉરમમંથી અનુમોદીને.

નહિં ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઈ
શચવુ એટલુ રહ્યુ ભાગ્ય તે રાખ! નીકર રહીશું રોઇ.

ગોવર્ધનરામ

---

૮૦

## અમારી પિછાન.

( ગઝલ )

હમે જોગી બધા વરવા સ્મશાનો ઢુંઢનારાઓ!
તહીંના ભૂતને આઇ જગાવી ખેલનારાઓ!
જહા જેને કરી મુર્દુ કબરમા મોકલી દેતી,
હમે એ કાનમા જાદૂ હમારૂ ફૂંકનારાઓ!
જહાંથી જે થયું બાતલ અહીં તે છે થયુ શામિલ!
હમે તો ખાકની મૂઠી ભરી રાજી થનારાઓ!
જહીં જખમો તહી બોસાતણો મરહમ હમે દેવાં,
બધાના ઇશ્કના દર્દો બધા એ વ્હોરનારાઓ!
હમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાખી,
ન વાચે કોઇ યા વાચે, ન પરવા રાખનારાઓ!
ગરજ જો ઇશ્કબાજીની, હમોને પૂછતા આવો,
બધાં ખાલી ફિતૂરથી તો સદાએ ન્હાસનારાઓ!
જહીં સ્પર્ધા તણી જગની દખલ ના પ્હોચતી ત્યાં ત્યા,
જમીં ને આસમાનોના ન્ડા ઉડાવનારાઓ!
અમે તે બેહયાઇને દઈ માથુ ધરી ખોળે,
હમે આરામમા સ્યાએ સુખથી ઊંઘનારાઓ!
સનમની બેવફાઇથી નથી સુખ કાંઇ એ ડરતાં,
હમે જાણ્યુ હમે માણ્યુ, ફિકરને ફેંકનારાઓ!

જખમથી જે ડરી રહેતા વગર જખમે જખમ સ્હેતા;
હમે તો ખાઈને જખમો ખુબી ત્યાં માનનારાઓ !
બની ઉસ્તાદ આવો તો થશો આંહી તમે ચેલા,
મગર મુરશિદ કરે તો તે હમે ચેલા બનારાઓ !
હમારાં આંસુથી આંસુ મિલાવો, આપશુ ચાવી,
પછી ખંજર ભલે દેતા, નહીં ગણકારનારાઓ !

કલાપી

---

૮૧

## અમે.

(દિવ્ય ૭૬ )

અમે દિવ્ય ગીતો ગાનારા, સ્વર્ગીય અમારો સૂર;
અમે પીયૂષ પી પાનારા કર્ણ સ્વર્ગતણુ સુમધુર,
અમે દિવ્યઝરણુ ન્હાનારા દાખવતા નવલું નૂર,
અમે કુદરતને ન્હાનાર, અમે ઘડી ન રહિયે દૂર.
અમે એકાંતે જઈ વસિયે, કરવા કુદરતનુ ગાન,
અમે ધાધલમા પણ ધમિયે ધરવા દુનિયાનુ ધ્યાન,
અમે વસિયે, જગ લી ખસિયે હસિયે અમે ઉરની તાન,
અમે કદી કદી ખુબ હસિયે, કદી રડી દઈયે સહુ પ્રાણ !
અમે અંધારામા ઉડિયે બુલબુલશુ ગાતા ગીત,
અમે રસસાગરમા બુડિયે બુડતા તરતા શુભ રીત;
કદી મેઘ સમાન ગડુડિયે, કદી શાંતિ ધરિયે શીત,
અમે સત્ય બધેબધ ઢુંઢતા, છે સત્ય અમારી પ્રીત.
અમે સરિતાકાંઠે બેશી કરિયે ઘડી કૈંક પસાર,

અમે સાગરહૃદયે પેશી ભરિયે અમ રત્ન પટાર,
આકાશ પાતાળ પ્રવેશી કરિયે સ્વછંદ વિહાર,—
અમે સર્વ ખલકના ખેશી, વળી સેવક ને સરદાર !
અમે સૂરજ સાથે ફરિયે, કદી ચંદ્રાનો ધરી હાથ,
કદી તારકમાંહિ વિચરિયે, કદી ભીડિયે નભશું બાથ,
કદી સખી ઉષાને કરિયે, કદી રમિયે સંધ્યા સાથ,
અમે વિશ્વ બધું ઉર ભરિયે,—છે સ્હાય ત્રિભુવનનાથ !
અમે આશ નિરાશે જડિયે, આંસુ ઝરતો અમ પ્રેમ,
અમે સુખને દુઃખમાં ઘડિયે, અમે દુઃખને ગણિયે ક્ષેમ !
છાયા તજી તડકે પડિયે, અકળિત અમ ઉરની નેમ,
અમે હસતા હસતા રડિયે, વળી રડતા હસિયે તેમ !
અમે રસ ઝરતા ફૂવારા, અમે તેજભર્યાં ભવ્ય ભાણ,
અમે ઝગઝગતા જગતારા, અમે ચૌદે રત્નની ખાણ,—
જગમાં ને જગથી ન્યારા, માનુષી ને દૈવી પ્રાણ,
અમે અણગમતા ગમનારા, અમે જાણીતા અણજાણ !
અમને નહિ દેશો દોષો અમે કુદરતના હથિયાર,
અમે તો કુદરતના કોષો, ભવરણશીંગા ફુંકનાર !
કદી હસશો ને કદી રોશો અમે ભાવિદર્પણકાર,
અમ હૃદય અજબ કંઇ જોશો–અમે એક અનેક પ્રકાર !

ખબરદાર

---

૮૨

## એક પત્ર

[ અંજની ગીત ]

રૂમ ઝુમ ઝરણા–સાથે નીકળ્યા,
હસતા નાદ કરતા રસળ્યા,

૧૨૫

ડગલે ડગલે ઢળતા આગળ,

સાથી ઓ મ્હારા !

અગ ધરા નત ઉન્નત કરતી,
પાછે પગ, ખોળો પાથરતી,
લળી લળી આકર્ષી ગઈ આગળ,

સાથી ઓ મ્હારા !

હૃદય ગભીર વિશાલ બન્યા જ્યા,
દૃષ્ટિ તણો વિસ્તાર વધ્યો ત્યા,
મૂલ વિમલતા ગઇ પણ રહી ત્યા,

સાથીઓ મ્હારા !

તે પછી સગમ પ્રફુલ્લ કેવો,
ભાવિ કે સૃષ્ટિક્રમ જેવો,
કે એ ઈશપ્રશાદ કહેવો ?

સાથી ઓ મ્હારા !

અને હવે ? ઉત્તર ઉચ્ચરજે !
ગતજીવન ઘડી તો ઉર ધરજે!
ભલે પછી ઇચ્છા અનુસરજે !

સાથી ઓ મ્હારા !

ગણપત રાય

---

૮૩

## પ્રેમ અને સત્કાર

[ ગઝલ ]

લખ્યુ તેં પત્રમા પ્યારા ! “ નથી સત્કાર મે કીધો,
ખબર વિવેકની મુજને, નથી તે તુ ક્ષમા કરજે ”
અહો ! સત્સ્નેહને અગે, સુહૃદ ! એ બોલવુ છાજે ?
ચહે જો પ્રેમ આદરને, નહિ એ પ્રેમ પ્રેમીનો
અખડિત પ્રેમને બધુ ! જરૂર શુ હોય આદરની !
‘ પધારો, આવજો, બેસો ’ વૃથા એ વાદ શા સારૂ !
હૃદય સત્કાર જ્યા થાતો ઉભય ઉરમા વિના માગ્યો,
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો ?
વિનય રસનાતણો એવો બતાવે પ્રેમમા ખામી,
પ્રપચી કાજ રહેવા દો, ન ઇચ્છે પ્રેમના પાત્રો,
હસે દિલ પ્રેમના ભરિયા રહે જુદા છતે સગે,
વિનય સત્કારને એમા નથી અવકાશ મળવાનો
‘ પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યા ના,
નિમત્રણ પ્રેમીને શાના ! અનાદર પ્રેમને શાનો ?
મળ્યા છે ચિત્ત વિણ યત્ને, શરીર તો જોડવા છે ક્યા ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યા મળેલા છે
સુહૃદનુ આગમન થાતા ઉઠે સત્કાર કરવાને,
અરે એ તો જનો જૂઠા, ખરેખર બાહ્ય પ્રેમી તે !
ભલે એ થીગડા દેવા હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો તે તેની ક્યમ રાખે ?

વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને

દા ખુ બોટાદકર

---

## ૮૪

## અગતિ ગમન

( શિખરિણી )

બધા ઝાખા તારા વિધુ પણ મહિં તેજ ન મળે,
થયેલુ અધારૂ, પથિક તરુ છાયાથી સઘળે
નહી ચાલે તેમા ચરણ, દિલ તો દૂર ફરતુ—
સખે, બીજે તો કયા ? પ્રિય હૃદયની પાસ સરતુ
નથી ત્હે શુ કયારે, ક્ષણ વિરલ એવી અનુભવી ?
સ્ફુરતી ઉડાણે, અસર સહુમા અદ્ભુત નવી
વિચારો રેલીને, પ્રણય રસ સર્વત્ર ઉભરે,
અને ન્હાતા ન્હાતા હૃદય હૃદયાલિંગન કરે
બને ત્યારે આખો મૃદુલ શિશુના સ્વપ્ન સમ ને
જતી ભાસે સ્વર્ગે, સહજ શિરના સ્વલ્પ નમને,
ફરી પાછુ હૈયુ ક્ષણ અવરમા વાસ વસતુ,
અને અ ધારાથી ચરણ સમજી શીઘ્ર ખસતુ

મણિશકર

---

## ૮૫

## કલ્પના ને કસ્તુરીમૃગ.

સુર સદન તણી જે વાડીઓમા રમે છે,
હૃદય થકી નિરાળી આત્માને જે નમે છે,

પ્રમદવન તણો એ અપ્સરાઓ જ સાથ,
નમન સહ મને આ મોકલે પ્રાણનાથ
આવ્યો હતો પરમ યોગ થકી પ્રસગ,
જામ્યો હતો સકળ વૃત્તિની માહિ રગ,
શબ્દો પડ્યા ઉપર અમૃતધાર જેવા,
તાજા થયા હૃદય સાથ તરગ તેવા

માથુ ઉંચુ કરી નયનને સ્વલ્પ ઉંચુ કરૂ છુ,
જોવા જેવુ નિરખી મનને હુ સુધાથી ભરૂ છુ,
અંગે અંગે ખુબી નિરખીને આખ તો જાય ચોટી,
સાચું માને નહિ હૃદય ને વાત દેખાય ખોટી
એક અદ્ભુત વસ્ત્રોમા અપ્સરા નજરે પડે,
વૃત્તિઓ થાય છે મૂઢ મુગ્ધાની મોહની વડે
અધર મધુર તેનો જોઉં પામે વિકાસ
વિવિધ કુસુમની ત્યા નીકળે છે સુવાસ,
મુજ નયનની સાથે યોગ્ય જોડુ રચાય,
ખબર નહિ પડે ને કીકીઓથી નચાય
હૈયાના હોજમાથી આ શુ પાણી છલકાય છે ?
પ્રેમ છે એ નહિ બીજું, પ્રતીતિ એમ થાય છે
બોલે પછી પ્રણયથી નવરાવતી એ,
વાણી સુધારસ અધે છવરાવતી એ,
જાણ્યુ હશે હૃદય એમ મને કહે છે,
કે આપની અમર લોક વિશે રહે છે
કવિતા દેવીની તેથી, અમે દાસી જ આપની,
દેખી એ દિવ્ય ચક્ષુથી, બીના આપ પ્રતાપની

આવો નહિ વિપદ આપ સામી જરાય,
રાણી રહો અમર એ કવિતા સદાય,
જેની કૃપા થકી થયો સુર લોક વાસ,
સાહિત્ય જ્યા સુખદ કોટિ જણાય પાસ.

રચના દુનિયાની હુ, દેખાડુ સરદારને,
પાખ ઉપર બેસીને, જુઓ દેશ હજારને

આહા ! એવુ વચન વદતા અન્ય દેખાવ થાય,
પાસે ઉચો ગિરિવર અને શ્વેત શોભા જણાય,
ધોળા ધોળા ઝરણુ ટપકે વાદળાઓ ઘસાય,
આજુબાજુ ગહન વન આ એક ઉચુ જ થાય

રહો એ કાઈ જેવાનુ દિસે છે આ દિશા મહિ,
આવે છે કોઈ પ્રાણી એ, તેમા સંશય છે નહિ

છે મદ મદ ગતિ આ જ પ્રદેશ સામી,
આખો થકી કહી શકાય અપૂર્વ કામી,
કસ્તુરિકામૃગ સમાન વપુ જણાય,
દેખાવને નિરખતા મન ત્યા તણાય

જાણે કોઈ શર શિર વિશે તીક્ષ્ણ લાગેલ હોય,
ટોળુ છોડી પરમ દુખથી જેમ ભાગેલ હોય,
તેવી રીતે ઘડી ઘડી પછી એ અગાડી ધસે છે,
વૃત્તિની કૈ ખબર ન પડે એ પ્રમાણે હસે છે.
અચાનક મને એવુ અનુમાન થઈ ગયુ,
વાદ્ય અદ્ભુત અસ્પષ્ટ, સભળાય અહિ કયુ !

ઉચે બધા શિખર શ્વેત થયા જણાય,
નીચે નદી વહનમા તરૂઓ તણાય,

વચ્ચે જચ્યા ત્રિકુટ ઉપર એક ચાલે
ગારૂડિ કોઈ નજરેથી ગુફા નિહાળે

અસામાન્ય છટાથી એ, બજાવે હાય ! બીનને
ચાલે તે ચિત્તમા તંતુ, જ્ઞાન ક્યા બુદ્ધિહીનને

દેખે છે કાળને સામે તોય પાછો નહિં વળે,
જવાની તો કહો કેમ, આજ્ઞા સંગીતની મળે,

અશ્રુ પડે નયનથી બહુ ખિન્ન લાગે,
છે મૃત્યુની ખબર તોપણ બદ્ધ રાગે,
દેખી સમાન હળવે ડગલા ભરે છે,
અત્યત હર્ષ સહ ચિન્હ બીજા કરે છે

આવે ચડાળની પાસે, સુણે એકાગ્ર ચિત્તથી,
લુબ્ધ લુબ્ધકનુ ચિત્ત થાય કસ્તુરી વિત્તથી

ધીમો તેથી કંઈ પડી ગયો બીનનો એહ નાદ,
રે રે કેવો શબરપતિ આ થાય તારો પ્રમાદ !
ઝાખુ તેથી મુખ થઈ ગયુ એમ જોતા જણાય,
ધીમા તો એ સ્વર સમજવા નાડીઓ ફુલ્લ થાય

કહે કરૂણ ચીસોમા અરે રે આમ શું કરે ?
પ્રાણદાન કરૂ તોયે, તૃષ્ણા અત્યત શુ ધરે ?

અરે ખુની સામે મૃગવર બિચારો ટળવળે,
તથાપિ પાગધિ હૃદયતણી પીડા કયમ કળે ?
કરે તૈયારી એ શરતણી ફરે ચિત્ત સુજનુ,
ખરે ! પાપી પ્રાણી નિધન કરૂ હુ દુષ્ટ તુજનુ

આપે છે શસ્ત્ર તેજસ્વી, સખી એ અપ્સરા મને,
દોડુ ચાડાળની સામે, રાખીને બધુને કને,

મારૂ જઈ શિર વિષે તલવાર એને,
નીચે પડે અરર ! બીન—બચાવુ કેને !
તે જોઈનેજ મૃગ મૂર્છીત થાય, હાય !
આવુ થતુ નિરખતા જ મિજાજ જાય
અપ્સરા અહીં કયા લાવી, કહી હુ ક્રુદ્ધ થાઉં છુ,
કલ્પના જાય છે ઉડી એકલો રહી જાઉં છું.

મણિશંકર

---

૮૬

## સ્નેહનિદાન

(હરિગીત)

મુજ વૃત્તમા નથી કો નવાઈ, શીવાય પણ હુ શુ કહુ ?
પૂછ્યુ તથાપિ તમે જ તો હુ નકાર પણ શી રીતે ભણુ !
મુજ જેવુ વૃત્ત ઘણાકનુ શુણશો પુછયે આ દેશમા,
પરદેશી સજ્જન ! હીન્દુઓ ગાળેજ જીવન કલેશમા !
નરજાત સુખી હશે અહી કદી મ્હાલતી સ્વચ્છન્દથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમા બીજુ કઈ
પણ્ડિત પિતા તણી આત્મજા ભણી કઈ હુ તાતપ્રતાપથી,
મન વિકસિયુ, ઉર એોટિયુ સદ્ગુણ વિશે બહુ ભાવથી
હું ન્હાનપણુથી આશ આણી ઘણી ધરી મન માણુતી,
પણ હાય ! હીન્દુતણે લલાટ લખ્યા ન લેખો જાણુતી
શૈશવ વિશે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને,
વિવાહના જ કરારમા સહી કીધી મુજ સુખ ગુમાવીને.

તાતે કહ્યુ "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે,
"પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે "
હુ બોલી " કાન્ત ગણાય છે ઉરવારિધિના ચદ્રમા,
" મુજ ચિત્તમા આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના ?
" સન્ધિ થયો નથી, છે નહિ નક્કી ન કે થાશે જ તે,
" અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, કયમ મુજ કાન્ત એ.
" તમ પાસ ભણતા હુ ભણી–મન જોડવા વિધિહાથમા,
" વિકસે જ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમા
" સસારમાહિં પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે,
" બે એકથી જ ભલા પ્રવાસ વિશે વળી કહ્યુ એવુ ચે
" એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વણ નહિં મિત્રતા,
'નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા,
" રસઐક્ય વણ મન અક્ય નહિ એ સૂત્ર શીખવ્યુ તે દિને,
" મનઐક્ય વણ નહિ મિત્રતા પ્રભવે, ગુરુજી, કો રીતે
" સ્ત્રી પુરૂષ કેરૂ લગ્ન એવી મિત્રતાનો હેતુ છે
" ઘણીવાર આપની પાસથી મ્હેં, તાત, એવુ જ શુણ્યુ છે
" અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી,
" વિનિમય કરે નિજ રસતણો ઉર ઉર આગળ ઉઘડી,
" સસાર સ્વાર્થે અભિન્ન થાતા ભેદનુ કારણ નહિ,
" સ્ત્રીપુરૂષની તેથી જ સઉમા મિત્રતા ઉત્તમ કહી
" એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી ભાવનુ
" રસઐક્યથી ઉત્પન્ન થઈ રસઐક્યને જ વધારતુ
" રસઐક્ય તો નહિ હોય ત્યા કયમ મિત્રતા એ સભવે ?
" રસઐક્ય વળી વિધિવણ નહિં કદી ઈતર કો સરજી શકે.

"હે તાત ! તે મુજવાતણી આજ્ઞા કરી આપે મને,
"તો કેમ કરી કરવુ અશક્ય જ એવુ તે શીખવો હવે
"હુ કિકરી છુ તમતણી, કરૂ હોય શક્તિસાધ્ય જે,
"શિર વેચી પણ તમ વચન પાળુ–શક્તિ એટલી સાધ્ય છે.
"વિધિહસ્તગત ઉરતન્ત્ર પણ કયમ કરી કરૂ ગતિવાળુ હુ !
"મુજ ઉરતણુ પરઉર સાથ શી રીત લગ્ન કરાવુ હુ !"

ગોવર્ધનરામ

---

૮૭

## પ્રેમ–વિકાસ

પ્રેમની મટકી ચાખી હૃદય દ્રવતુ બન્યુ,
સૂક્ષ્મ પ્રીતિની જ્યોતિ નિર્મળ પ્રકાશ કરી રહી
પ્રકાશ વધતા વધતા હૃદય ઉભરાતુ બની રહ્યું,
છલકતે હૈયે શોધી સહધર્મચારિણી સખી પ્રિયા !
હૃદયના અદ્વૈતે વધતુ ચાલ્યુ પ્રેમપીયૂષ
સૂક્ષ્મ હૃદયને વળગી રહેતા–રહ્યા સ્થૂલ હૈડા,
પરસ્પર પ્રીતિના યજ્ઞમા થયો ભસ્મ સ્વાર્થ,
વિકસી વૃત્તિ સૂક્ષ્મ બનતી, વિકસ્યા હૈયા—દેહ વિકસ્યા,
ભીંજાયેલી પૃથ્વીતણા કુડ નાવા વિષે,
હૃદય બીજ રોપાયેલુ ઉગતું ચાલ્યુ પ્રચડ વીર્યે !
મૂળ ઉગ્યા, દઢ બાઝયા, ઉતર્યા ઉંડા પાતાળમા,
પૃથ્વીના અતરપટ સર્વને મૂળ શાખાઓ બાઝી રહી.
વૃક્ષ ઉગ્યુ, વધ્યુ, વધ્યુ ઉચ્ચ સ્વર્ગ નભમા,

દિશાઓમા સર્વે અનન્ત વિભાગો વધી રહ્યા
દઢ સૂક્ષ્મ પ્રીતિએ વૃક્ષ કંઠ વળગેલ રમ્ય વેલી
વિકસી વિકસી ફાલી ફાલી પિયુ વિકાસમા,
વૃક્ષ વેલના છાયા નીચે શાન્તિ લેતા
લોક પશુ પક્ષી જડ ચેતન પદાર્થ સઘળા,
વેલીના મધુર પુષ્પો સુવાસિત કરતા સહુ વિશ્વને
કલ્પવૃક્ષના અખૂટ ફુલડા ખાતા વધતા પ્રાણી સઘળા,
હૃદય વેદી વધતી વિશ્વમય બની રહી,
સૂક્ષ્મ પ્રેમની જવાલા ઉઠી રહી અખિલ બ્રહ્માડમા

મૂલજી દુર્લભજી વેદ.

---

૮૮

## સયોગજન્ય રતિ

( ઇંદ્રવિજયની ચાલ )

જોતજોતામા સરી ગિરિથી, મુજને પણ તેં તુજ સાથ લીધો,
શી નીરખી પ્રિય તેહ સમે અયિ કુદરતમાહે અપૂર્વ રતિ?
ગંગા અને બ્રહ્મપુત્રા ધરી નિજ બાહુલતા મોતીમાળ સમી,
હિમગિરિના કંઠ પરે ગજવદનની પત્ની સમી દીપતી,
તે દ્વય પત્નીતણી છુટી બાહુલતા ઉદધિ ગમ શી ધસતી?
ને ઉદધિની અન્તર ઉર્મિઓ તુજને નીરખી હસતી?
તે ગિરિ ને તે ઉદધિ ઉરે તુજ રૂપ સમુ મીઠુ હાસ્ય હતું
એ જ મીઠાશતણુ રસલાણુ હતુ અનિલે રસથી મચવ્યુ.

ના અનિલે કે ન વારધિએ, નહિ કેવળ હિમાગાર ઉરમા,
એજ ઉદારતા ગાજી ઉઠી હતી વન વને વર ધારી છટા
સાગરશૈત્ય, સુગન્ધિ વનસ્પતિની, વરહાસ ગિરિમુખનુ,
ઘુઘવતો વર સ્નેહ સરિતનો, એણે મચાવ્યુ'તુ ગાન રૂડુ
એજ સુગાન થઈ અનિલારૂઢ પ્રાણીના રોમ વિશે સરતુ
ઇન્દ્રિયનો સહુ થાક ઉતારી અન્તર અમૃતથી ત્રપતુ
છાયુ હતુ ઔદાર્ય સ્થળેસ્થળ ત્હારા સુધાદૃગપાત સમુ,
નીંદ ભૂલી હતી ના એ પળે દીનદીનની શાન્તિદા પત્ની થવુ
દિશા નમી નમી યોગમથી હતી ચાપતી સ્નેહથી ભૂઅગને
જ્યા હતી ધોમ ધખી કુળી પાખડી ત્યા હતુ શૈત્ય વસ્યુ જ રીલે
આહા ! મનોહર હર્ષ હતો વસિઓ સહુ શો તે દિશાવદને ?
અન્ય સુખે સદ્દૃયત્ન ફળે મન કોણનુ ના આનદ ઝીલે ?
કુજ સકલ કાશ્મીરની, ને કલ્લોલ સહુ વારિધિ પરના
ગુહા સહુ ગિરિની જહા ખેલન્ત ઝમ ઝમ રવ દડતા ઝરણા,
એણે મચાવ્યુ'તુ ગાન રૂડુ ગમ્ભીર હૃદયરસથી ભરતુ,
જેનુ અન્તર તુજ ભૂમિતણા પડ ઉડી ઉડુ ઊડુ નમતુ
શાન્તિ વિહારતી જે હતી સૌ સ્થળ, ગાન જે ગર્જતુ વિશ્વવિશે,
સ્નેહ વિલસતો જે પ્રતિવ્યક્તિ, આનન્દ કૂદી રમતો સૌ દિશે,
શાન્તિ તે ગાયન તે વળી સ્નેહ અને આનન્દની તે રતિમા,
એવુ મધુર પવિત્ર હતુ કઈ જાવુ પડે ન છુપી વસતિમા
આવો ઉદાર પરસ્પર સગીત ભાવ નિહાળી પવિત્ર જગે,
એ મહિમા મૂળ જાણવા આઝી લગાવી મે આ દૃગ તારી દૃગે

ત્રિભુવન પ્રેમશકર

– – –

૮૯

## 'હુ છુ શકર.'

( શાર્દૂલવિક્રીડિત ૭૬ )

હુ છુ શકર તુ સતી શિરમણી સૌન્દર્ય ધારાવતી
તુ છે પ્રેમળ મારી નિશ્ચલ સખિ! પ્રેમે સમાધિ સ્થિતિ,
તારે છે મુખ ચદ્રમા મુજ શિરે ચદ્રાર્ક સારસ્વતી—
હાહા જોડ સમોવડી મળી પ્રિયે! વિદ્યાપતિ શ્રીમતી
જેણે એકજ બિન્દુપાન કરિયુ સૌન્દર્ય ધારા થકી,
રે! તે પ્રાણીતણી ગતિ અવર શી તર્શી સદાયે રતિ,
રે! કા કાતિ પટાચલે લપટિને સસારમાહી રમે,
રે! ચદ્રાનનદર્શનાર્ત્ત સ્વમતિ ચારૂ ચકોરી ભ્રમે
તે શ્યામા અલકાવલી સઘન કુજે રમ્ય ગુજારવે,
આ ચિત્ત ભ્રમર પ્રકામી તુજનો ભ્રાન્તિ વિના જે રમે
હાહા! દૈવવશાત્ વિયોગી જીવ એ ભોગી ભ્રમે ભ્રાન્તિમા,
રે! એક ક્ષણ પુષ્પ ગુમ્ફિત લટે દે લેટવા શાન્તિમા
ધારા ઉપર હુ પદે પદ સખિ! તારા વિચારે ધરૂ,
આધારે તુજ મૂર્તિના નયનથી સસાર માહી ફરૂ,
ભાનુ રોહિણીનાથ તારી નજરે બોલાવુ જો સાક્ષિયે,
સાક્ષિ અતર શુદ્ધની ખરી પુરે સત્ય ब्रवीमि प्रिय
ભાનુ દ્વાદશ ચદ્ર કોઈ દિવસે જો પાણીમા રોળશે,
વારિ માહિ વસુન્ધરા કવચિદપિ સ્નેહેથી અગોળશે,
ના ના સજ્જન પ્રેમ નાવ તરણી કિંચિત્ કવચિત્ અર્કશે,
મારી ટેક શુચિ ધ્વજા પ્રલયના પાથોધિમા ફર્કશે.

સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાન્તિ ગ્રહે,
સ સારી જીવમાત્ર નામ રૂપમા ના ભેદ કાઈ રહે,
કાન્તે ! કોઇ દિને દિનેશ કિરણો જ્યારે તમે તર્જશે ?
મારો નાદ “ તુંહીતુંહી ” સઘન જો શૂન્યાત્મમા ગર્જશે

બાલાશંકર ઉલ્લાસરામ

---



## પ્રેયસી લીલા

( શિખરિણી. )

થયુ મારૂ તારૂ મિલન શુભ એ દૈવી ભૂમિમા,
પ્રતાપી દેવીના નવ રસભર્યા પ્રાગણસુમા,
રહીને એકાતે તુજ ધવલ મે રંગ નિરખ્યા,
વ્યભિચારી તારા વિવિધ મુજ શુ ભાવ પરખ્યા
ક્વચિદ્ રંગે ઘેરે સરવર લહેરે ઠમકતી,
ક્વચિત્ જ્યોત્સ્નામાહિ સ્વરણમયી કાન્તિ ઝમકતી,
ક્વચિત્ પ્રાચી માહિ શિરમણિ ધરીને રીઝવતી,
ક્વચિત્ અંધારામા, પ્રણુતલય ખેલે ખીજવતી
વસન્તી ચાલુડે ક્વચિદપિ સુલીલા લહરતી,
ક્વચિદ્ વાયુ લ્હેરે વ્યજન સુરભિએ મહકતી,
અભિસારે તારા પરખી મુજ દાક્ષિણ્ય નબળુ,
કટાક્ષો તાકીને મુકતી ચપળા બાણુ રમતુ

ક્વચિદ્ રૂડા રૂપે નવપ્રણુત શાલી અવયવે,
ક્વચિત્ કુંજે કુંજે છુપી, નયન કેરા અભિનયે,
ક્વચિત્ તારા તારા જરકશ દુશાલે મન હર્યું,
આહા તારા પ્રેમે નિરમળ મ્હારૂં મન ઠર્યું.

બાલાશંકર ઉલ્લાસરામ.

— —

૯૧

## પ્રેમીની મૂર્તિપૂજા

( તોટક )

કર તુ કંઇએ, કર તુ કંઇએ,
મધુ તેથી બને વધુ શું કહીએ ?
તુજ કાર્ય સહુ દિલ નિત્ય સ્મરે
વધુ નિર્મળ શું ઉર પૂજી શકે ?
કંઇ બોલ અને દિલ નિત્ય સ્મરે
કંઇ બોલ તુ બોલ સદા જ પ્રિયે !
તુજ વાણી સદા સુણતો જ રહું,
ઝરતા ફુલ એ વીણતો જ રહું,
તુજ એ સ્વર ગાયનમાં સ્મરતા,
વળી ઓરજ ધૂન મચે ઉરમાં,
તુજ યાચક આ ઉર થાય પ્રિયે !
ફરી ને ફરી એ સ્વર માગીજ લે.
ઉર ઇચ્છતુ કે હજી આ તુ પિયે !

નવ બોલ કશુ પણ ગા જ, પ્રિયે !
કંઈ દે કંઈ લે સહુ ગીત મહિ,
વ્યવહાર બધા કર એ સ્વરથી,
હુકમો સહુ ગાયનથી કરજે,
મુજ જીદગી એ સ્વરથી ભરજે

તુજ નૃત્ય સ્મરૂ ? ? ભુલુ ભાન, પ્રિયે !
કંઈ પ્રશ્ન કરૂ સ્મરી નૃત્ય, પ્રિયે !
ક્યમ ઉર્મિ બની ન તુ વારિધિની,
બસ નાચત દિવસ ને રજની,
ઘુઘવાટ વળી તુજ હુ બનતે,
હસતો નકી તાલ દીધા કરતે

કર તુ કંઈએ કર તુ કંઈએ,
કરૂણાર્દ્ર પ્રભુ પ્રતિ કાર્ય પરે,
તુજ શુ તુજથી શું ? મધુતર છે ?
વળી નિર્મળ શુ તુજથી શુ પ્રિયે ?
સ્મરતા સ્મરતા સ્મરણે ચડ્યુ જે,
બસ પૂજીશ પૂજીશ તે જ પ્રિયે !

કલાપી.

૯૨

# પ્રેમી હૃદયની વાંછના.

( સ્ત્રગ્ધરા )

નીચી ભૂમિ પ્રમાણે તલપદવત હું જો થયો હોઉં નીચો,
ને તું, આકાશ જેવો, રમણિ–ઉરતણા પ્રેમ ! તું થાય ઉંચો,
તો એ મ્હારા વિચારો પવન રૂપ ધરી ઉડીને ત્યાંજ આવે !
ઉંચે ઉંચે ચઢે તે વિહુગગણુ પરે ભેટવા સદ્ય ભાવે !
જો હું આ ભૂમિ માથે અતિશય જ ઉંચો હોત જો ખે પ્રમાણે
ને તું વ્હાલી રસીલી ! ઘણી જ ઘણી નીચે, વ્યોમથી એમ જાણે
જેવી દીસે જ ભૂમી, ઉદધિ તલ ઉંડી, તેવી તું થાત નીચી
તોએ ત્હારી જ પાસે, સલુણી ! મન ભમે પ્રેમનું સૂત્ર ખીંચી
રામા જો હોય તું તો મહી નીચી મહિલા, હોઉં જો વ્યોમ રૂપે
તોએ મ્હારો હમેશા, રમણિ ! દશ દિશે, પ્રેમનો સૂર્ય ધૂપે,
ત્યાંથી તુને નિહાળુ દશશત નયને ભાનુના કિર્ણુ પેરે,
આચ્છાદુ વ્હાલી ! તારી ધરતી મન તણી પ્રેમ જ્યોતે નિ શકે.
સૃષ્ટિ અ જાર્ડ જાએ અતુલ અરકની કાન્તિથી આ સદા રે,
વિયોગાધી જ નાશે જળહુળ ઝગતું ! પ્રેમના તેજ પાસે !
જ્યાં જ્યાં કાંતે ! તું જાએ ઉચી જ નીચીજ કે
વ્યોમ કે ભોમ માંહે,
ત્યાં ત્યાં ત્યાં ત્યાંજ મ્હારૂં હૃદય પ્રણયથી તાહરી પાસે આવે

જન્મશંકર મિ. વૈદ્ય

૯૩

## પ્રિયતમાની ઉક્તિ,

(હરિગીત)

યદિ હોત હુ વર્ષાદબિન્દુ ને તુ કોમળ પાદડુ,
વાદળ વિશેથી આવી તુજ ઉર ઉપર આવી વસત હુ,
ને લેત વિશ્રાન્તિ તહીં મીઠી અનુપમ સુખભરી,
હુ ન્હાત તુજને ન્હાત આનન્દે અને ઉત્સાહથી
તુ હોત સુદર કમળ, ને, જો ભ્રમર હુ વ્હાલી ! કદી,
તુજ હૃદય આવી રહત હુ કઈ ખોળ કરતો તાહરી,
હુ ચુસત પ્રેમે ચુસત ત્હારા અધરનુ મીઠુ અમી,
ને ચુમત તુજને ચુમત હુ બની હર્ષઘેલો સુખ થકી
'જો હોત મૃગ હું, મમ પ્રિયે, તુ હોત નિર્ઝર નિર્મળો'
કાન્તા કહે 'શુ કરત તુ, વિચાર કર તુ તેહનો',
"નીચો પડીને તુજ કિનારે તૃણભીને, હે સુન્દરી !
હુ પીત લલના ! પીત મીઠા પાણી તુજ પ્રીતિ થકી"

ડાહ્યાભાઇ લક્ષ્મણ

---

૯૪

## "કયમ ના મોહુ તે મુજ પ્રિયા સગે જો."

(ઓધવજી સદેશો એ રાહ)

ચળક ચળક રહી શી આકાશે તારલી,
હાસ્ય કરતી નિર્મળ મુખડે ઘેલી જો
વેત અતરે ચદા પાસે જે ઉભી,
સ્પર્શ અડપલુ કરવા જાયે પેલી જો

ખડકાઈ ઝીણી શી સઘળી વાદળી,
નદી રેત સમ આછી સઘળે વ્યોમ જો,
સંધ્યા, પણ જળ પીવા મંદાકિનીનું,
લટકે નાચતી ઉર ધારિ જેમ જો,
સંધ્યા, ચંદા, તારલી ને વળી વાદળી,
ગેલ કરતા હર્ષ ધરી નિજ મુખ જો,
જન કો જગમાં એવો જન્મ્યો જે હશે,
જોતાં આ નવ ઉપજે તેને સુખ જો,
અહિં જન મંડળમાં શોધતાં નિર્મળી
મળવી મુશ્કિલ તમ સમ સઘળી નારી જો
પણ મુજ હૃદયે છબીલી એક વસી રહી,
તે તમ સદ્‌ગુણ થકી શોભંતી સારી જો,
તારલીની પેઠે ઉચ્છૃંખલ છે છતાં,
ડહાપણ ને ગાંભીર્ય ધરે તે હૃદયે જો,
કલંક વિણ ચંદા સમુ તેનુ મુખડું
શાંતિ અમીમય પ્રેમળ કરતુ ઉર જો
સંધ્યા રંગ સમી અસ્થીર છે આંખડી,
પણ સ્થિર તેમાં પ્રીતિ કેરૂં જોર જો,
વાદળી પેઠે નૂતન વસ્ત્રો તે ધરે,
પણ તે સઘળુ બનવા પતિચિત ચોર જો
તારલીને આંખોમાં ચમકાવે ખરી,
સંધ્યા ચંદાને નિજ મુખના રંગે જો,
વાદળી પેઠે નમ્ર હૃદય તે ધારતી,
કયમ ના મોહુ તે મુજ પ્રિયા સંગે જો

— માલસ માણેકલાલ.

---

૯૫

## બન્યો હુ પ્રેમનો બદો.

( ગઝલ–સાખી )

બન્યો હુ પ્રેમનો બદો–બીજો રૂચે નહી ધધો !!
કામકાજ સૂઝે નહી, મન પ્રેમે મશગુલ,
તુ મુજ સુદર ગીતડુ, હુ તારૂ બુલબુલ,
મધુરા નાદથી આજે, અમળ મુજ પ્રેમને કાજે,
લવુ તાનો મિઠા રાજે, રસિક જન ખુબ આનદો !! બન્યો૦
મુજ મુખ વાદ્ય સમારીને, ઠાઠ મેળવી ચાર,
સુર અલાપી તાહરૂ, ગાન ભજન કરૂ સાર,
અહા ! બીજુ અહી શુ છે ? સરવમા શ્રેષ્ઠ તુ તુ છે !
સદા પ્રેમી દિલે ખુચે, વિયોગે, તુ શુ છે ચદો ? બન્યો૦
રસબસ પ્રેમે માહરૂ હ્રદય થયુ દિલદાગ,
ભલે જીવાડે કે હણે, પ્રેમ એક આધાર,
બીજા જન ચાહ્ય તે બોલે—ગણે જીવ તૃણને તોલે,
કપટ વિના હ્રદય ખોલે—મને ખળ છો નિન્દો !! બન્યો૦
મુજ મન ઘાયલ પ્રેમથી, નિન્દા શુ કરશેજ ?
મરી રહેલુ બાપડુ, કહો શુ ફરી મરશેજ ?
અમળ શુભ પ્રીત શુ જાણે, ઉચી રસ રીત શુ માણે ?
ભલે મત દુષ્ટ જન તાણે, વિવિધ જન દુષ્ટના ફદો ? બન્યો૦
આશકા જગની તજી, મનડુ બન્યુ મસ્ત,
પ્રેમ વગર દેખે નહી, જગ ખાલીજ સમસ્ત,
તુને દિલદાર ધ્યાઉ હુ, સુરૂપે લીન થાઉ છુ,
બની અલમસ્ત ચહાઉ છુ, નયન બે ધ્યાય આ બદો !! બન્યો૦

ઘાયલ દિલ પ્રીતિરણે, તલસે જે તરશે જ,
ચિતમા મરવુ આદરે, મોતે શુ ડરશે જ ?

લીધી દિલ ઢાલ મે રૂડી, જગત છો વાત કેહ ભુડી,
મને સરખી રૂડી કુડી, ગણુ જગના નહિ ફદો ! બન્યો૦

જો કે આ દિલ માહરૂ, હોય થએલુ ખાખ,
પ્રેમ ભજન ભુલે નહિ, પ્રેમ ! પ્રેમ ! કહે રાખ,

ખરે મુજ ખાખ કહેવાની, રૂડુ તુજ નામ દેવાની,
હૃદયમા આશ રહેવાની, "થઈ રહુ પ્રેમનો બદો" ! ! બન્યો૦

તુજ કારણ મુજ પ્રેમની, મૂર્તિ જો કે આજ,
હણવા તત્પર થાય કો, સેવક ના કહે ના જ,

મીઠી ! તુજ કારણે મરવુ હૃદયમા દુખ ના ધરવુ,
હઠી પાછુ નહિ કરવુ, મને પ્રિય પ્રેમના છદો ! બન્યો૦

ચ્છૂરી સન્મુખ રાખીને, પૂછે મુજને કોય,
તુ તુ એકજ માહરે, મને વસેલી હોય,

પ્રીતિ એ બોલ સા પહેલો, લવુ તુજ નામ હુ ઘેલો !
ભણુ હુ તેજ સો છેલ્લો, બીજુ બોલે નહી બન્દો ! ! બન્યો૦

હા હા સમ ખાઈ કહુ, "પ્રેમ ધર્મ મ લીધ,"
તે વિણ માનુ નહી કશુ, પણ મે એવું કીધ

પ્રભુ એ પ્રેમ માનુ છુ—ગમે તે જાતિ જાણુ હુ,
હૃદય રળિયાત થાઊં છુ, ચરણ જગ પ્રેમને વંદો ! ! બન્યો૦

આશાભાઇ પી. દેરાસરી.

૯૬

## મન-પખીને.

(ગઝલ)

ઉડી જા તુ ! પ્રિયા પાસે, ભલા જા રે ! તુ મન-પખી !
ખબર તુ લાવ, એ દિલના, પછી પૂજુ હુ પખીડા !
ન ગોઠે તુ ન બેસે તુ ! થઈ સ્થિર ને કદી હેઠુ !
બગાડે કાજ સૌ મ્હારૂ, કરે નહિ કાઈ પખીડા !
વિકટ વ્યવ્હાર દુનિયાના, ન દેખે તુ ન લેખે તુ !
પ્રિયાના પ્રેમની ધૂનમા, બન્યો તુ મસ્ત પખીડા !
અદબ નહિ આબરૂ વ્હાલી, નહિ આજીવિકા વ્હાલી,
પીધી જ્યા પ્રેમની પ્યાલી બધુ વિસર્યો તુ પખીડા !
ન રાખે ઝાડની પરવા, નહિ કઈ બીક પડવાની,
અધર ઉડે તુ આકાશે ભર્યો શ્વાસે તુ પખીડા !
શરીર-માળો જ ત્હારો આ વિખાએ તેની નહિ પરવા
ઉડે નાચે કુદે જાવા પ્રિયાની પાસ પખીડા !
ભલુ બુરૂ જનો જે કહે છતે કાને સુણે નહિ તે !
જકિલો થઈ જપે પ્રિયને અજબ એ રીત પખીડા !
ધરમ ને ધ્યાન કીર્તિમાનથી વિશેષ માનીને,
ન રાખે ભાન ને પ્રેમે બન્યો ગુલતાન પખીડા !
લખે બોલે વિચારે તુ ! 'પ્રિયા' 'વ્હાલી' જ એ શબ્દો,
ઈતર કાને, જીભે, આખે, સુજે ના કાઈ પખીડા !

જન્મશંકર ગિ વૈદ્ય

૯૭

## વર વહુ અમે

( મંદાક્રાન્તા-શિખરિણી )

જતાં'તાં આજે જ્યાં, વર વહુ અમે ધાન્ય લણતાં,
ન જાણું જે શાથી, વર વહુ અમે તો લડી પડયાં,
લડયાં, રોયાં, પાછાં વર વહુ અમે આંસુ ચુમતાં,
હતાં જેવાં તેવાં વર વહુ અમે તો થઈ રહ્યાં
અહો કેવી મીઠી,
લડાઈ તે દીઠી,
કરે હૈયાં ખાલી,
અને આંસુ ઢાળી,
હતું તેથી જ્યારે પ્રણયિ જનનું ઐક્ય જ કરે,
જ્યહાં આંસુ સાથે અધરરસ પીયૂષ જ ઝરે !
પછી વ્હોર્યાં જ્યારે વર વહુ અમે તે નદીતટ
જહાં સૂતું'તું જે ગત સમયમાં બાલક હતું,
ત્યહાં તેની નાની—
અરે ! તેની નાની કબર કુમળીની જ નિકટ
થયું પાછું આંસુ અધરરસ પીયૂષ ઝરતું !

નર્મદાશંકર? —નરસિંહરાવ

૯૮

## દિવ્ય રથ

( ગરબી )

વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ચમકે રવિના તેજ સમો ચમત્કાર !

અમીશા અજવાળા ઠારે અંતરની આંખડી,
  ચૌદ રત્નતણો શો ભીડભંજન ભંડાર !
    વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
આવો પ્રિયતમ ! એ રથમાં અંતર પધરાવિયે,
  મનહર મહિમાવાન મહા એ જગ મોઝાર !
ઋષિ મુનિ સંત જનોની નિર્મળ ઉરજ્યોતી દીપે,
  તેમાં આવો, ફરિયે કરતા આત્મવિહાર !
    વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
પુણ્યપ્રકાશિત પ્રભુનો મણિમંડપ રળિયામણો,
  તેના સૂર્યપ્રભાશા દિવ્ય ઝળકતા દ્વાર,
વિશ્વવિરાજીત એ શોભાની છાયે મ્હાલવા
ચાલો, વ્હાલા ! એ રથમાં કરિએ સંચાર !
    વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ઘૂં ઘૂં ઘોર ગરજતા ગંભિર જગસિંધુતટે
  અમૃત સ્મિત ઝરતા ખીલે કુસુમો સુકુમાર,
તેનો નિત્ય વસંતસુગંધ રસે ભરવા ઉરે,
  હૃદયો ગુંથી ચાલો જઈએ પ્રાણાધાર !
    વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
જીવનદેવ ! પ્રયાણ નથી જ સુકર ને સોહ્યલું,
  જંગલ, ઝાડી, કોતર, ડુંગર, ખાડ અપાર !
મોંઘો, કોમળ પુણ્યપ્રભાભર રથ ત્યાં આપણો
  નિર્વિઘ્ને અણિશુદ્ધ ચલવવો પ્રભુ આધાર !
    વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
કંટકમાર્ગે કઠોર વિકટ છે એહ પ્રયાણનો,
  અનિલો ઘુમે ને આકાશ વહે અંધાર,

તેમા સાચવજો, પ્રાણેશ્વર ! પાર ઉતારજો,
દિવ્ય, સુરમ્ય, અમુલખ રથ એ સર્વ પ્રકાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ચાલો, વ્હાલા ! ધીરા, શુગ, મુખ મલકાવતા !
ઊંડા ઊંડા છે હૃદયોના અમીઉચ્ચાર !
હૈયાહિત ઝરતી આંખલડી આ આપણી
મધુરા અજવાળા કરશે કાંઈ ઠારોઠાર ?
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
પ્રભુના પુણ્યવિલાસગૃહેથી કદિ આવતા
સુમધુર મંગલ સ્વર્ગગીતોના કંઈ ભણકાર,
રસભીના તે ગીતોનો રસ પૂરણ ઝીલવા
હસતા જઇએ એ રથમા, હૈયાના હાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
આવો, પ્રિયતમ ! મંગલ ઘડી છે સુખ સૌભાગ્યની
આકાશે છે શા નવરંગ સજ્યા શણગાર !
એવા રંગ વિશે શો વિલસે છે રથ આપણો !
પ્રભુના મંગલ આશિષ વરસે છે શતધાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો
હસતો રમતો રુડલો રથ એ, પ્રાણ ! ચલાવશુ
ઝગઝગ જગમા એનો ઝલકાવી ઝલકાર,—
ધીરી, શૂરી તમ વાંસલડી, પ્રાણ ! વગાડજો !
હુ પણ પૂરીશ સાથે ગાનતણા લલકાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !

ખબરદાર.

૯૯

## પ્રેમ સ્વરૂપ

( દોહા. )

પ્રીતિ પ્રેમ વદુ  જય જય જય વાણી,
ભર્યા પ્રેમ થકી પવન આભ પાણી,
શીતલ પ્રાણુસાય આપતો સમીર,
સુરજ ચદ્ર તણો પ્રેમ શો ગભીર !
પિતા પુત્ર માત પત્ની ને સસાર
દીસે પ્રેમ વડે દીપતો ઝગાર,
તુટયો પ્રેમ ફીટી જાય છે સસાર,
પર બ્રહ્મ તણી યોજના અપાર !
પુરો પ્રેમી અશ પ્રેમનુજ અગ,
સદા ઝીલતો પ્રીતિતણા તરગ,
મળે સાથ કદી લાખમાથી એક,
ગહન પ્રેમ અકલ યોજના અભેદ
શકે અમૃતતણુ પાન કર્યું છેક,
શીતલ સેક રોમરોમમા અનેક,
અદ્‌ભુત પ્રીતિપાનનો ઠર્યો વિવેક,
ગહન, પ્રેમ ! તારી યોજના અનેક
પશુ પ્રાણી સમુહ સઘમા ફરે છે,
વિવિધ ઘાટતણી યોજના કરે છે,
મનુષજીવ મનુષજીવશુ તણાય,
પ્રકટ, પ્રેમ ! તારી કલ્પના જણાય

૧૫૦

પ્રિયા પ્રીતમતણે કંઠ લીન થાય,
પિતાકંઠ વિષે બાલકો ભરાય,
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે,
બધે પ્રેમ! તુજ એકલો પ્રકાશે
નથી હું અભેદ્ય પ્રેમ! શક્તિ તારી,
તિમિર હું બ પ્રેમ તેજ હે વધારી,
બધે બ્રહ્મ રૂપ બ્રહ્મ પ્રેમ જાણુ,
કૃતિ નીતિ ગતિ ભિન્ન ના પ્રમાણુ

મણિલાલ

— —

૧૦૦

## અસ્થિર અને સ્થિર પ્રેમ

( આપાશ )

ઉજ્જડ એક ગિરિ કેરી કરાડ, જ્યા જનનો નહિ પગ સચાર,
તો પણ ત્યા આગિયા અનન્ત, લટકાવે દીપક ચળકન્ત,
ને ત્યા એક અતિ લાજાળ, ગુલાબકળી નાજુકડી બાળ,
લલિત વસન્તાનિલને તેહ લલચાવતી કુમળી દેહ
"અનિલ તુ ચચળ જાતે દિસે, સ્થિર રહિ કો સહુ નવ તુ વસે,
અનેક કળીયો ચૂમી આજ આવ્યો આહિ તુ ઠગરાજ
વળી તજી મુજને તુ જશે, જ્યા કળીયો બીજી ખીલી હશે,
માર્ગ જતા સહુને તુ ચૂમે, નિર્લજ તોપણ હરખે ધૂમે"
"કોમળ કળી! તુ કા રીસાય? તુજ સરિખી નવ દીઠી ક્યાંય;
અનેક અનિલો આવી ભમે, અહિ તુજશુ તે રગે રમે

નવ તરછોડયો તે કોઈને, સારભ સહુને દીધુ મોહીને,
હા, હુ ચૂમુ કળી અનન્ત, જ્યારે હુ માર્ગમા રમન્ત,
પણ સૌરભ સઘળી એ તાણુ, નિજ અ ગ ધરી હરખુ ઘણુ
સુગન્ધ સ્મરણ હુ ધરૂ એમ, પણ તુ તો નવ જાણે પ્રેમ,
અનિલ અનેક ગયા અહિ વહી, તુ તેવી ને તેવી રહી,
સ્મરણ ન રાખ્યુ કોઈતાણુ, પ્રેમીલી તુજને ક્યમ ગણુ ?"
"રે ઠગ ! મુજને કા તુ બ્હાય ? નહિ એ જુદા અનિલ બધાય,
જુદા જુદા રૂપજ ધરી, તુ નો તુ આવે ફરી ફરી
હુ જાણુ સઘળા તુંજ ફંદ, કો ઘડી ચડ, તુ કો ઘડી મંદ,
કો ઘડી ઝીણો સ્વર કરી ગાય, કો ઘડી ગાજી તુ ઘુઘવાય
તુ જાતે છે એકજ એક, ધારે રૂપ અનેક અનેક
કહે હવે મુજમા શી ખોડ ? કપટ મહિ નવ તારી જોડ."
સુણી આ બે જણની ગોઠડી, હુ ચાલ્યો મન ખેદજ ધરી,
આગળ "ગમ્ભીર ગ્મશૃગાગ-પ્રતિમા" સારસ દીઠો સાર
ઉભો નજ કાન્તાની અ ગ, નિરખે ઝીણા નદિ તર ગ,
કમળતન્તુ લઈ તેને દિયે, પ્રેમસુધા તે વેળા પીયે
બોલ્યો તે નિજ કાન્તા ભણી,-"જો, આ લહરી સરિતાતણી,
તેમા આપણ બેની છાય, મળી એકઠી શી મકલાય !
જીવ આપણા એમજ મળ્યા, મરણ લગી નવ ટળશે ટળ્યા"
એમ કહી ઉચા નભ મહિ, સારસ જુગ ઉડી ગયુ તહિ
ઉડતા ભૂખરૂ દીપે અગ, પાછળ વ્યોમજ ભૂરે ર ગ,
ને મધુરે સ્વર ગાન કરન્ત, ઉડતુ જ્યા આકાશ અનન્ત
આ સઘળુ નિરખીને તહિ, શાન્તિ વશી રહી મુજ મન મહિ,
ને ચાલ્યો સુખ હૃદયે ધરી,-ઉપર નભ નિરખે સ્મિત કરી

નરસિંહરાવ

૧૦૧

## વીણાનો મૃગ

ઉગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઉતરે બાગમા હાવા ફ્લગે ગઢ કૂદતો
વીણા તણો નાદ તહી સુણાય,
આનન્દલ્હેરે અનિલો ભગાય,
ઝુલે ફુલો એ કઈ તાલમા ત્યા,
વસન્તલીલા સ્વર ખેવડી રહ્યા
ભીતિ કશી એ મૃગને દિસે ના,
પિછાન જુની સ્થલની નકી આ,
નમાવી શૃગો ચળ પીઠમા કરે,
યથેચ્છ પર્ણો તરૂના જરા ચરે
ઉડી રહ્યા છે જલનો ફુવારો,
હોજે તરે રગીન માછલીઓ,
ત્યા કાન માડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે
પાસેથી ત્યા તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુ તણી લ્હેર મહી ગુથાયા,
કૂદી ઉમગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો
હીચકે ખાટમા બેઠી કુજમા દિવ્ય સુન્દરી,
બીનની મીઠ મીઠીમા એ છે છેક ગળી ગઇ
દિસે અગો ન્હાના હૃદયમય કે તાનમય શા
લતાશા ડોલે છે કટિ ઉપરીના સૈ અવયવો !

અહા ! કાળા ઝુલે કમર પર એ વાળ સઘળા !
દિસે તારા જેવા ચકચકિત શા સ્નિગ્ધ નયનો !
મળી છે શુ આહી જગત પરની સૌ મધુરતા !
અહિ વેળાનુ ના કરવત ઘસાતુ નકી હશે !
અહો, તારા, ભાનુ, જરૂર ક્ષણ આહી અટકતા !
સ્વરોની દેવીના નમી નમી અહી દર્શન કરે !

દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઇને
કન્યા તે હસ્ત લમ્બાવી હેતથી આવકાર દે

આનદભીના નયને નિહાળી,
પમ્પાળતી તે મૃગને કરેથી,
દાસત્વ મીઠુ મગમા દિસે છે,
પ્રેમાળ ભીના નયને વસે જે

પછી વીણાતારો મધુર સ્વર દૈવી જગવતા,
હવામા નાચન્તી સ્વરની કઇ મૂર્તિ ખડી કરે,
જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે,
અને એ ચ્હેરામા નવીન કઇ ભાવો પલટતા
મૃગે એ ભાસે છે વશ થઈ જતો કે ગળી જતો,
જરા ડોલે શૃગો વળી અરધ મીચ્યા નયન છે,
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યાશિરે રસમય અભિષેક કરતો
અહો ! ક્યારે ક્યારે થનનથન નાચી કૂદી રહે,
વળી એ કન્યાના ઘડીક પદ ચાટે જીભ વડે,
ફરે વીણા તેવા હૃદય, નયનો, અગ ફરતા,
દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા.

પ્રભાતકાલે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમા ફરી જતો,
સ્વરો ન મીઠા મૃગ વીણુ ઉઠતા,
સુખી થતી ના મૃગ વિણુ કન્યકા
લગની કો લગાડે છે ઉરોની રસએકતા,
પશુ આ માનવી આ એ કાઇ ભેદ ન પ્રેમને
દિનો કૈ આનન્દે રસભર ગયા આમ વહુતા,
સદા રહેતા ધૂને મધુર સ્વરની આમ દિલ આ,
પ્રભાતે કોઇ એ પથિક ગઢ પાસ અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઈ.

*　　　*　　　*　　　*

તહી ઉગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રગે નભ છે ભરેલુ,
શુકો ઉડે ગીત હજાર ગાઈ,
સહુ સ્થળે છે ભરપૂર શાન્તિ
ઉદાસ શાન્ત સ્વર બીન છેડે,
ઉદાર ભાવો મૃગનેત્ર રેડે,
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી
મહાન આનન્દની રેલ રેલી
સરરર સુસવાટો થાય ત્યા બાગમા ક,
અરરર ! મૃગ બિચારો ઉછળીને પડે છે,
થર થર થર ધ્રુજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતા એ બીન તૂટે પડીને
મૃગહૃદય મહી છે તીર લાગ્યો અરેરે !
ખળખળ ઢળતું હા ! રક્ત ભૂમિ પરે એ !

નયનજલ વતી એ કન્યકા ઘા ધુવે, ને
મૃગ તડફડ થાતો હાફ્તો શ્વાસ લે છે
મિચાઈ એ જાતા નયન દરદે બે ક્ષણ, અને
ઘડી કન્યા સામે રૂદનમય એ શા નિરખતા !
અરે છેલ્લે યાચે નિજ પ્રિય કને એક નજરે,
વદે છે કૈ આવુ નયન મૃદુ ચોટી રહી હવે –
" કરીને શીર્ષનુ તુમ્બુ, નેત્રની નખલી કરી,
" બજાવી લે, બજાવી લે, ત્હારૂ બીન હુજી હુજી !
" કૃપા હોજો, દયા હોજો પ્રભુની બીનની પરે !
" અનુકૂલ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને ! "

કન્યા બિચારી દુ ખણી થઈને
એ શીર્ષ ખોળે મુકતી રડે છે,
ત્યા પાછળેથી નર કોઈ આવે,
વાત્સલ્યભાવે વદતો જણાયે

" અયિ પુત્રિ ! શિકારી તો પાપી છે તુજ આ પિતા !
ભૂલી જા એ ! બજાવી લે ત્હારૂ બીન હવે જરા ! "

હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનુ,
નજર નવ કરે તે, કોણ આવ્યુ ન આવ્યુ,
પણ દઢ થઈ અન્તે અશ્રુમા તે ગળન્તી,
દરદમય છતા એ કાઈ મીઠુ લવે છે —

" તુમ્બુ તૂટી પડ્યુ ! અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
" રે ! આ સાભળનારના જગતમા એવુ થયુ છે, પિતા !
" વીણા બન્ધ થયુ ! સ્વરો ઉડી ગયા ! ખારી બની ઝિન્દગી

" સાથી ના જગમા રહ્યો ! પ્રભુતણી આશિષ એવી મગી !
" મૃત્યુને વશ આ કલા થઈ ગઇ ! હુ એ બની મૃત્યુની !
" આ સસાર અસાર છે ! અહહહહા ! એ શીખ આજે મળી !
" ભૂલોનીજ પરમ્પરા જગત આ, એવુ દિસે છે ! પિતા !
" ક્યા શ્રદ્ધા ? અહ ! પ્રેમ કયા ? જગત આ, આખુ અકસ્માતનુ !
" જોઈ એ ઘડી આ લઉ મૃગ અને વીણા તૂટેલુ, પિતા !
" એ નિર્માણ અનન્તના જલ મહિ ડુબુ પછી હુ, પિતા !

* * * *

દિનો ડ કન્યાના દરદમય, ઓહો ! વહી ગયા,
ફર્યા છે એ ગાત્રો, મુખ પણ ફર્યું છેકજ અરે !
હવે જો કોઇએ પાથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યા આ વાચી કઈક દુ ખમા તે ડુબી જતો —
" કલા છે ભોજ્ય મીઠી તે ભોકતા વિણ કલા નહી !
" કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહી ! "

કલાપી

---

૧૦૨

## અભાનોર્મિ

[ કાફી ]

ગગને આજ, પ્રેમની ઝલક છાઈરે, ગગને આજ-પ્રેમની-ટેક
પૃથ્વી રહી છવાઈ,
પરવતો રહ્યા નાહી, ગગને૦
સચરાચરે ભરાઈ રે

* * *

વાદ ને વિવાદ ગળ્યા,
ઝેર વિખવાદ ટળ્યા,
જુદા સઉ ભેગા મળ્યા રે, ગગને૦

* * *

ધન્ય ભાગ્ય તેના જેણે,
પ્રેમ પી નીહાળ્યો નેણે,
સુખને શું કહેશે વેણે રે ? ગગને૦

* * *

સાંભળશે કોણ કહેશે,
શા થકી વખાણી લેશે,
ન કહ્યે કહેવાઈ રહેશે રે ગગને૦

* * *

પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે ગગને૦

મણિલાલ.

---

૧૦૩

## સારસી

ઠા દીર્ઘ ધ્વનિ વતી વન બધું હર્ષ ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યા ચંડોળ આલાપતા,
ખિસકોલી તરૂના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણા મધુરવા આકાશ ઉડી રહે !

આવી આનન્દવેળાએ બિચારૂં કોણ આ દુખી !
હશે એ પ્રેમનું માર્યું હૈયું કોઈ રહ્યું તપી !
ગભીર નાદ કરતી સરિતા વહે છે,
સીંચી જલે પુલિન શીતળ એ કરે છે,
ત્યાં દીન સારસી ઉભી જલપુર નેત્રે,
સૂતી, અરે ! શિર નમાવી રહી રડે એ !
અહોહો પાંખ પ્રીતિની તેની તૂટી ગઈ દિસે,
આવું આ પક્ષી, તેને એ, આવી પીડા ખરી ! અરે !
રેરે ! તેનો પ્રિયતમ તહીં પાદ પાસે પડયો છે,
હ્હોળી પાંખો શિથિલ બની છે મૃત્યુનો હસ્ત લાગ્યે,
પારધીએ હૃદય પર હા ! તીર માર્યો દીસે છે,
ખૂંચ્યો છે ત્યાં રુધિર વહતું અધ હાવા થયું છે
જીવવું જીવ લઇને આહિં એવી દીસે રીતિ !
કોઈને દુ:ખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ?
મૂકી ગયો ક્યમ શિકાર હશે શિકારી ?
આવી હશે દિલ દયા કંઈ સારસીની ?
બચ્ચાં અને પતિપ્રિયા તણી એ ઘડીની
નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સુણી !
ગાળે છે પ્રેમનાં અશ્રુ વજ્ર જેવાય દિલને,
કો વેળા પારધીને એ પ્રેમનો દશ લાગતો
આવું આવું નિરખી દિલમાં કાંઇ કેવુંય થાય,
કેવો છે રે રુદનમય આ ક્રૂર દેખાવ, હાય !
ન્હાનાં બચ્ચાં ટળવળી રહી માત સામું જુવે છે,
ને પપાળે નિજ જનકને કંઠને ચંચુથી એ

હજુ તો ખેલવા પૂરૂ શીખ્યા નથી બાલુડા,
રે! તે શુ મૃત્યુને જાણે ભોળા આ લઘુ પંખીડા!
દુખ સહુ ઉડી જાશે કાલ આ બાલકોના,
રમતગમત માહી હર્ષ લેશે ફરી આ,
પણ ઝુરી મરશે રે સારસી બાપડી તો,
જખમ નહિ રુઝાશે પ્રેમનો કારી લાગ્યો

પ્રેમીએ પ્રેમી જાતા કો બીજાથી પ્રેમ જોડવો,
આવુ કા ન કરે સૌએ પ્રેમી જોકે મળે ખરો
જોડવી એક જોડીને બે કો ખંડિત થાય તો,
બન્નેના એકબીજાથી ઓછા જેથી બને દુખો

અઢેલી બાઝીને તરુ સહ રહે ખીલતી લતા,
દઈ પુષ્પો પ્રેમે લઈ રસ જીવે છે પ્રણુયમા,
સુખી આવા દહાડા સરકી કઈ જાતા રમતમા,
અને એ વેલીને મરણુપડદામા લઈ જતા
મરેલી વેલીનુ સ્મરણુ નવ ભૂલે તરુ કદી,
અને પ્રેમી ગાળે દિવસ દુખના કે રડી રડી,
પરન્તુ ચાપે છે હૃદય પર બીજી લઈ લતા
અને પ્રેમે રેડે મધુર રસ તેના હૃદયમા
ધીમે ધીમે આવુ તરુ થઈ જઈ વૃદ્ધ મરતુ,
અને વીલી વેલી રૂદન કરતી કૈં દુખભર્યું,
છતા ટેકો બીજા તરુ પર લઇનેય જીવતી,
અને આપી પુષ્પો જીવિત નિજ તે પૂર્ણ કરતી

ન કિન્તુ સારસી આ તો આવો માર્ગ કદી ગ્રહે,
એકને દિલ અર્પ્યું તે બીજા કોનુ નહિ બને

પ્રેમને કારણો સાથે સમ્બન્ધ કાંઈ એ નથી,
કારણ પ્રીતિનુ પ્રીતિ પ્રેમીની લક્ષ્મી તે બધી
ઝુરી ઝુરી મરવામા સ્નેહ સન્તોષ માને,
નહિ કદિ રસ શોધે સારસી અન્ય સ્થાને,
રસ દઈ લઈ લીધો ઈશ્વરે છીનવી તો,
હૃદય હીણ બીચારા પ્રેમીને મૃત્યુ આપો
પ્રેમીનો હોય બેલી કો તો આનુ કે યવુ ઘટે,
પામે છે ત્રાસ મ્હારો તો આત્મા આ દુ ખ જોઈને
ત્યા કાંઈ આ વન મહિ હીલચાલ થાય,
પક્ષી બધા ઉડી ઉડી અહી શા તણાય!
સર્પો, હરિણ, સસલા, સહુ દોડી આવે,
લાખો ધ્વનિ ભયભર્યો શ્રવણે પડે છે

ઉલ્કાપાત થયો કાંઈ હશે આ વનની મહિ,
પ્રતીતિ થાય છે એવી જોઈ આ ગતિ સૌ તણી.

હા! અગ્નિ ત્યા સળગી ઘાસ પ્રજાળતો રે!
વૃક્ષો તણા કુંપળ બાળી ઉડાડતો તે,
ભૂખ્યો ધસી જીવ અનેક ગળી જતો તે,
દિશા બધી ધૂમવતી છવરાવી દે છે!

વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાથીય વધુ! અરે!
ન્હાસે છે સિંહ પેલો ત્યા સૂતી સિંહણ છોડીને

પણ અડગ સમાધિ સારસીની ન તુટે,
મરણશરણ જાવુ હર્ષ તેને દિસે છે,
ભડભડભડ વાતી અગ્નિની ઝાળ આવી,
બળી મરી પ્રિય સાથે સારસી પ્રેમઘેલી.

દર્દીના દર્દની પીડા વિધિનેય દિસે ખરી,
અરે ! તો દર્દ કાં દે છે, ને દે ઔષધ કાં પછી !

કલાપી

---

૧૦૪

## વસન્તવિજય

" નહિ નાથ ! નહિ નાથ ! ન જાણો કે સવાર છે,
" આ બધું ઘોર અંધારૂં—હજી તો બહુ વાર છે "
હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહિ ગયા,
નથી વક્તા શ્રોતા, નથી તદપિ એ વિસ્મૃત થયા,
સહુ માદ્રી પાંડુ તરત જ પિછાને ઉચરતાં,
વટી જો કે વેળા અસીમ રાતશૃંગે વિચરતાં
ગિરિના પ્રાન્તમાં કોઈ બાંધી પર્ણકુટીદ્વય,
બન્ને રાણી તથા રાજા કરતાં કાલ ત્યાં ક્ષય
નિદ્રા પ્રશાન્ત જરીએ ન હતી થયેલી,
દુઃસ્વપ્નદર્શન મહિં જ નિશા ગયેલી,
ખુલ્લા પ્રદેશ પર જૈ ફરૂં થોડી વાર,
ઉઠયો નરેન્દ્ર મનમાં કરી એ વિચાર
ધીમે શયનને છોડી જરા એ બ્હાર જાય જ્યાં,
"નહિ નાથ ! નહિ નાથ !" શબ્દો એ સંભળાય ત્યાં
" પ્રિયે માદ્રિ ! શું છે ? નથી નથી જતો સ્નાન કરવા,
" વહી નિદ્રા, માટે અહિં તહિં જરા જાઉં ફરવા,
" મટયું આ અંધારૂં તરત નથી રાત્રિ પણ બહુ,
" હમેશાને સ્થાને પછી કરીશ હું આહ્નિક સહુ

ન જવાનુ કહી દેવી નિદ્રાવશ થઈ હતી;
જાગૃતિ ક્ષણ રોકાઈ ફરી પાછી ગઈ હતી,
સારૂં થયુ પ્રિય સખી થઇ છે પ્રસુપ્ત,
સાચી બિના નહિ જ રાખી શકાત ગુપ્ત,
સતોષથી નૃપતિ થાય હવે વિદાય,
છે અધકાર, પણ, ભૂલ જરા ન ખાય
કુસારી તમારાઓના અવાજો આવતા હતા,
સ્થલ—કાલ છતા શાત બન્નેને ભાવતા હતા

વહે ઠ'ડા વાયુ કરી દઈ બધે શાતિ વનમા,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમા,
હજી એકે પ્રાણી ગિરિમહિ નહિ જાગૃત દિસે;
વધે અધારામા નરવર અગાડી વન વિષે.

ત્યા, જવુ હતુ તે આવ્યુ સર સુદર પાસનુ,
આપ્યુ હતુ પુરા જેને નામ "માદ્રીવિલાસ" નુ
આખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતા જ તર્ક નૃપના ક્યહિએ તણાય,
બેસે શિલા ઉપર ચાલી સચિત રાય,
ઉડા વિચાર મહિં છેવટ મગ્ન થાય.

અનિદ્રાશ્રમથી તેનો ધૈર્યભ્રશ થયો હતો,
પૂર્વના સ્મરણોમા જ ઘણો કાલ ગયો હતો
થવા માડયા ત્યા તો રવિઉદયના ચિન્હ સઘળે,
ઉઠેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે,
જવા માડ્યું સર્વે સ્થળ મહિથી અંધારૂં ઝટ જ્યાં
પુરાયો પ્રાચીમા નવીન સરખો રગ પણ ત્યા.

કોલાહલ થવા લાગ્યો અરૂણોદયથી બધે,
પૂર્વની રક્તિમા સાથે સહુ આ ક્ષોભ એ વધે.
વૃક્ષો અદૃશ્ય સઘળા નજરે પડે છે,
ધોળા અનેક ગમથી ઝરણા દડે છે,
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યા ચડે છે!
ઉચા પ્રચડ શિખરો નભને અડે છે

" અરે શુ આટલો કાલ નિષ્કારણ વહી ગયો, "
સદ્ય એવુ કહી રાજા સ્વસ્થાનેથી ઉભો થયો.
ઉઠી જોતા શોભા બહુ જ બદલાયેલ નિરખી,
ડગ્યુ પાછુ ધૈર્ય સ્મરણ મહિં આવી પ્રિય સખી,
" નિહાળુ છુ શુ હુ મનહર વસતપ્રસરને !
અરે રે ! શેની, શી અનુભવ કરૂ છુ અસર એ ! "
સૃષ્ટિસૌદર્યને જોતા કે રોમાચ થયુ હતુ,
ઘણા દિવસનુ પેલુ યોગાધત્વ ગયુ હતુ
ઉઠે દોડે એવી જલચર કરે ગમ્મત ઘણી,
નિહાળી તે જોયુ વળી પછી જરા પર્વત ભણી,
ગમી ના એ વૃત્તિ હૃદય રસથી સયમ ચડયો,
" થઇ ન્હાવા વેળા " નૃપતિ કહી એવુ મહિ પડયો.
સ્નાનથી થઇને શાત પડયો એ નિત્ય કર્મમા,
જતા રાજ બની વૃત્તિ પાછી તદ્રુપ ધર્મમા

પૂરૂ કરી તરત તે સ્થલને તજે છે,
ઇચ્છાવિરૂદ્ધ દૃઢ આગ્રહને સજે છે,
" શાને થવુ પતિત આશ્રમધર્મનાથી,
" સૌદર્ય શું ? જગત શું ? તપ એજ સાથી. "

જઈ આશ્રમમા લે છે નિત્ય માફક ભોજન,
ઈચ્છયુ પછી જરી નિદ્રા પૂર્ણ વિસરવા વન
ઉઠયો થોડી વારે નૃપત્તિ જ્યમ નિદ્રા કઈ લઈ,
મનોવૃત્તિ તેવી સ્થિર વિમલ ને સાત્વિક થઈ,
જઈ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા

અક્ષુબ્ધ હૃદયે જોઈ રચના એ ઋતુ તણી,
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી

મદ્રી જ ફકત હતી હાજર એક વાર,
કુતા ગયેલ કઈ કારણથી બહાર,
માતા સતી નકુલ ને સહદેવની એ,
હા ! તાપસી નૃપની સાથ હતી બની એ

—ઝીણા વલ્કલને આજે એણે અગે ધર્યું હતુ,
નહિ લાવણ્યને ઓછુ વનવાસે કર્યું હતુ
"નથી શુ કુતાજી ? નહિ અરર આહિ રહી શકે,
"પ્રિયે ! તુ એકાકી, સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે ?
" બરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ "
" જરા આ પાસેના ઉપવન વિશે કાઈ ફરીએ "
પ્રસગ બદલાતા એ સિદ્ધાન્ત વિસરી ગયો,
મટી તાપસ એ પાછો ભર્ત્તા-સ્વામી ખરે થયો

શાન્તિ મહિ નહિ થયો કઈ ફેરફાર,
એથી જ હાલ નૃપતિ વિસર્યો સવાર,
માદ્રી નહિ કરી શકી કઈ એ નકાર,
જાણેલ હોય કહિ શુ વિધિના પ્રકાર ?

પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઈ હતી,
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી
વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે,
મધુર શબ્દ વિહગ બધા કરે,
રસિકના હૃદયો રસથી ભરે
વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે,
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી
ઉછળ્યું લોહી તેથી એ સાવચેત થયો નહિ,
સ્ત્રી સંગે નર્મ ગોષ્ઠીમાં વધે છે વનની મહિં
ઉતુંગ નમ્ર સહકાર દિસે ઘણાય,
લાખો વળી અગરૂ ચન્દન ત્યાં જણાય,
વૃક્ષો લતા સકલ કંઈક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ !
ફરતાં ફરતાં આવ્યો એક માલતીમંડપ,
પ્રવેશ સતીની સાથે કરે છે તે મહિં નૃપ
ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમળ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
એમાંને કોણ જાણે ક્યાંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી રસિક હૃદયને—વૃત્તિથી દાબ જાય
" સાંભળ્યું મોહ પામીને હવે કોકિલકૂજન,
" પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન ! "

જરા શંકા પામી તદપિ નહિ કાંઈ કહી શકી,
વળી એવી ભીતિ નૃપવદન જોતા નહિ ટકી,
નહીં રાજાજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માદ્રી તરતજ જરા કે શરૂ કરે

દિવ્ય રાગ શરૂ થાતા બન્યુ શાન્ત બધું વન,
લોહચુંબકથી જાણે ખેંચાયા સર્વના મન

માધુર્ય એ ઉછળતું ક્યાંહિ ના સમાય,
હા ! કેમ આ હુલક અંતરથી ખમાય,
સાથે મળ્યા તરત દંપતી સર્વ દોડી,
ભેટી રહ્યા સ્વર વિશે દઈ વૃત્ત જોડી
ઘેલી બની બધી સૃષ્ટિ રસમા હાલ ન્હાય છે,
હાય ! એકજ પાંડુના હૈયામા કૈંક થાય છે !

સંગીતામૃત વર્ષતા પ્રથમ તો આનન્દ વ્યાપી ગયો,
સાથે—એક—કરૂં પ્રિયા હૃદયને આવેશ એવો થયો,
ખેંચાયું પણ વેગ પૂર્ણ કરતા આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અંકુશ તોય સ્પષ્ટ વપુમા દેખાય છે વિકૃતિ
નિહાળી નૃપને રાણી જરા ગાતા રહી ગઈ,
હાય રે ! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઈ !
" પ્રિયે ! માદ્રી !—આહા !—સહન મુજથી આ નથી થતું.
" નહિં મારે જોયે તપફલ ભલે એ સહુ જતુ
" ચલાવી દે, પાછી મધુર સ્વરની રમ્ય સરિતા,
" છટાથી છોડી દે, અરર ! ક્યમ રાખે નિયમિતા ! "

વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો,
અપૂર્વ ધ્વનિથી છેક મદોન્મત્ત થયો હતો

" સખી દેવી—વ્હાલી ! સ્વરૂપ તુજ આજે બહુ દીસે,
" અરે રંભા જેવી રસમય અહીં—નંદન વિશે, "
નિહાળે વર્ષાવી પ્રણયરસ બન્ને નયનથી,
જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય ! મનથી
ગીત પૂર્ણું થતા રાજા જાય છે પાસ કૈં મિષે,
" ક્ષમા " " પ્રાણ " " નહિં " બોલી લે છે એને ભુજાવિશે.
" રે હાય ! હાય ! નહિ નાથ ! નહિ ! " કહીને,
છૂટી જઈ કર થકી અળગી રહી તે,
હા ! દીન દૃષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુખે ભર્યાં નયનથી નૃપને કહે છે —
" ડરૂ છુ—ભય પામુ છુ જોઇને આજ આપને,
" અરે કેમ વિસારો છો ઋષિના ઉગ્ર શાપને ? "
બહુ બ્હીતી બ્હીતી થર થર થતી એ કરગરે,
નથી ઓછી થાતી તદપિ નૃપની વિકૃતિ અરે !
" ઘટે છે શુ દેવી !—હૃદયપર આ નિર્દય થવું !
અરેરે ! આ આવું પ્રબળ દુ ખ—મારે સહિ જવુ ?
પ્રિયા—પ્રિયા—પ્રિયા ! તારા હાથમા સર્વ હાય રે !
ત્વરાથી દેહ જોડી દે, આ તો નહિ ખમાય રે !
" જાણુ બધુ, પણ દિસે સ્થિતિ આ નવીન,
" મારૂ નથી બળ બન્યો જળ બ્હાર મીન
" દેવી ! વિચાર કરવા સઘળા તજી દે,
" રે હાય ! સ્પર્શસુખ પ્રાણસખી ! હજી દે "
વિચાર કરવા જેવો હવે વખ્ત રહ્યો નહિ,
ઝંપલાવી પડે માદ્રી નરેન્દ્રભુજની મહિ

*   *   *   *

નહિ ચાલે આથી ગત વખતમા દૂર હૃદય,
પડયા શબ્દો છેલ્લા શ્રુતિ પર બહુ મન્દ સદય,
જરા ત્રુટ્યા વાક્યો કંઈ કંઈ થઈને રહી ગયા,
હજારો વર્ષો એ પણ પછી હવે તો વહી ગયા

મણિશંકર

---

૧૦૫

## નાયકનુ પ્રાયશ્ચિત

(શાર્દૂલ વિક્રીડિત,)

પાખો નતન લાગતી સ્ફુટિત તે જોતો હશીને ઘડી,
ને જોતો ભવવ્યોમ ઉડી નજરે જાણે ઉડું આ ઘડી,
જાણે અબર મસ્તકે ચળકતા રગો વડે વાદળી,
આશાએ સરજી, ઉડી સુભગતા પાખો વિષે તે ભરી,
ઓળંગુ વળી એહ પણ પલકમા, ને લોક સર્વ સ્થલે,
ઉચા નેત્ર કરી વખાણ વદતા જોઈ રહે વિસ્મયે,
હા ! એ સ્વપ્ન ! હતું શુ સુદર ! ન એ પાખો, ન એ વાદળી !
ને એ લોક વખાણ—ભીષણ પડે છે કર્ણયુગ્મે હજી
એ મૂર્ખાઈ વિષે ત્હને અવગણી—દીઠો ન રે સ્નેહને !
તોયે ધૈર્ય ધરી તુ તન્મય રહી, કેવી તુ વ્હાલી મને !
'ભાવિમા નહિ થાય એવુ,' કયમ એ આપી શકુ કોલ હું,
ભૂત જ્ઞાનથી ખિન્ન છેક થયેલો,—માટે કહુ એટલુ,
કે પ્રીછુ તુજ પ્રેમ કોમળ સખિ ! ને આ ઉરે હોય જે,
ગાભીર્ય દૃઢતા અને સરળતા, ત્હારા જ તે લેખજે

બલવતરાય.

૧૦૬

## વધામણી—નાયિકાનો પત્ર

(મન્દાક્રાન્તા)

વ્હાલા મારા, નિશદિન હવે થાય ઝંખા તમારી,
આવો, આપો પરિચિત પ્રતીતિ બધી ચિત્તહારી,
દૈવે જાણે જલ ગહનમાં ખેંચી લીધી હતી તે,
આણી મ્હેજે તટપર ફરીથી મને છોળ ઠેલે,
ને આવી તો પણ નવ લહુ ક્યાં ગઈ, કેમ આવી,
—આયુર્દોરી તુટી ન ગઈ તેથી રહું શીર્ષ નામી
ને સંસ્કારો ગત ભવતણા તે કની સર્વ, વ્હાલા !
જાણુ સાચા તદપિ દીસતા સ્વપ્ન જેવા જ ઠાલા,
માટે આવો, કર અધરની રમ્ય સાક્ષી પુરાવો,
મીઠો કંઠ, પ્રણયિ નયનો, અમૃતાલાપ લાવો
બીજુ વ્હાલા, શિર મૂકી જ્યહાં ભાર લાગ્યો શું ? કહેતા,
ત્યાં સુતેલું વજન નવુ વીતી ઋતુ એક વ્હેતા,
ગોરૂ ચુમે અખુટ રસથી અંગુઠો પદ્મ જેવો,
આવી જોઈ, દયિત ! ઉચરો, લોચને કોણ જેવો ?

બલવંતરાય

૧૦૭

## આપની યાદી

( ગઝલ )

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
આંસુ મહિં એ આંખથી યાદી ઝરે છે આપની,

આશુકોના ગાલની લાલી મહી લાલી, અને
જ્યા જ્યા ચમન, જ્યા જ્યા ગુલો, ત્યા ત્યા નિશાની આપની !
જાઉ અહિં ત્યા આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની !
તારા ઉપર તારા તણુા ઝૂમી રહ્યા જે ઝૂમખા,
તે યાદ આપે આખને ગેબી કચેરી આપની !
આ ખૂનને ચરખે અને રાતે હુમારી ગોદમા,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારિ આપની !

આકાશથી વર્ષાવતા છો ખ જરો દુશ્મન બધા,
યાદી બનીને ઢાલ ખેચાઈ રહી છે આપની !
દેખી બૂરાઈ ના ડરૂ હુ, શી ફીકર છે પાપની ?
ધોવા બુરાઇને બધે ગ ગા વહે છે આપની !

થાકુ સિતમથી હોય જ્યા ના કોઈ કયાએ આશના,
તાજી બની ત્યા ત્યા ચડે પેલી શરાબી આપની !
જ્યા જ્યા મિલાવે હાથ યારો ત્યા મિલાવી હાથને,
અહેશાનમા દિલ ઝુલતુ, રહેમત ખડી ત્યા આપની !

પ્યારૂ તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર
ધોવાઈ યાદી ત્યા રડાવે છે જુદાઈ આપની !
રોઉ ન કા એ રાહમા બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !

જુનુ નવુ જાણુ અને રોઉ હસુ તે તે બધુ
જુની નવી ના કાઈ તાજી એક યાદી આપની !
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયુ ન જોયુ છો બને જો એક યાદી આપની !

## ૧૦૭

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખુ બધી,
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની

કલાપી.

---

## ૧૦૮

### વદાય

[ વસતતિલકા ]

હા ! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્ત કેરી ચિર શાતિ હરી જ લે તો,
ચાલી હવે સખિ ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર વ્હેશે ?
સધ્યા સલૂણી થઇ લુપ્ત સુષુપ્ત થાએ,
નેને રમે તદપિ રગ રૂડા બધા એ,
આનન્દ દેતુ મૃદુ ગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમા ધ્વનિ રમ્ય જામે,
ખીલી હશે કુસુમ તે કરમાય જ્યારે,
તોએ સુગધ મનમા કરી વાસ મ્હાલે,
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમા રમશે સદાએ
થાજો પ્રયાણ સુખરૂપ તને, સખિ ઓ !
નિદ્રા મીઠી જ વસજો મૃદુલોચને જો !
સ્વપ્નો અલૌકિક રસે ભરિયા મધુરા,
એ નીંદરે રમી રહો સુખ દેઇ પુરા.

મ્હારી ઉંડી હૃદયને મથતી વ્યથા જે,
ગમ્ભીર શોકસરિતાપૂર માંહિ ગાજે,–
હા ! તેવી તુજ સુકુમાર હૃદે કદી એ,
મા રેલશો અસહ્ શોક તણી નદી–એ,
દેઈ વદાય સખિ ! આટલું યાચતો હું,–
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,
કર્ણે પડે ખબર એ તુજ કોઈ કાળે,
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે

નરસિંહરાવ

---

૧૦૯

વિયોગ

( અજની ગીત )

આકાશે એની એ તારા,
એની એ જ્યોત્સ્નાની ધારા
તરૂણ નિશા એની એ,
દારા ક્યાં છે એની એ ?
શું એ હાવાં નહિ જોવાની ?
આ ખલડી શું નહિ લ્હોવાની ?
ત્યાં એ ત્યારે શું રોવાની
દારા એની એ ?
છે જ્યાં છે સ્વામીની દારા
સ્વર્ગોની જ્યોત્સ્નાની ધારા,
નહિ જ નિશા જ્યાં આવે,
દારા ત્યાં છે એની એ

છે ત્યારે એ ત્યા જોવાની,
આખડલી એ ત્યા લ્હોવાની,
સ્વામી સાથે નહિ રોવાની--
દારા એની એ

મણીશ કર

---

૧૧૦

## સ્વપ્ન-વાટિકા

(મદાક્રાતા)

બ્હેની ! લેતી અહિ તું ઘરથી દૂર નિદ્રા સદાની,
શાતિ ન્યારી રજનિ-દિવસે પામતી આ જગાની—
નેત્રોને જો નહિ તુ દિસતી પૃથ્વી નીચે સૂતેલી,
સ્મૃતિ ત્હારી નિશદિન થતી હ્યા ગઇ છે તું મેલી
લીલા કેવી મધુર-લસતી સ્વર્ગ જેવી સુભાસે,
દેખુ હુ તો વિમલ બધુ હ્યા તુજ વિશ્રાતિ પાસે,
લાગે કાઈ તરલ ઝુલતી લાગણી આ હુવામા,—
આહા ! એવી અસર વિરલી રે હશે દિવ્ય શામા ?
દેવાશી ! તુ અકલ ફરતી ના મળે જીવતી હ્યા,
ના જો પામે નજર, ઉડતી, હોય જ્યા તુ ગતિ ત્યા,—
રે આ વેલા તરૂવર વચે પામુ હુ ત્હારી હસ્તી,
જાણે હ્યાથી કુલ ત્રિભુવને હોય ના તુજ વસ્તી ?
બ્હેની ! ત્હારા મધુર વચનો હ્યા થયા બધ જો કે,
ને જો ત્હારા સ્થૂલ શરીરને આ શિલા શ્વેત રોકે,—
જેવી મીઠી ઉપર ધરતી જીવતી તુ હતી હ્યા,
તેવી મીઠી અમ ઉર મહિ જીવશે તું સતી હ્યા !

તું જ્યા સૂતી, કુદરત વચે શ્રાતિ જેવી છવાઈ,
તેમા દેખું ગગનપરની શાતિ મંજુ સમાઇ
નિદ્રા લેતી રતનગિરિમા સ્વપ્ન તુ જોય મીઠા
જેવા ક્રાની જગપર કદી માનવીએ ન દીઠા
વાયુ ! જેવો અનુભવ અહિ પામતો હ્યા વહે તુ,
ધીમે ધીમે સકલ વસુધા વ્યાપતો તે રહે તુ !
કે સૌ તેનુ શ્રવણુ કરતા શાતિ પામે સદાના,
ચાખે તેઓ અમર સુખ આ સ્વપ્નની વાટિકાના

પે ખ તારાપોરવાળા.

---

## ૧૧૧

## તુ ગઇ

(ઉપજાતિ)

ત્યારે ગઈ શુ અહિથી પ્રિયા તુ ?
મૂકી ગઇ આ હઇયુ ગીબાતુ !
હવે મીઠુ તે મુખ તાકી તાકી,
નિહાળવાનુ નહિ શુ કદાપિ ?
ચિતા અને દુખ થકી પીડાતા,
આ ચિત્તને ટેકવવાની આશા
તારા પ્રિયા પ્રેમથી આવતી જે
હવે પછી શુ સહુ મૂકવી તે !
શરીરને ને મનને જરૂરે,
આઘા પ્રદેશે ફરતા હતુ જે,

સ્વસ્થાન પાછું બળ ખેંચનારૂં,
શું તે વિના દૂર હવે જવાનું !
ગ્રહો ફરે છે રવિ આસપાસ,
છાયા ફરે જ્યાં વચમાં પદાર્થ,
પ્રદક્ષિણા એ પ્રિય કેરી સર્વે,
ક્યાં હું ફરૂં રે? તુજ વિણ મધ્યે ?
તારાની પેઠે સ્થિર એક ઠામ,
હું ખો સુખો સૃષ્ટિ વિશે તમામ
જોઈ રહી ક્ષોભ વિના જરીયે,
રહું જડાઈ ?–ન બને કદી એ
શરીર મારૂં સ્થિર રહે કદાપિ,
આ ચિત્તને તો ન શકું જ રાખી
સ્વચ્છન્દ તો તે ભમતું ફરે છે,
રે ! તું ગઈ ને સ્થિર કેમ રહે તે?
શું કોઈ શોધું કહિં ધૂમકેતુ,
જેને અગાડી વધતો જ દેખું,
જેને ન મધ્યે કંઈ ખેંચનારૂં,
પાછો ફરે જે નહિં કોઈ સારૂં ?
ને છોડી સર્વે સુખ શાંતિ પ્રીતે
સ્વીકારીને સંગત તેની નિત્યે,
નવા નવા રોજ પ્રદેશ ભાળું ?
જાઉં અહિંથી—અહિંથી જ જાઉં ?

રમણભાઈ.

## ૧૧૨

## રેખાશૂન્યતા

( ઉપજાતિ )

જેવી ફરતી શરદભ્રછાય,
પડે પડે ને વળી ઉડી જાય,
ન છાય અભ્રો કઈ રે'જ અતે,
જતા રહે સર્વ અદૃશ્ય પથે
પ્રતીતિ ચિત્તે ન રહે કશાની,
સ્મૃતિ ન એ ભ્રમણા વિનાની,
હતુ કર્યુ ને ન હતુ કર્યુ તે,
જુદુ પડે ના સ્મૃતિ-ભ્રાંતિ-પુજે,
પ્રકાર તેવો તુજ વ્હેમ કેરો,
પ્રમાણમા અશાગ માત્ર વેનો,
છાયા હતી તો ગઈ અભ્ર સાથ,
અભ્રો હતા તો નહિ તે-ન છાય
હતો શુ તુ બાલ ! અને ગયો છે ?
કે ના હતો ને નથી તુ ગયો રે ?
કે તુ હતો ને હજી એ રહ્યા છે ?
એ સર્વ શકા મુજ કોણ તોડે ?
સમુદ્ર નીચે રવિ લીન થાય,
જ્યોતિર્ગણે તે દ્યુતિ મૂકી જાય,
એ સૌ કરાવે રવિની પ્રતીતિ,
ચિત્તે રહે ના ભ્રમ કેરી ભીતિ.

વર્ષાધિનો જાય-ફરે ન પાછા,
હિમાલયે જે ઠરતા સદાના,
પછાડી મૂકે નિજ આરપૂર,
ઘનો રહે તે સ્મૃતિથી ન દૂર
જાયે ધસતી સરિતા સમુદ્રે,
ત્યા જે મળી તે રહિ લુપ્ત રૂપે,
લાવે પછાડી સતત પ્રવાહ,
ને તે ગઈ તે ગઈ ના જણાય
આદર્શ બીજો કહિંથી લિધો તે,
ન આજ બા રહી તુ ગયો તે ?
શુ આ ધરા યોગ્ય તને ન લાગી
તેથી ન તારી પદપંક્તિ સ્થાપી ?
બીજી ધરા છે, નથી મૃત્તિકા જ્યા,
ન દેવસી આકારની વચના જ્યા,
ન ચક્ષુ ભીના વિરહે થતા જ્યા,
અખડ રૂપે તુ વસ્યો સદા ત્યા
તે દિવ્ય રાજ્યે ફરતો ન કાળ,
ન લુપ્ત થાતા કદિ વૃદ્ધ-બાલ
અન્યૂન રેખા તુજ ત્યા જણાશે,
પ્રતીતિ માહે ભ્રમ ત્યા ન થાશે,
તથાપિ અત્રે નહિ અંક-ચિન્હ,
છાયા ન, રેખા ન, ન દૃષ્ટિલક્ષ્ય,
ચક્ષુ ઉઘાડે નહિ તુ જણાય,
ચક્ષુ મિચ્યાથી નહિ ફેર થાય

મનુષ્ય કાયા શકી ના જ રાખી,
ન સ્નેહ–આશા તણી પાશ ચાલી,
ને યુગ્મ દુ ખી રહ્યુ જોતુ જોતુ,
ગયો ગયો બાલ ! ગયો ગયો તુ !

રમણભાઇ.

---

૧૧૩

## માળીને ઉપાલભ

[ ગઝલ ]

અરે માળી ! અકાળે કા કળી કાચી ચુટે, તુ આ ?
પડી એ પત્રના અંકે, કર્યો શો દોષ તે રકે ?
નથી ફાટી, નથી પુલી, હજુએ પત્રમા ઝુલી,
નિમિલ ચક્ષુથી એ જોની ! દયા તુ લાવને તેની
નથી જોયા હજુ પ્યારા, સહોદર પુષ્પ રૂપાળા,
સુવાસે ખુબ એ મ્હેકે, હિલે છે વાયુના લ્હેકે
નિહાળે એ કૃતિ તારી, બનાવી રમ્ય તેં માળી !
કળી કાચી ચુટી લે તુ, ફરી થાશે કહે એ શુ ?
બગીચો આ બનાવ્યો છે, ચતુરે તે ઘણી પ્રીતે,
ઉગાડયા ચિત્ર વૃક્ષો જ્યા, હવે આ શી કૃતિ છે ત્યા ?
ખીલે ના એ, ન એ પુલે ! પ્રમોદે એ નહિ ડુલે !
હસે ના એ, રમે ના એ, સુવાસે ના જ એ મ્હેકે
જુવે ના એ કૃતિ તારી પૂરે પૂરી ચમત્કારી,
ચુ ટાએ તેટલામા તો બગીચાનો શો હેતુ છે ?

કહે તુ એ વધારે છે કળીઓ બાગમાની તે?
કહે શુ કામ વાવ્યા તે વધારે વૃક્ષ લાગ્યા જે?
વળી એ છે કઇ જાતિ, ગુણીની એ કઈ રીતિ?
કળી કાચી ચુટે તુ કઈ ખરે બીજી સુકાઈ જઈ!
ખીલેલા પુષ્પ જે ટોચે, ન તારો હાથ ત્યા પ્હોચે!
નીચે નીચે મરોડી લે, કળીને પુષ્પ તોડી લે!
બનાવ્યો તેં જીગરથી જો, મનોહર બાગ હર્ષે તો,
કળી કાચી ન તોડી લે, પ્રફુલ્લ પુષ્પ થાવા દે
નથી એમા તને હાનિ, સુહૃદ્ મારા તુ વિજ્ઞાની!
સુગધી પુષ્પ ફુલેલા, નિહાળી તુ સહર્ષ થા!
કળીને લ્હાવા લેવા દે, ખીલી જુવે બનાવી તેં,
કૃતિ આ ચિત્ર આરામે, નિહાળી સુખ તે પામે
લઘુ મોટા બધા વૃક્ષ, તને આધીન છે વૃક્ષ,
બધાને રાખ સભાળી, જડાઇ તેહમા તારી
ખરે કાળે ચુટાયે વા, ખીલી પાછા જ કરમાતા,
બગીચાના ફુલો તારા, ઉદાસી ના દિલે મારા

ઇન્દ્રજીત જેષ્ટારામ

---

૧૧૪

**પ્રાર્થના.**

( અજની ગીત )

રોનારૂ ભીતરમા રોતુ
લ્હેનારૂ ભીતર ના લ્હેતુ
દૂર સખાનુ હૈયુ—
સાથે રોતુ ને જોતુ!

વ્હાલાઓ, વ્હાલાને કેજો
"સાગરમા તો સાથે વ્હેજો
સ્હેવાના એક બીજાના—
સાથે સૌ સ્હેજો "

મણિશંકર

---

૧૧૫

## વિધવા બ્હેન બાબા

(મન્દાક્રાન્તા

વ્હાલી બાબા ! સહન કરવુ એય છે એક લ્હાણુ !
માણ્યુ તેનુ સ્મરણ કરવુ એય છે એક લ્હાણુ !
મૃત્યુ થાતા ત્રપણ કરવુ ઈષ્ટનુ એય લ્હાણુ !
આશા રાખી મરણ પછી ને જીવવુ એય લ્હાણુ !
સમ્બન્ધીના મરણ પછી ના સર્વ સમ્બન્ધ તૂટે,
બ્હેની ! આહી વિરહ જ ખરો ચિર સમ્બન્ધ ભાસે,
તે પ્રેમી જે પ્રણયમયના જોઈ માણે વિયોગે,
મીઠુ કિન્તુ ક્ષણિક જ નકી સ્વપ્ન સંયોગ તો છે
છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સોભાગ્યથી કે !
છે ભક્તિમા વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કે !
બાબા ! ત્હારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઊંચે ઊંચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી
ના બોલુ આ તુજ હૃદયના અશ્રુ હુ લૂછવાને,
શાને લૂછુ હૃદયશુચિતા આસુડા દાખવે જે ?
વ્હાલી ! બાબા ! કુદરતકૃતિ સર્વદા હેતુવાળી,
ઈચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી !

બાપુ! આ મેં સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કૈં
આ તો બેન્ને કુદરત તણો માત્ર કંગાલુકારી,
આ ત્હોડો જે પથિક સહુને આવતો માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળા શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતા
આ કુડાળું કુદરતતણું કોઈ જોઈ શકે, તો
ના ના જોશે કંઈ વિષમતા કિન્તુ મીઠાઈ લીલી,
ટૂંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ બડો જ જોતી,
ને તેથી આ સુઘટ સઘળી દિસતી ડાઘવાળી
બાબા! જોને નયન ભરીને આંસુથી એક વાર!
બાબા જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર!
વ્હાલા સાથે નિરખતી હતી આજ જો એકલી તું,
બાબા! ખુલ્લું હૃદય કરી જો, એ જ ઇચ્છયું મ્હેં હિતું
જોને બાપુ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો સ્હેનો ગત હૃદય એ ત્યાંય ઉભું વિમાસે!
એ રેલાયું ઉદધિ સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને ત્હોય એ વારિ ત્હારૂં
બ્હેની! આવા પડ પછી પડો આવતા જાય આડા,
અન્તે ગાઢા પડ ચીરી દઈ પાર જાતા સહુ ત્યાં,
તુને મ્હારી પ્રિય સખી ત્યજી હુય જાઉં કદાપિ,
એવું એ ક શુભ જ કરવા ઈશ ઇચ્છે કદાપિ,
રે! તો સાથે તમ હૃદયના ગાળજો અશ્રુ બન્ને,
જે બાકી તે ભણી લઈ તમે આવજો સાથ બન્ને,
બાબા! તું એ શીખીશ ફરી આ પાઠ ઔદાર્યને, ને
મ્હારી ભોળી પ્રિય અબુધને દોરજે આ જ માર્ગે.

કલાપી

૧૧૯

## વિદ્ધ મૃગ

( હરીગીત )

સંગીત, લુબ્ધક ! સુખદ ત્હારૂં આમ નવ અટકાવ તુ,
રસમા મને મરવા દઇ રસિકત્વ પૂર્ણુ બતાવ તુ,
આ મોક્ષથી મોઘુ અને સાકર થકી વધતુ ગળ્યું,
તુજ બાણુના સપાતથી પચત્વ આ સમયે મળ્યુ
શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે,
પણુ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને, અરે !
રસની ધુની હૃદયે વહે રસમા અધિક છુ મગ્ન હુ,
રસ રૂપ જગત જણાય આ રસને વળી વરસાવ તુ
આને ભલે મૃત્યુ ગણી આણે દયા દિલ માનવી,
પણુ વૃષ્ટિ પ્રેમામૃતતણી મારે હૃદયથી માનવી,
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણુ વરસી રહ્યો,
મીચી નયન, અવલોકતા આજે કૃતાર્થજ હું થયો
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃગ ઉપર આથડયો,
પણુ હર્ષ વર્ષણુનો પુરદર આજ તુ મુજને મળ્યો
મારી વ્યથા અવલોકીને દિલ નવ દયા લાવીશ તુ,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તુ
મુજ માસને માટે અધીરો એક પળ ન બનીશ તુ,
સારંગી રગભરી ઘડી કરથી ન દૂર કરીશ તુ
દઈ તાલ સાયકપાતથી કર ગાન એ પણુ ઇષ્ટ છે,
આ પ્રેમ પારાવારમા ન્હાતા મરણુ પણુ મિષ્ટ છે

દા ખુ બોટાદકર.

---

૧૧૭

## મ્હારા મયૂરને

( ખતા નહિ જાતી કવિ કલાપીની એ ગઝલની ધૂન )

પીડાતણી પરંપરા માંહે પડી રહેવુ,
મુંગે મુખે આવી પડયુ સ્હેજે સહી લેવુ, ધ્રુવ
આનન્દનું વાયુ નહિ વ્હાણુ કદી વ્હાલુ,
તાપે ત્રિવિધ સુતા સદા, ઉઠતા બળી રહેવુ, પીડા૦
શાને વિધિ ! શિખાવ તુ ચ્હાવુ અને સ્હાવુ ?
છાજે ન એ સુખ સ્વર્ગનુ એને લખ્યુ સ્હેવુ પીડા૦
તુ યે તજી વ્હાલા ઉડયો, મ્હારા મયૂર બાપુ !
વ્હાલા પીડે વિયોગથી એ યે સહી રહેવુ પીડા૦
ભગવા જીગરમા આ, રમ્યો ! મ્હારા મયૂર બાપુ !
બાખી ગયો રાખી જ, તો સ્હેજે મહી રહેવુ પીડા૦
તે લૂટના લ્હાણા મજાની જે કર્યા બાપુ, !
કારી જખમ તેમા મહ્યા તે તો ગણી રહેવુ ! પીડા૦
બદો ખુદાનો ઇશ્કનો તુ ઓલીયો બાપુ !
કેકાથકી મંત્રો સર્યા તે તો જપી રહેવુ ! પીડા૦
વ્હેતા વ્રણો ચુમ્યા ન ચાટયા તુજ વ્હાલા એ,
ગાયા છતા એના જ ગીતડા એ સ્મરી રહેવુ પીડા૦
જુદી જહાનો તુ ફીરસ્તો ખોળીઉ બદલી,
આવિ ઉડયો ઝળકાવી પાખો, જોવુ અને સ્હેવુ પીડા૦
માની મજા જ્યા તે કવિતા કોતરૂ ત્યાની,
ધોશે જ આસુ ત્હોય તે જળમા લખી રહેવુ. પીડા૦

તૃપ્તિ તથા મુક્તિ ધરી વ્યાપ્યો મહા વિશ્વે,
તુને સદાય અનંતતામાં કલ્પતાં રહેવું ! પીડા૦
માળા અમારે આંસુની અર્પી સદા રહેવું !
પીતાં પ્રસાદી તે દ્રવી જપી જરા રહેવું ! પીડા૦
શિવમય થજે તું ગાન ગાઈને તુંને આજે,
એવું હવે ત્વદ્રૂપને ઇચ્છી મહા રહેવું ? પીડા૦

લલિત

—

[illegible]

[illegible]
( મંદાક્રાન્તા )

વ્હાલાં કેરાં દુઃખ શ્રવણથી પીગળે હૈયું ભીનું !
વ્હાલાં કેરાં દુઃખ મનનથી ભાન તે ગાળે તીનું !
એ ભાને તો ભવ અટનનું એક ભલું ય વીતે
ભૂલાવાના દૃઢ અનુભવે ઊંડું રહે અચિંત્યું
વ્હાલાં ! તારૂં ગજબ પતિનું દુઃખ દારુણ શ્રુણી,
જૂની વીતી સ્મરી શરીર આ કમ્પી ઉઠે છ વૂણી,
આક્રંદે તો દ્વિગુણ દુઃખમાં આંખ દીસે છ ખુની,
કિંતુ અંતે મૃદુ થઈ દ્રવે આંસુની ધાર ઉની
નાહી લેજે, કંઈ ભીંજવજે, અંજલિ એય લેજે !
પોતા વીતી કહી સ્વજનનું દુઃખ ભૂલાવી દેજે,
લૂછાવતાં તું પણ લુછજે સ્નેહીનાં આંસુડાંને
આંસુડાંના વિનિમય મહિં જન્મ સાફલ્ય, હા ! છે
પામી પીડા 'અરરર' કરવું એય ઉંચી મજા છે,
વ્હાલા ! રોવું સહન કરતાં એય ઉંચી મજા છે,

રોતા રોતા મનની કથવી એય ઉચી મજા છે,
અકે સુવુ પછી સ્વજનને એય ઉચી મજા છે,
વ્હાલા ! મોટુ મનુજ બળનુ એ જ છે કર્મ ઉચુ,
વ્હાલા ! આવા મનુ જગતમા એજ કર્તવ્ય ઉચુ,
વ્હાલા ! વિશ્વે મનુ હૃદયનુ એ જ આતિથ્ય ઉચુ,
વ્હાલા ! આવુ મનુ મનતણુ 'આપ લે' ભાન ઉચુ !
ઉડા ઉડા કઈ મમયના કીટ જે કોતરે છે,
તેના અતે સ્વજન હીનની કોણ સભાળ લેશે ?
આવી ચેલી મનુ મન ટરે કોટિ શકા સદાયે,
ને આસુડા અમુલ અર્પી કઈક સતોષ પામે

લલિત.

— —

૧૧૯

સુરતીને

(હરિણી)

ધીકી રહી ધરા, નીચે ! ઉચે તપે રવિ ચડ્એ !
બળબળતી લૂ ચારે પાસે રહે વરસી ભવે,
વિજન રણની ઉની રેતી ઉડે ! કરી અધ દે !
લખ લખ કરી લ્હાતી જ્વાલા કરી વળતી બધે !
તડફી ફફડી રૂધાતા તો ન ભાન કશુ રહે !
ફીકર ફડકે આ હૈયાને વિરામ ન ક વળે !
વિરહદવમા હોમાએલી મખી બળતી હશે !
મુજ અધમની ચિતાથી એ ઉભી સળગી જશે !

તૃણજલ ઠરી સૂતેલીને તૃષાર્ત થઇ સુવા,
મૃગજલ પીવા જાતા હાર્યો ! પડી વિખુટા ગયા !
મધુર મૃગલી મારી સ્હેતા અચાનક આ બધું,
તરફડી સીઝી રહેતા થાશે શુ ભસ્મનુ પુતળું ?
પ્રિય વિરહિણી ! સ્હાજે શાતિ તને મળુ ત્યાસુધી,
તલસી ટટળી સોસાજે મા દુખે મુજ ઘેલડી !
સતત સુખના લ્હાવા લેવા કસાવુ ઘડી ન કા ?
અવનતિ સહી લેવી શાણી ! ન ઉન્નતિ માટ કા ?
બળી વિરહમા જાશુ ત્હોયે હુતાશનના હવિ
જન જગતની ઠે ઠે સેવા જશુ કરતા, સખિ !
યુગતણી લીલા લીલી થાતી જશે રસથી ભરી !
ભવ મહિ ખુબી ખીલી રહેશે અનત વસતની !

લલિત

---

૧૨૦

### મૃત્યુવશ મૃગ

મૃત્યુવશ 'હુ આજ જીવ અરે ! જાતો નથી,
દૃષ્ટે પડતા કાજ આગળ પાછળના બધા"
"અરે આ ઉદ્યાને અવર મુજ સમ નૈ નિરખતો
ખરે આ મધ્યાન્હે નિડર થઈ ક્રીડા કરી રહ્યો,
હતા માન્યા મ્હારા તરણ જળને આ મૃગલીઓ,
અને તેનો ભોગી અવર અવાનમા નવ હતો
સ્વચ્છદે આનન્દે અધિક રસફદે રમી રહ્યો,
વળી નારીવૃદે નવિન સુખકદે ગળી ગયો,

કુદતો ખેલતો મદ મત્ત ભરી ગેલ કરતો,
લીલા અંકુરોના રસ ભરિત કૈ ગ્રાસ કરતો
અહી આ વાડીમા અવર મૃગ આવી નવ શકે,
અહી આ વાડીમા અવર મૃગ ખેલી નવ શકે
શિશુ ન્હાના મ્હોટા નવ ફરી શકે આ વન વિશે,
ઘણા માર્યા મ્હારા કૃપણ નિજ સ્વાર્થી ઉર વિશે,
મૃગોને સહાર્યા અવનિતળ ઢાળ્યા બહુ બહુ,
નહિ રહેવા દીધા મુજ વિભવમા લુટ કરતા
પ્રિયાના ટોળામા ઘણીક તરૂણી દાખલ કરી,
પછી પ્રીતિ ભીતિ જબરજસ્તીથી વશ કરી
કહુ કે ચાહું છુ જીગર કઈ ચાહે નવુ નવુ,
ન ચાહે એ મુને પણ નહિ વિખુટી જરી કરૂ
રમાડી રીઝાવી વળી કઇ વિસારી મૃગલીઓ,
નસાડી ખીજાવી વળી કરી પુરી ઝુરી મરવા
નિશકે ઉમગે મનમથતણી સેલ કરતો,
નહિ ભીતિ નીતિ નવીનજ રીતિ એ પ્રણયની,
અહો ! આવી રીતે વન ઉપવનોમા પરવર્યો,
અને મૃત્યુ જેવી ગલત નહિ વાતો મહિ પડયો
હતો એ મસ્તીમા યુવતિ યુથમા આહિ જ અહો !
શિકારીને હાથે અરર ! શરઘાથી અહિ પડયો
અહો ! આ શુ ! આ શુ ! રૂધિર સઘળેથી વહી જતુ !
અહો ! આ શુ ! આ શુ ! જીવન જળમય થૈ સરકતુ !
ગઇ ગોળી ચાલી વ્રણ પણ પડયા બહુ વિષમ તો
કરી ઝોળી લીધો અવર ક્ષણ પહેલા મલપતો,
અહો ! આ શુ ! આ શુ ! યવન જુથ મારા ભણી ધસ્યુ

અહો ! આ શુ ! આ શુ ! મૃગલી યુથ પાછુ કયમ વળ્યુ !
"હતી હાથમા વાત, જાવા દીધી તે તજો,
"પડયો શિકારી હાથ, હાય હવે કઇ નવ બને,"
"મને થોડા દી'થી અધિક તરકો ક મુઝવતા,—
અને એની સાથે નવનવ વિચારો ઉપડતા,
કહે છે કે—'પ્રેમી અવર દુ:ખ દેખી નવ શકે,
પરાઈ પીડામા નિજ શરીર તે અર્પણ કરે,
નહિ આશા રાખે બાજી નિજ ઇચ્છા પૂર્ણ કરતા,
નહિ સાચે ઇચ્છે વિષમ દુખ છોને પજવતા,
લુટાવે પોતાનુ ન લુટી શકે સ્વાતન્ત્ર્ય વળી એ—
જનોના હૈયાના પ્રણ પણ કદીએ નવ કરે"
કહે છે કે—'પ્રેમી શુરવીર તણી શુદ્ધ પ્રતિમા
હજારો ખટગોમા અડગ ટકી રે' ન્યાય થડમા,
દબાવી દે જુસ્સા, અવર પર ના ક્રોધ કરતો,
સુધારી લે ભુલે પર [illegible] નહિ રોષ ધરતો'
દાઝયા વિણ લાગે નહિ, ક્ષણ વિણ વ્યથા ન થાય,
જો પ્રભુ આપે પ્રેમ-બળ, થયુ અન્યથા થાય

અહહ પાપ મે બહુ પ્રભુ કર્યા !
અરર જ્ઞાન આ શુ સ્મશાનનુ !
હવે અરે મને સાભરે બધુ,
નવ હતુ અરે સુખ ત્યા જરી
મથી મથી મુવો પ્રેમ પોષવા,
અરર શુ મળે મૃગજળો વિશે !
અરપ્યુ મે હશે તો જરી જરી,
અરર, મે લીધુ સૌનુ સામટુ

જન હૃદય વિશે ઈશ તો વસે,
અરર મૈ દુભ્યા કૈ મસે મસે !
વ્રણની વેદના કારમી ખરે !
વ્રણ કર્યા તયે જાણ્યુ ના હતુ !
ગોળીના સમુ દુ ખ થતુ હશે,
શૃંગ મારતા જાણ્યું ના હતુ !!
ચર્મ આ ત્રુટે વ્રણ ચિરાય છે !
હૃદય ચીરતા જાણ્યુ ના હતુ !!
નથી નથી ભર્યા આ શરીરમા,
શુદ્ધ સત્વના કાઈએ અણુ !
ભક્ષ માહુરો જે કરે અરે,
મ્લેચ્છ બુદ્ધિથી મ્લેચ્છ અવતરે !
નિજ જનો મને દ્રષ્ટિએ પડે,
કર પ્રસારીને માફી માગુ હુ,
અરર જો પ્રભુ ! એ પળો મળે,
રૂધિર આ થકી ધોઉં જનપદો !!
પણ પ્રભુ હવે એટલુ ચહુ,
ચર્મ મ્હારૂ આ પ્રેમી પાથરે
અવર સો વૃથા ચિત્ત ન અન્યમા,
ખરૂ વૃથા થશે પુનર જન્મમા
હરણી તરણી નાથ છે, કરણી તરણી સાર,
પરણી ધરણી હ્યા રહી સરણી તુ કિરતાર !

રૂ ઉ ઓઝા.

---

૧૨૧

## પશ્ચાતાપ

( મન્દાક્રાન્તા )

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડુબકી દઈને પુણ્યશાળી બને છે !
ઓહો કેવું સ્મરણ મધુરું પાપનું એ ધરે છે !
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે !
રાજ્યોથી કે જુલમવતી કે દંડથી ના બને જે
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે !
હું પસ્તાયો, પ્રભુ ! પ્રણયીએ માફી આપી મને છે,
હું પસ્તાયો, મુજ હૃદયની પૂર્ણ માફી મળી છે

કલાપી.

---

૧૨૨

## શિકારીને

( અનુષ્ટુપ )

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી વિશ્વ આશ્રમ સન્તનું,
પંખીડાં ફુલડાં રૂડાં, લતા આ, ઝરણાં, તરુ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં વિશ્વ સૌંદર્ય કુમળું
તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા મથે,
તીરથી પક્ષી તો ના ના કિન્તુ સ્થૂલ મળી શકે
પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને

સૌંદર્યો વેડફી દેતા ના ના સુન્દરતા મળે,
સૌન્દર્યો પામતા પ્હેલા સૌન્દર્ય બનવુ પડે
સૌન્દર્યે ખેલવુ એ તો પ્રભુનો ઉપયોગ છે
પોષવુ પૂજવુ એને એ એનો ઉપભોગ છે
રહેવા દે ! રહેવા દે ! આ મ્હારા યુવાન તુ,
બધે છે આર્દ્રતા છાઈ તેમા કૈ ભળવુ ભલુ

કલાપી

---

૧૨૩

## સરિત્સંગમ.

(સીતાજીના મહિનાની ચાલ–)

ગાન મધુરૂ કરી ઉછરંગે હર્ષ નદી નાચતી,
ઘોર શોકસરિત ગભીર ઘુઘાટે વહી જતી,
એ બે સરિત તણા જ્યા નીર ભળે એકમેકશુ,
ન્હાની પર્ણકુટીમા તે ઠામ નિરંતર હુ વસુ,
મુજ વાસ નિરંતર આહિં ભલે ઠરીને રહે
પ્રિયા ! તુજ સંગે બેશી હુ ત્યાહિં નીરખુ નદિયો વહે
વહી ચાલતી નિરખુ દૂર દૂર બે આવતી,
ભિન્ન બેના પ્રવાહનુ પૂર અહિં ખેંચી લાવતી
એક સ્મિતમય ક્ષેત્રોની ભૂમિ મહિંથી ચાલતી,
હાસમય રચનાની મધ્ય વહીને મ્હાલતી,
બીજી આવે વહી ગભીર ઘોર ગિરિ ભેદતી,
ચીરી કઠણ કરોડોના મધ્ય પડતી ઉંચે થકી

## ૧૯૨

શીળી ચદામા ચળકતી એક કદી કદી શી હુશે !
વ્યોમ મધુર રગ નીચે કાઈ રગ લેતી એ ધસે,
બીજી ઘન ગભીરો છાયો વ્યોમ તે નીચે વહે,
ઘોર રગ અધિક અધિક અગે નિજ એ લહે
એક તટકુજ કુસમો અનેક નચાવે તરગમા,
મીઠી કોયલરવ વહી આવે સમીર તે નગમા,
બીજી શુષ્ક અરણ્યના પર્ણ ધરે જળપટ પરે,
ઝંઝાવાત એ સરિતાનુ પૂર ઘુઘવી અદકુ કરે
એવુ સરિતયુગલ વ્હેતું આમ આમ આવે મુજ ભણી,
તેને નિરખુ રહી આ ઠામ શાતિ ધરીને ઘણી,
મુજ મનડુ ઠરેલુ શાત ડગે નહિ કો ભણી,
જાય આમ નહિ, નહિ આમ, ગભીરૂ રહે બની
મન શુ ડગે ! વસુ છુ હુ જ્યાહિ સરિત બને ભેટતી,
મિશ્રગાન કરી મુજ વાસ તળે નાચીને જતી,
હુર્ષ જળમાથી કરૂ પાન કદી શોકનીરનુ,
શોક જળમાથી હુર્ષનુ નીર, મીઠુ પીઉ ધીર હુ

નરસિહરાવ

---

## ૧૨૪

## થોડક છેટે બળતી ચિતા

( ચોપાયા ૭૬ )

મૂર્ખ મનુ ! માયાને રોતો ! મૂર્ખતાની નહિ સીમા !
માયા ઈન્ધનથી માયાને બાળુ આ જ અવનિમા,

૧૯૩

સતેજ દિવસે અ ધનિશામા, આણુ અખડિત મ્હારી !
બાળેલા માયાઅણુ નભમા ધુમવલ્લરી લઇ જાતી !

*   *   *

બાળ, તરૂણ, જરારૂઢ, પુરૂષ ને અબળા આહુતિ
બની પડે મુજ સુખ–યજ્ઞમા, એવી મ્હારી વિભૂતિ
બાળું ને બળતી દેખાઉ બળતી બાળતી ખાઉ,
મૂર્ખ મનુ તોયે ના સમજે માયાનુ ભોપાળુ

*   *   *

વિયોગીને યોગી કરવાનો છે પ્રયત્ન આ માડયો,
જુવે તું તે સઉ તોય મૂર્ખ બની આમ રૂવે છે પાછો
માયાગ્રહથી મૂકાવી વિભુશુ મેળવવા કર સ્હાયો,
જુવે તુ તે સઉ તોય મૂર્ખ બની આમ રૂવે છે પાછો

ગોવર્ધનરામ.

---

૧૨૫

### વ્હાલાઓને ઉપદેશ

( ઓધવજી સદેશો એ રાહ )

સાભળજો, વ્હાલાઓ ! વચનો દીનના
દીનપણુ છે પરમ દયાનુ પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી
અધિકારી છો જેના માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો
નિકટ સગાઓ સમજો ભાઇ બ્હેન જો !

નીકો ન્હાની મોટી જે જીવો તણી
વહતુ તેમા એક અખડિત વહેન જો!
હસનારાઓ સાથે હસવાનુ ઘટે
રડનારાની સાથે રડવુ તેમ જો!
એક બીજાના આસુડાઓ લૂછતા
ઊચા ચડશો સ્ત્રીપુરૂષો આ એમ જો!
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમા
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો!
દિવ્ય દયાસાગર, યાચતા આપજો!
દીન જનોને અમને એનો લેશ જો!

મણીશંકર

૧૨૬

## એક ઇચ્છા

[ પૃથ્વી છદ ]

પડયા જખમ સૌ સહ્યા, સહીશ હુ હજુ એ બહુ,
ગણ્યા નવ કદી, ગણુ નવ કદી, પડે છો હજુ,
અપાર પડશે અને જીગર હાય! આણુ થયું,
કઠિન ન બનો છતા હૃદય એજ ઇચ્છુ પ્રભુ!
પડી વીજળી તે પડી સુખથી છો બળુ છુ સુખે,
અનન્ત ભભુકા દહે, બહુ દહો ગળુ છુ સુખે,
ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતુ,
કઠિન બનજો નહિ હૃદય એજ ઇચ્છું પ્રભુ!
બહુય રસ છે મને હૃદય છે હજુ તો, અહો!
અરે હૃદય જો ગયુ રસ ગયો પછી તો બધો,

ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતુ,
કઠિન ન બનો કદી હૃદય એજ ઇચ્છુ, પ્રભુ!

કલાપી

૧૨૭

## ચેતન

[ તોટકની ચાલ ]

નથી નેત્ર, શુ તેજ પીવાય, સખે!
નથી પાખ શી વિધ ઉડાય, સખે!
નથી ચેતન કેમ લવાય, સખે!
કંઈ બોલ, સખે!
ઉર ખોલ, સખે!
રસ ચેતન કેમ લવાય, સખે!
નથી સાજ, પછી શુ ગાવુ સખે!
નથી આદર ને ક્યમ આવુ, સખે!
નથી વ્હાલ, તને શુ વધાવુ, સખે!
નવ ખીજ, સખે!
નવ સીઝ, સખે!
પણ વ્હાલ વિના શુ વધાવુ, સખે!
સુમધુર ઘડી પળ હાસ્ય, સખે!
કદી કોડ ભર્યું જરી લાડ, સખે!
મુજ નેત્ર વિષે પ્રીત આજ, સખે!
સીંચ આશ, સખે!
રમ રાસ, સખે!
રસ ચેતન ખેલી ખીલાવ સખે!

ન્હાનાલાલ.

૧૨૮

## સખા પ્રત્યે ઉક્તિ

( તોટકની ચાલ )

વદને બહુ નીર ભરાય સખે !
તનુ ચેતન માત્ર હરાય સખે !
જલને પડદે સઘળે નીરખુ,
નિરખુ નહિ નેહ જરાય સખે !
કર વ્હાર સખે !
કઈ સાર સખે !
હૃદયામૃત માર્દવ ધાર સખે !
ભવમા તવ એક સહાય સખે
નયનો દ્વયને જ ચહાય સખે !
નવ ઐહિક આશ હૃદે સહજો !
હૃદયે થકી સિધુ વહાય સખે !

મણિશંકર

---

૧૨૯

## દિવ્યમદિર તથા લેખ

( રોળા વૃત્ત )

માનવરાજે રચ્યા મન્દિરો કીર્તિ કાજે,
કાળમહોદધિમહિ કહિ લુપ્ત થયા આજે,
કરતા કીર્તિસ્તમ્ભ ઉભા નામ અમર કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઈ જાતા ગરવા,
ન રહે નામ નિશાન, રાનમા રહે રખડતા
શિલાખડ થઈ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતાઃ

અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઈ ભૂસ્યા આજ દટાયા ધુળમા દેખો
એક અચળને ભવ્ય વિશ્વમન્દિર જ ભાસે,
અનુપમ ઘુમ્મટ, વ્યોમ જેનો ચોપાસે,
એક પુરૂષ મહાન તણી એ કીર્તિ આએ—
નિરખી શકે રૂડી પેર અહિ જન કો વિરલા એ
વિધ વિધ લખીયા લેખ દિવ્ય ભાષામા ભારે,
એક પુરૂષ મહાન તણા એ ગુણ ઉચ્ચારે,
અનુપરૂપ એ લેખ દિસે જગ રચના માહિ,—
નભપટ પર તારક-લેખ ચળકતા ક્યાહિ,
કહિ કહિ સ ધ્યા-અભ્ર-ર ગના લેખ સુહાતા,
કો ઘડી ઈદ્રધનુષ્ય-વર્ણના લેખ જણાતા,—
એમ નિર તર વિવિધ લેખ રચના રહે દીપી,
વાચી શકે કો વિરલ દિવ્ય અદ્દભુત એ લીપી
દેશાટન કરી ભવ્ય મન્દિરો ભલે ન નિરખુ,
ગૂઢ લેખ લીપિભેદ ભલે હુ ઉકેલી ન શકું,
મહાન મન્દિર એક નિરખવા દૃષ્ટિ ચાહુ,
દિવ્ય પુરૂષના લેખ માગુ શકિત ઉકલવા હુ

નરસિહરાવ.

૧૩૦

## સ્વર્ગીય સગીત

( મલ્હાર-રાગ )

સ્વર્ગીય સગીત રમ્ય મચ્યુ ! વાહ !
મધુર મ જુલ સૂર ભર્યું ! વાહ !—ધ્રુવ—સ્વર્ગીય૦

ખરજ પચમ ટીપ તણા સૂર
છેડે દર્દુર મયૂર કોકિલ
ઝરમર ઝરમર પ્લુત સમ રવમા
વ્યાપી ઓર ધ્વનિ અનહદ રહે ! વાહ !—સ્વર્ગી૦
સૃષ્ટિતણા સાદર્ય—કુજ મહિ,
નજે દૂર કઇ અગમ્ય ભમી,
વાયુ–નચવ્યા રસ–પડદાની,
ઘુઘરીઓ ધમકી જ રહી ! વાહ !—સ્વર્ગીય૦
અનતતાના પડદા પાછળ,
વિધિતબલચીના કર આગળ,
ગૂઢ તાલથી મૃદગ ચચળ,
ચેતવતુ ગાજી જ રહે ! વાહ !—સ્વર્ગીય૦
ભિન્ન પ્રવેશે ભિન્ન વેષધર
સ્વપાઠ ભજવે પુતળા વિધિવશ,
એજ સરળતા સહૃદયતાની,
આ સગીતમા બજી રહી ! વાહ !—સ્વર્ગીય૦

**લલિત.**

૧૩૧

## તુલસી

(મદાક્રાંતા)

છુપી ઉવે નનપડ મહી તારલા વ્યોમઅકે,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખુય લે છે,
ને રૂપેરી શ્રમિત દિસતી વીજળી એક સ્થાને,
સૂતી સૂતી હસતી મધુરૂ સ્વપ્નમાહી દિસે છે
આવી ગતે ધ્વનિ કરી મહા શ્યામ વ્હેતી યમુના,
તેના વ્હોળા જલ ઉપરની ભેખડે કોણ છે આ ?

કૂદી નીચે જલ સમીપ તે માનવી આવી ઉભુ,
ને શોધે છે કઈ પણ કશુ હાથ તેને ન આવ્યુ
એવામા ત્યા શબ જલ પરે કોઈ આવે તણાતુ,
હોડી તેને સમજી જલ્દી જોરથી ઝાલી લીધુ,
ને આ ચાલ્યો પુરૂષ તરતો ઉપરે તેની બેઠી,
હર્ષે બોલ્યો "પ્રિય નકી થશે આજ તો આશ પૂરી"
ત્યા તો અભ્રે ધવલ ભડકા વીજળીએ કર્યા શા,
તેથી સર્વે તરૂ નદી અને પ્હાડ તેજે છવાયા,
ગાજી ઉઠયુ ચમકી વન આ મેઘની ગર્જનાથી,
નિદ્રામાથી મયૂર ટહુકયા હર્ષથી જાગી ઉઠી
છો ઉઠીને મયૂર ટહુકે પ્હાડ ગાજે ભલે ને—
તેમાથી તે મગજ નરનુ કોઈથીએ ન જાગે !
દૃષ્ટિ તેની શબ પર હતી તોય જોઈ શકે ના,
છોને આખુ જગત સળગી વીજળીથી બળે આ !
તેની પાસે જીગર ઘસડી જાય છે લેઈ હાવા,
તેની પ્યારી હૃદયવિભૂતિ સ્નેહની જે સરિતા,
આલેખાયુ હૃદયપટમા ચિત્ર વ્હાલીતણુ છે
અગોમાથી જીવન સઘળુ ત્યા જ આવી રહ્યુ છે
દોરાતો આ પ્રિય જન કને આમ આશા ધરીને
પ્હોચી ઉભો શબ ઉપરથી ઉતરીને કિનારે,
પાસે મૂકી મૃત્ શરીરને મસ્ત પ્રેમી વદે છે—
"દીવા મ્હારી પ્રિય સખીતણા ઓરડાના દિસે તે"
અ ધારામા ત્વરિત પગલે ડોલતો ચાલતો આ,
આવી પ્હોચી પ્રિયગૃહ કને જોઇ ઊંચે ઉભો ત્યા,

ગોખેથી ત્યા લટકી ઝુલતુ કાઇ ગોરી મસુ છે,
ઝાલી તેને ઉપર ચઢીને ગોખમાહિ ઉભો તે
દીઠી તેને—હૃદય ધડકે જેમ ચીગાઈ જાતુ!
દીઠી તેને—અવયવ બધા પીગળી જાય છે શુ!
દિસે તેને ચકર ફરતો કપતો ઓરડો એ,
કામી—પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે!
જોઇ લેજે ફરી ફરી સુખે પ્રેમનુ સ્થાન પ્રેમે,
આવી મીઠી સુખની વખતે કોઇ વેળા ન આવે,
આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનુ મધુર સુખ તો આજ ઉડી જ જાશે
જોઈ લેજે ફરી ફરી ભલે દુગથી જોઈ લેજે
ઇચ્છે તેવુ સુખ અનુભવી આજની રાત લેજે,
તારે માટે દિવસ ઉગતા કાઇ જુદુ જ જ ભાગ્ય,
તારો નિર્મ્યો કરૂણ પ્રભુએ કાઇ જુદો જ માર્ગ!
જોને તારી યુવતી રમણી શાન્ત નિદ્રસ્થ આ છે,
ને વેલી શુ શરીર સુખમા શાત શય્યા પરે છે,
નિદ્રા મીઠી કર સુખભર્યા ફેરવે છે કપાલે,
શુ મૃત્યુથી કબજ થઇને અગ સર્વે ઢળ્યા છે!
નિદ્રાનુ આ સુખ ત્યજી દઈ ઉઠીને સુન્દરી! તુ,
ચાપી લેને હૃદય હૃદયે મિત્રનુ, સુદરી! તુ,
એ હૈયાનો રસ તુજ પરે ખૂબ વર્ષી રહ્યો છે,
રાત્રિના બે પ્રહર સુખમા પૂર્ણ માણી હવે લે!
આ રાત્રિમા તુજ પ્રિય કને મીઠડા ગીત ગાવા,
ત્હારે તેની જરૂર કરવી આજ તો તૃપ્ત આશા,
ત્હારે કાઈ મધુર સુખમા આજ છે ઝુલવાનુ,
કાલે તો કો નવીન રસના સિન્ધુમા ડુબવાનુ

પેલો કામી પુરૂષ હજુ ત્યા ગોખ માહિ ઉભો છે,
તેના કામી પ્રણયી નયનો પ્રેમીને નિરખે છે,
ત્યા દીવામા ચડચડી મર્યું એક ભોળુ પતગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યા જુવાન!
બોલી ઉઠ્યો, 'અહહહ પ્રભુ!' સ્નેહની આ દશા શી?
"ઓહો કર્તા! તુજ કરણીમા આવી તે ક્રૂરતા શી?
"પ્રેમી ભોકતા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
"તે ભોકતાનુ જીગર કુમળુ ભોજ્ય તે કેમ બાળે?
"કાઈ મીઠુ સુખ નકી હશે પ્રેમીને બાળવામા,
"ને કે તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામા,
"બાળી દે તો–પ્રિય સખિ–મને!" એટલુ બોલી દોડી,
સૂતેલીના હૃદય પર તે ધ્રૂજતી છાતી ચાપી!
જાગી બોલી ચમકી લલના, "જીવના જીવ મ્હારા!
"શુ અત્યારે તુજ સખી કને આમ આવ્યોજ વ્હાલા!"
ને બન્ને એ હૃદય ધડકયા સાથ સાથે દબાઈ,
ભાને ભૂલી પ્રણયી સુખિયા શાત પામ્યા સમાધિ
આ બન્નેની દ્રઢ ક્ષણ મહિ છૂટશે ગ્રન્થિ હાય!
કેવો મીઠો સમય સુખનો ન્હોય કેવો ક્ષણિક!
જુના થાતા મધુર સુખડા ચિત્ત શોધે નવાને,
ને આશામા વખત સઘળો આમ પ્રેમી ગુમાવે
સ્થાયી કયાયે સુખ નવ મળે સ્થાયી આશા ન કયાએ,
રે સધ્યાની સુરખીવત સૌ સ્નેહના રગ ભાસે,
ને આશામા મધુર સુખ તે તૃપ્તિમા કેમ છે ના!
રે તોયે સૌ હૃદય ધરતા તૃપ્તિની કેમ આશા!

જે છે તે છે સુખ દુ ખ અને તૃપ્તિ આશા અહિં તો,
જે પામો તે અનુભવી સુખે સ્નેહી લેજો તમે તો
સયોગી એ સુભગ દિલડા તૃપ્તિનુ આજ લ્હાણુ,
ઉઠો ઉઠો અતિ સુખ મહિં ભાન ના ભૂલવાનુ
ધીમે અર્ધી રવિ કરવતી પોયણી જેમ ખીલે, .
બન્ને તેવી મૃગનયનીની આંખડી ઉઘડે છે
એ આંખો તે પીયૂષ પિયુના અ ગને લેપી દેતી,
એ આંખોથી વશિકરણશી પ્રેમમૂર્છા વહેતી

ને ઘેરાતા નયન પિયુના ઉઘડયા દીર્ઘ સ્નિગ્ધ,
અર્પી દેતા હૃદય પ્રિયના પાદમા જેમ હોય,
પી લેઇને શરીર પ્રિયનુ નેત્રથી નેત્ર ચોટયા
મીઠા ભાવે રતિમય તહીં પૂર્ણ સત્કાર પામ્યા
એ દૃષ્ટિના અમીઝરણમા ગાન દૈવી ગવાતુ,
બન્ને આત્મા રસમય થતા ઐક્યનુ પાન થાતુ,
એ દૃષ્ટિમા લય થઈ ગઈ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વહેતી સતત ગતિએ તેય ત્યા સ્થભી ઉભી

ના ના રે રે વખતનદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પલ પણ નહિં પ્રેમીના કાર્ય માટે
બિચારાની સફલ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓહો ! એ તો જલદી જલદી આવી કે ઉડી જાતી.

જ્યારે બન્ને રસમય દિલો સાથ સાથે દબાયા
ત્યારે તેના ગ્રહ ઉપર ડ વાદળા દોડતા'તા,
ને હાવા તો ઘનદળ સહુ વિખરાઈ ગયા છે,
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે

ઓહો મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ લ્હાણું
કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોરૂં !
કેવા નાચી પ્રતિવીચિએ ઉરે ચન્દ્રનું બિમ્બ ધારે
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ઠ સાથે
હિમે ઢાંક્યાં ગિરિવરતણા શૃંગ શૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિ પુલઉરે ભૃંગ બાઝી રહ્યા છે,
આજે ક્યાંએ વિરહ દુઃખના મ્લાનિ કે અશ્રુ છે ના,
ક્યાંએ છે ના જગત પરની સર્વવ્યાપી કટુતા
પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાશી
જે જોઇને કલરવ કરિ ઉડતાં કેંક પક્ષી
પિયુ સાથે શયન કરતી સાભળી સુંદરી તે
બોલી "મ્હારા પ્રિયતમ ગઈ રાત્રિ ચાલી ! અરેરે !"
(આહા ! અંતે જન હૃદયને બોલાવાનું. "અરેરે"
કંપી રહેતા જીગર સુખમાં ઉષ્ણ નિશ્વાસ આવે
આંસુડાં જ્યાં નયન પરથી હર્ષનાં ના સૂકાયાં
ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં !)
ચોટી મ્લાનિ પિયુ હૃદયને સાંભળી તે "અરેરે"
ને અંગોમાં દુઃખમય અરે ! મ્લાનિની સુસ્તી આવે,
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખભરી પ્યારીના નેત્ર સામે
જે દૃષ્ટિમાં દુઃખમય અમી વ્હાલનું વર્ષી રે છે
બંને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં
ભારે હૈયે કુદરતતણું શાંત સૌંદર્ય જોતાં
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,
નાચી રહે છે કિરણ સલિલે રેડતાં રંગ રાતો

" કેવુ વ્હાલા ખુબસુરત છે વિશ્વનુ રૂપ ભવ્ય !
" નાચે કેવો સુખમય તહિં ઢેલ સાથે મયૂર !
" અશ્રુ, ઝીલે પ્રિયતમ કને હેતથી તે મયૂરી,
" ને તે દે છે મયૂર પ્રણયી પ્રેમની ચીસ પાડી
ચુમ્બી અશ્રુ, તુજ પ્રિય મખે ! ગાલથી લૂછી નાખુ,
જાવુ ના ના મુજ મહ રહે એટલુ નાથ યાચું, "
બોલી એ ત્યા નજર યમુનાતીર પાસે પડે છે,
ને ત્યા પેલું શબ નિરખતા નાથને એ પૂછે છે
" જોને વ્હાલા ! મૃત શરીર કો કેમ ત્યા છે પડેલુ !
" રે રે ! શુ ના જગત પર છે કોઈએ મિત્ર તેનુ ?
" રોવા તેને જગ પર નથી કોઈ ના દાહ દેવા !
" વ્હાલા ! તેનુ સુખમય હશે મૃત્યુ કેવુ થયુ હા ! "
જોઈ તેને પ્રણયી વદતો શાન્ત ગભીર વાણી,—
" હુ આવ્યો છુ ઉતરી યમુના રાત્રીએ હોડી માની,
" વ્હાલી ! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનુ હુ,
" ચાલો તેને નદીતટ જઈ અગ્નિનો દાહ દેશુ "
આભારે કે પ્રણયઉભરે શીશ નીચુ નમાવે,
ને પ્યારાના હૃદય સમ એ સુદરી ગાલ ચાપે,
ત્યા તો ' વ્હાલા નરપ લટકે ગોખની બારીએ છે, "
બોલી એવુ કૂદી પડી નીચે સુન્દરી ગાભરી એ
જોઈ તેને પ્રિયતમ કહે ઉરથી ઉર ચાપી —
" આવ્યો હુ તો ઉપર ચડી એ સાપને દોરી માની "
સુણી આવુ ચકિત થઈને મૌન્ય વિચારતી કે,
ચિતાવાળા સજળ નયને સ્વામીને જોઈ રે'તી

ત્યા ઓલાએ છત ઉપરથી ઝૂલતો એક દીવો,
હાંડીમાથી સરકી નીકળ્યો ધૂમ્રનો શ્યામ ગોટો.
તે જોઇ ને દઢ થઈ જરા ઉચ્ચરે આમ શ્યામા
"મ્હારા વ્હાલા હૃદય તુલસી! દાસ તુ રામનો આ
ફાની છે આ જગત સઘળુ, અ ત આ જીવવાને,
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાએ
શોધી લેને પ્રિય પ્રિય સખે સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને,
હુ તારી ને મુજ પણ સખે પ્રેમી આ દિલ તારૂ,
ને જાણીને હૃદય મુજ તો આજ ચીરાઇ જાતુ.
તારૂ તે ના તુજ રહી શકે તુટશે સર્વ મ્હારૂં,
માટે છોડી "તુજ" "મુજ" હવે દાસ થા રામનો તુ.
આ દીવો જો તુજ ગ્રહ બધુ તેજથી પૂરી દેતો
દીપ્તિ હીણો તિમિરમય છે ધૂમ્ર તો અંત તેનો
ભોળા તારા હૃદય સહ આ પ્રેમનુ જે શરીર,
તે તો વાયુ વતી ઉડી જતી આખરે અ ત ખાક
શુ છે હુમા? સુખરૂપ તને દેહ આ ના થવાની,
વ્હાલા, તેને મરણ પછી તો કષ્ટમા બાળવાની,
ટેકો જ્યારે તુજ હૃદયનો કોઈ કાઇ ન રેશે,
રોતા ત્યારે જીવિત સઘળુ પૂર્ણ તે કેમ થાશે?
તૈયારી તુ પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
ને મ્હારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી,
સૌડી ભીંતો તિમિર ગઢની દિવ્ય સ્થાને ઉડી જા,
ને તે માટે હૃદય તુલસી! દાસ શું રામનો થા

તેં શીખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સસારનો જો,
દોરી જા તુ મુજ ઉર હવે દૂર સસારથી તો
શુ શીખાવુ? શીખવ મુજને પ્રેમ વૈરાગ્યમા તુ,
જાગી ચેતી ઉઠ ઉઠ હવે ઉઘવા સર્વદા તુ"
ઉડુ ઉડુ હૃદય ઉતરી સાભળી આ રહ્યુ'તુ
ને પ્રેમીના મગજ ઉપરે ઉષ્ણ લોહી ફરતુ
નિદ્રામાથી દિવસ ઉગતા ઉઠતો જેમ હોય,
રાતુ તેનુ મુખ ત્યમ દિસે શાત ગભીર ભવ્ય
દૃષ્ટિ ફેંકી પ્રિયમુખ ભણી પ્રેમ ઔદાર્ય ભીની
બોલ્યો વાણી ગદગદ થઈ મેઘની ગર્જનાશી –
"રે કલ્યાણી! સખી! ગુરૂ! પ્રિયે પ્રેમની દિવ્ય જ્યોતિ!
તારે પથે વિહરીશ હવે જાળ જજાળ તોડી
સસારીને શીખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
ને અતે હુ મરીશ સુખમા રામનુ નામ બોલી,
ચાલો ચાલો નદી તટપરે ઝુપડી બાધશુ ને
વ્હાલા મ્હારા રઘુપતિતણા ગીત ગાશુ જ પ્રેમે
શૃગારી હુ તુલસી તુજ કયા? શાત વૈરાગ્ય તે કયા?
સસારી આ તુજ હૃદયમા જ્ઞાનનુ ઉગવુ કયા?
શુ વિચારૂ? મુજ મગજ તો બ્હાવરૂ આ બને છે,
શુ વિચારૂ? મુજ હૃદયમા આસુડા ઉભરે છે"
જન્મને જીવના કૃત્યો આકસ્માતિક સો અરે,
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિહાથ છે
"કરૂ છુ" ને "કર્યું છે મેં" જૂઠુ એ અભિમાન હા,
કરી તે શુ શકે પ્રાણી આ અનન્ત અગાધમા?

કલાપી

૧૩૨

## બાહુક

### (નળ દમયતીનો પુનર્યોગ)

(હરિણી)

ધપતી ધપતી વેગે રાત્રિ ધીમી પડી જાય છે
  ઉડુગણભરી પાખો પ્હોળી કરી ઉડી જાય છે
અનહદ ધ્વનિ ઉડે ઉડે ગભીર સુણાય છે
  ધીમુ વિકસતુ શીળુ વ્હાણુ શિશુસમ વાય છે
અણસમજુ એ બાલુડુ તો અબોલ હસ્યા કરે,
  બટુક ગભરૂ પાવો ગેબી બજાવી રમ્યા કરે,
બની રમકડુ હીચે ઝુલે ઉષા રવિને કરે,
  સ્મિતથી સુચવે "મોઘા લ્હાવા કસોટી પછી મળે."
હૃદય સરસા રાખી શાતિ અને સુનકારને,
  હસતી રમતી ગાતી ગાતી નદી વહી જાય છે
સુરખી નભની હાથેલીમા વધાવી નચાવતી
  મુદિત મુખડે બાલા ઘેલી વધે કુદી નાચતી
સ્થિર નજરને ન્હાના ધોધે નચાવતુ આ સમે
  અહિં ઉભુ હશે ઉત્કઠાથી ઉષા સમ કોણ એ?
તીર પર ઝુલે આરાવળી અલૌકિક વાટિકા
  ભવન વચમા ત્યાથી આવે ઉજાસભરી શુ આ?
વિમલ વસનો ધોળાવાળી સુમગળ મૂર્તિ ને
  ઝલક વદને નિરાશાની કરૂણ છવાઈ છે;
ઉર ઉછળતી ઉડી આશા છતા સ્મિત છાય ને
  પ્રણય પુતળી ગાતા રૂવે, રડી વળી ગાય છેઃ—

હો ભલા ભગવાન દેવા !
હો ભલા ભગવાન
દુ:ખીના વિશ્રામ દેવા !—હો૦
ભૂલી એ 'ગઈ કાલ' જાતા વ્હાણા ઉડયા કૈક વાતા
ત્હોયે આવી 'આજ' આ કાં ?—હો૦
દારૂણ દુઃખના પ્રતાપે કે વળે અંધારા આંખે
ના સૂઝે ભવને ભૂલાવે—હો૦
વૃત્તિ ઉઠતા તો, વહાલા તજી દે વિસારે વ્હાતા
ત્હોયે એ ન મટે મનમાન્યા ?—હો૦
વ્હાલા ને વિચારવાની ઉરની અમી-સરવાણી—
જીવતી ન સુકાવાની ?—હો૦
ભીના મર્મ સ્વજન ભોળાના કૈ ઘટે સતેજ થાવા
ઉરાડી અમીના છાંટા—હો૦
કે વિચાર્યું ન જાય એવુ, દુઃખડુ આ કોને કહેવુ ?
કયાં સુધી અમારે સ્હેવુ—હો૦
બાળકડાની બાહ્ય ધરોને ઉગારી નિભાવી લ્યોને
સ્હામે અમારી જુવોને—હો૦

પ્રતિ સમય આ, નાહી આવુ સ્તવી નમી તેજને
તટ—પગથીએ ઉન્હા ઉંડા નિસાસથી એ ચડે,
ઉર ધડકતે ભીની આંખે રહે નિરખી બધે,
જડ સમી દીસે સૃષ્ટિ નિત્યે છતા ઉભી કાં રહે ?
સુખ ગરીબડે રોવા જેવે કરે કંઇ શોધ ત્યાં—
લહરી શ્રવણે છાનુ કૂજી ગઈ સખીકૃત્ય ત્યાં,
પીગળી પુલકે વ્હીલી મુગ્ધા "વિભુ દીનના"—લવી·
વિરહિણી ગઇ ભૂલી રોવુ સુણી કંઇ ખ્હાવરી

ચપલ ચતુરા ચમકે એવુ એ શુ હશે ભલા ?
પરિચિત સ્મરે પૂર્વાવસ્થા ચકિત જ ચચલા
"સ્વજન–સુર એ એનો એ હા ! ખચિત મધુર એ"
વદી ઉમળકે, આવે ત્યાથી, જવા વ'ી, સુર એ,
ચીરી સમીપની ઉડી ખીણો ભયાનક ભેખડો—
પતિત જનની પીડાનો શુ અવાજ હશે થતો ?
ખડક સમી એ કાળી કાળી કઠિન જ ભેખડે—
કઈ સમયનુ કો એ જોતુ ઉભેલ લવ્યા કરે ?
સ્મિત રૂદનના ભૂલી ભેદો ગઈ હતી આખ એ
તહિં લીસરડા ઝાખા આશા ઉડેલ તણા વસે
વિતક વરસ્યા કૈ ક તેથી ફરી ગઇ આકૃતિ
સ્વજન પરખે એવી મુદ્રા ન જેની ય તે લવે—
"શુ ઉડી ગયુ એ ? પખી મ્હારા ! ઉડી ન જઇશ તું
લલિત મધુરી આ લીલાના અમાનુષી સત્ત્વ તુ !
કરૂણ ગીતડા ગાને, ગાયા ન કા કર તુ હજી ?
મુજ ગરીબની ઓછી ઇચ્છા ન કા કર તુ પુરી ?
વિદય નવ થા છુપી ગાજે ભલે સ્વરમૂર્તિ ! તુ
સહચરી ઉડી સ્વપ્નુ ઉડ્યુ જશે પણ ઉડી તુ ?
સ્મરણ ઉખળ્યા તુ ગાશે તો વ્રણો શમશે કઈ
વ્યથિત જનની તૃપ્તિ ટાળો ન શાત્વન કા દઈ ?
પ્રતિપળ દિને કે રાત્રીએ સુતા ત્યમ જાગતા—
તરવરી રહે વસ્તુ વ્હાલી તણી પ્રતિમા સદા,
મુજ અધમતા કેરા ચિત્રો ચીરે ઉર હોય ત્યા—
સુખ અધિક હુ માનુ છાજે ઘડીક ન એ છતા !

પ્રિય સ્વજનના મીઠા સ્વપ્ને મથુ શમવા ય ત્યા—
સઉ પજવતા ત્રાસે પ્રાણી ભવે અળખામણા
અજબ સુર એ ઉંડો ગેબી સમીપ સુણાય ક્યા ?
પરિચિત સમી સિંચી શાંતિ ગયો શમી એય ક્યા ?
રહી હદ હવે આવી ! ત્રાહી ! સહિ ન શકાતુ કૈં
પ્રિયજન વિના હૈયુ ખાલી કરી ન શકાતુ કે
પ્રણયીજનને વ્હાતા પાછુ જુવે નવ પાતકી—
ઘટતી જ દશા આવી એવા કઠોર નઠોરની !

કઇ સમજતા શીખ્યો ત્યાથી તવાય જ્વરે તનુ
અનુભવ મને વ્હાલાઓના વિયોગ તણો બહુ
નથી વિરહ કે ઉંડી પીડા ખમાતી જરી હવે
રતિ નથી રહી, નીચોવાતા ભવે કઈની મને
વળી હદ વિધિ ! જોને બાપુ ! દયા કરી દે ક્ષમા
ઘસડી ઘસડી છોલે છુંદે છના તુ જુએ ન કા ?
નવ ઘસડ તુ, આધી આવે અગંકિત અકાળથી
વિવિધ દમને શાંતિ સ્વાને દીઠી ન કદી જરી !

વિધિ ! ઘસડતા વ્હાલાએને જરા સ્મરવા જ દે,
પ્રણય સુખની ચાહી મીઠી પળેક છજાવ ને
મુજ અધમને આવી ઓઠી વસે ઉગ્ર વાસના—
કૃપણ ક્યમ થા બાપુ ! તેને ઘડીક નિભાવવા ?
કઈ નહિ, ભલે, વ્હાલા સત્ત્વો અલૌકિક વિશ્વના
રમત રમજો ગાતા નાચી અજાયબ રાસમા !
કુસુમસ્મિતના લીલા લીલી ધરે તમને જ ત્યા—
ઉર—ઉકળતા આસુ ઉન્હાની અજલિ અર્પુ કા !

સમજ સરતા મ્હેરી બુદ્ધિ કરે કકળાટ તો
સહૃદય થઈ, ભોળા વ્હાલા ! ન તેય વસાડજો·
પણ શિખવજો ગાતા મીઠું દ્રવી રસ તૃપ્તિનો
સમ વિષમ એ ઉંડા ભેદો ભવે સમજાવજો,
કંઈ નહિ કહ્યુ ! મુગા મારે દ્રવિશ ન આંસુડા
વિગત ભૂલવા કે કૈ મિષે મથુ ત્યમ હારૂ કાં !
હૃદય ઉકળે રોમે રોમે વરાળ ઉન્હી વહે
શરીર થીજતા વાયુ થડે, જવય લવી મુખે
ગભરૂ વયની ભોળી આંખે કુટુમ્બ પ્રજા વસી
અવર ન હુતી આશા, સેવા વિના મુજ એ તણી.
જનસમૂહમા સિંચી શાંતિ કૃતાર્થ થતા થના—
સુખદ સમયે વર્ષો કેવા વહીય જતા હુતા ?
જીવિત જગને રિદ્ધિ સિદ્ધિ પ્રવૃત્તિ સદા રચે
સ્મિતભર મૃદુ તૃપ્તિવળી નિવૃત્તિજ ભોગવે
રમી ઉર રહે સ્વપ્નામા યે પ્રજાહિત રોજ ત્યા—
શમતી સુખમા એના, મ્હારી પ્રવૃત્તિની વાસના
હૃદય પુલતુ આનન્દે આ પવિત્ર વિચારમા
ખબર ન હુતી રહેવાની છે ભૂલેની પરપરા,
ખમવુ વસતા વ્યષ્ટિમા કા સમષ્ટિની ભાવના ?
જનસમજમા ના આવે કા અભેદ અનેકતા ?
જનની વસુધા કરે અકે સુગધ-રસે-ભરી—
વળતી, રમતા અતે સૂતા, નિરાત હસાવતી.
ગુણવતી પ્રજા સ્વપ્ને સ્વપ્ને મનેજ વધાવતી
નિરખી રહી એ સતોષે, કે સ્મરૂ સ્થિતિ પૂર્વની.
ચળકતી ન્હડે લીલી લીલી લતા સર સુન્દરી—
તટ-તરૂ પરે, ધીમી ધીમી છવાય બધે રતિ.

પ્રિયજન નીચે નાચે ઉંચે ઉડે કલહંસ કૈં
કુસુમ કુમળા માળા રૂપે લચી સ્મિત છાય ક
હૃદય વસતી વેલી વ્હાલી તણા સહચારમાં—
સહચરી અને આત્મા મ્હારા સુવૃત્તિ વિચારમાં
અહિં રચી, લીધા લ્હાવા, લ્હાણા દીધા, સુખ સ્વર્ગના·
વળગી વળગી પુલ્યા ફાલ્યા વસંતની છાયમાં
ગુણીયલ સખિ ગૌરી શાણી ! ગણુ પરિણામ આ—
સુખદ તુજ સૌ ઈચ્છાને હો અધીન થતા સદા
સ્થિતિ અવનવી એ ક્યાં ? આ ક્યાં ? જડી વિકૃતિ જગેઃ
સમજી ન શકું આ ત્રાસેથી અનુગ્રહ શું થશે ?
સ્મરૂં છું દિન એ કલ્યાણીને જરી કચવાવતાં—
વિપરીત દશા વ્હોરી લીધી પડયા દુઃખઝાળમાં
જગ-કપટમાં ભોળે ભાવે ભમાઈ જરા જતાં—
અધમ જનના સંગે પામ્યો અધોગતિ ખેલતાં
સમજ વિફરી પોતાનાને પીડા દીધી સામટી
શતમુખ ગતિ આ પાપીના થઈ વિનિપાતની
વિષ જગતના દશે વ્યાપ્યું ફરિ મુજ આકૃતિ
જીવિત ભગ્નમાં જાણે કોઇ ન બાહુકને કહિ,
પ્રિય પ્રિયતમા દેવી ! આ શું ? સતિ મુજ સાધવી !
કળી ન શકતું બુઠું હૈયું અજાયબી આજની
પૂછવું પણ કાં ? મેં તે શું શું અકાર્ય નથી કર્યા !
વિપરીત અને બુદ્ધિ વ્હેરી વિનાશ કરાવતા
કંઈ નહિ ભલે ! ઘેલા લોકો ગમે ત્યમ છો ગણે
મુજ મનગમી હેતુ ઇચ્છે બીજો ન કદી મને

ન વનવગડે મેલી મે શુ ? કઠોર થયો ન શુ ?
દુ ખી મુજ દુ ખે એવીને મે દુભાવી ન એમ શુ ?
સહૃદય પ્રિયે ! તારા જેવી તુ મ્હારી અરૂધતી
તુજ વ્રતથકી હુ જેવાને વસિષ્ઠ બનાવતી
કુલ તુજ સમી આ લીલાના ધરીશ સુલક્ષણી !
ચરણરજને વદી ત્હારી, લઇશજ નિરખી
લઈ તુજ રજા, જોતા રોતા પળીશ સ્થળે કઈ
કમનસીબને સારૂ છે કે શકીશ ન ઓળખી
નળ તુજ ભમી પુણ્યશ્લોકી અબોલ અજાણ આ
જીવિત કરશે પૂરૂ ઝાખી કરી તુજ આજ હા !
મુજ જીવસમા બાલુડા ! હો સહુજ ભૂલી જવુ
ઉર શમવજે, દેતા દેવી ! ક્ષમા દમયતી તુ
જીવન મુજ છે નીચે નીચેજ ભેરવજાપશુ !
મલિન જીવને પ્રાયશ્ચિતે નથી નિજ પાપનુ !
મૃદુ, ઉર ! બને શાને કર્મો કઠોર કર્યા છતા ?
બળી સળગી જા ! ત્હારી રાખે સમાધ ચણાય કા ?
સ્મરણ રસળે વ્હાલાઓનુ ! ઉરે પડ ઉખળે !
શરણ તુજ લે ! મૃત્યુ મીઠા ! ન આશ હુતાશને ! ! ”
પથિક વદતા આવી રીતે નિરાશ અતિ થયે
શિર ખડકમા કટાળાથી અફાળી પડે નીચે,
શિર થકી વહે લોહી ઉન્હુ ! ન્હડે ચકરી—ઢળે
સહૃદય ઉરે ભૂલોના ઘા રૂઝાય ન આ ભવે
કુદરત અલી ! અ વી કા તુ અજાણ સમી ઉભે ?
હૃદય–ભગિની ! ત્હારે ના હો નમેરી થવુ ઘટે

ગરમી ભરતા દર્દી દીલે ઘટે હુફ આણવી
શરણહીનને પપાળી, લે સ્વઅંક, દયા ધરી !
લહરીપર કે વેળા વાધે સવાર વળી ધપે
પ્રિયમયી થવા ધીમે ધીમે વિકાસ ઉષા ધરે
કુદરત સમુ સ્પર્શે ત્યા કો ઘવાયલ વીરને
વળગી વળગી જોતા રૂવે, ન બાહુક તે સુણે

(કાલીંગડો)

"શાત થાવ સ્વસ્થ થાવ
સ્વામી મ્હારા શ્યામ ! હો ! ધ્રુવ

વિતકને વિસારીયે વાક નવ વસાડીયે
વિસરીયે વિભુને નહિ, નથ ! હો—શાત

દુ ખને પ્રજાગવા-ઉરને ઉજાગવા
ઉગે જુએ આશાનો ઉજાસ ! હો-શાત"
ઉકળી ઉછળ્યુ હૈયુ ગાતા છળી દમયતી એ
વિનવી વિનવી દુભાયેલા જગડની કથને
અશરણ સતી હૈયાસ્રની અધીરી ખ્હીતા રૂવે
કઈ ન સમજે ! ઘેલી એ તો લચેલ લવ્યા કરે —
"રસ જીવનના ! વ્હાલા ! ન આમ વ્હાલા ઘટે કદી !
અધીન નજરે ના જુઓ કા ? ઉભી તુજ આ સખી !
પ્રિય ! ટળવળે ત્હારી આ જો બળીઝળી વેલડી
ઉભય બળતા મુગા મારે ! ન ભસ્મ ઘટે થવી !
તુજ હૃદયની ઉડાઈનો મને જ ઉકેલ છે
પ્રકૃત જીવિતે લાગ્યા ઘાનો ઉકેલ મને જ છે

મુજ વિણ ન તુ, ઓ વ્હાલા, ઓ! ન નૈષધ વિણ હું-
ધીરજ નથી હો! જાગો વ્હાલા! હવે ન ઘટે સૂવું"
કરૂણ રસને અબ્ધિ ઉંડે પડયા પણ ના ડુબ્યા!
કલહ વિચિના વ્હાલા! કે કયાય આમ ફરી મળ્યા!
કઇ નિતરતા આસુડે તે પ્રકાશભર્યા થયા!
પ્રણય પ્રભુની એ સેવાના, અહો! ફળ આ મળ્યા!
સ્વજન સ્મરણે દૃષ્ટિયોગે પ્રદર્શન પ્રેમના
પ્રતિપળ થતા તે વ્હાલા! તે જગે પ્રકટાવવા
અનુભવ ઘડયા અગે સિદ્ધિ ભરી પ્રભુતા વધે
બસ વિહરિયે ચાલો વ્હાલા! જગજ્જનસેવને
પરિચિત થતા ઝખેલુ એ રસાયન સ્પર્શનુ
રૂધિર થડકો થભ્યા! શાતિ ભર્યું શિર તો થયુ
નયન ફરકયા તે સાથે કે ઉઠી પછડાય ને
નળ વિમળ એ એનો એ તો નમે દમયતીને!
ભૂલ સમજતા સર્જેલી ક રૂઝાવ વ્રણો ઉડા
સહૃદય ઉરે સધાશે કે સળે સળ સામટા
પટપર ખીલો કે કૈ રગો અનત વસતમા
લલિત ફુલડા મધ્યે નાચો વિમુગ્ધ વીરલા

લલિત.

૧૩૩

## ઉત્તરા અને અભિમન્યુ

અનુષ્ટુપ

"ધાઓ, ધાઓ, અરે નાથ! ઉગારો અગ્નિઝાળથી."
લવતી ઝબકી જાગી નવોઢા આસુ ઢાળતી

વસન્તતિલકા

“મ્હોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી!
કોણે ત્હને મધુર નીંદરમાંહિ ડારી?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ?’
એવું વદી જ રણધીર નવીન નાથ
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ,
ખીલી ગુલાબકળી ઝાકળ બિન્દુ ધારે,
એવા કપોલ પર આંસુ ધીરે સમારે,
ને સ્પર્શી ત્યાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી—
“શું છે? મીઠી! થયું શું? આવડી કેમ કાંપી”
મુગ્ધા ફરી હૃદયસાથ ધિરેથી ચાંપી

અનુષ્ટુપ્

ઉખેડી ભૂમિથી નેનો રોપિયા પતિનેનમાં,
લસતા દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગુંથીને નવાં,
ફરી કંઠ ઉંચો કાંઇ અબોલા ક્ષણ એ રહે,
પછી દીન બની સ્વપ્નાતણી વાર્તા બધી કહે—

ઉપોર

“આજે નાથ! બન્યું વિપરીત
તમને તે કહું શી રીત?
જાણે પુરૂષવેશ જ ધારી
મ્હેં અશ્વે કરીછ સવારી,
ધારી ધનુષબાણું હું ચાલી
મૃગયાકાજ વનપથ ઝાલી,

સુન્દર એક ત્યા સહકાર,
તે પર બેઠુ છે સુકુમાર
જુગલ કપોતકેરૂ મીઠુ,
કરતુ પ્રેમકેલિ દીઠુ
મૂર્ખી હુ ખરે બની કાઇ
બીજુ કાઈ સૂઝ હુ,
ને શર ફેંકી નર તરૂડાળ--
પરથી પાડીયો તત્કાળ,
સહસા ત્યાહિ અગ્નિજવાળ
ઉપની કપોતી કેરે ભાળ,
કુદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજ કને ભરી ફાળ,
જિહ્વા તીવ્ર નચવી અનેક
મુજને વીટી વળિયો છેક
છોડી સર્વ બીજા અગ
અબોડો ધર્યો નિ શક,
છળીને એકદમ પછી જાગી
કરવા રૂદન હુ તો લાગી ”

સોરઠો.

એમ વદીને નાર સહસા આસુ રેડતી,—
“ સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ ઓ ?
અભાગણી હુ મોહ ! ઊધી મતિ શાણે સૂઝી !
બીજુ જડયુ નહિ કોઇ ? કપોત પ્રેમી શે હણ્યો ! ”

વસંતતિલકા.

"શાને મીઠી ! તુ ગભરાય અતીશે ?
આ સ્વપ્નમાહિં નવ વાસ્તવ કાંઇ દીસે—
જો ! પેલી વાગી રણદુદુભી રમ્ય ઘોર ?
રે ! અશ્વ ! અશ્વ !—સખિ કંઠ હવે તુ છોડ."

ઉધોર

"વ્હાલા ! ન્હોય દુદુભી નાદ,
એ તો મેઘ ગાજ્યો આજ,
બંધન કંઠનુ કયમ છોડુ,
મુજને ભય નથી કંઈ થોડુ,
પેલી અગ્નિકેરી ઝાળ
આવે ઓ ! જુઓ શી કરાળ !"—

શિખરિણી

"અરે ઘેલી ! એ શુ બકતી ?
બધી એ સ્વપ્ના ભ્રમણા—

દ્રુતવિલંબિત

તુરગ જો મુજ કાંઇ ખુખારતો,
'રણ ચઢો' ક એમ પુકારતો,
નહિં વિલમ્બ હવે કરવો પ્રિયે !
કદિ જ ધર્મ તજ્યો નથી ક્ષત્રીયે"

ઉધોર

"ક્ષત્રિય ધર્મ જો પ્રિય થાય,
તો તો કરી કોટી ઉપાય

સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત,
પેલી તીવ્ર અગ્નિજ્વાળ
મુજ પૂઠળ ભમે ચિરકાળ
ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ"

વસંતતિલકા

"છે એક જો ! સબળ નિર્બળનો જ પાતા,
વ્હાલી ! હવે સ્થિર થઇ ધર ચિત્ત શાતા—
જો ! દેખુ આ અસિ ય્હણે ચમકે અનંત,
ને ચિત્ત આ ચમકીને બન્યુ વેગવંત"

દ્રુતવિલંબિત.

અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે—
તુરગના પગલા યુવતી સુણે

અનુષ્ટુપ

દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડુબી,
ભૂલી ત્રિકાળને મુગ્ધા અનિમેષ રહી ઉભી.

નરસિંહરાવ.

---

## ૧૩૪
## દેવયાની

"રજનીથી ડરૂ તોયે આજે એ લેખતી નથી,
ક્યા છે ! ક્ય, સખે ! ક્યા છે ! કેમ હુ દેખતી નથી !"

લબાવેલા સ્વર મધુર આ વ્યોમ માહિં તરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે,
ન્હાના ન્હાના વપુ ધરી શકે શોધતા એ દિશામા !
રેલતા એ રતિ વિવિધ શી કે શશીની નિશામા

દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થયેલી
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી,
તે આ સ્વભાવસરલા કરી દોડ નાની
બોલાવતી ધસતી બાલક દેવયાની

વરે જે શોભાથી વન વન વિષે બાલ હરિણી,
સરે વા જે રીતે સુરસરિતમા સૌમ્ય કરિણી,
કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે જ્યા અટકતો
શશાક પ્રેક્ષીને સુભગ મણિ સે થૈ ઝબકતો !

તરૂઓ અભિનદે આ અગો લલિતને નમી,
સમગ્ર નભ વર્ષે છે, આહા ! ઉપરથી અમી

થડો મીઠો કુમુદ વનનો માતરિશ્વા વહે છે,
ક્રીડન્તો જ્યા તરલ અલકશ્રેણિ સાથે રહે છે,
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય

જેવી તરગશિખરે જલદેવી નાચે,
વક્ષસ્થળે શિશુસમી ગણી સિધુ રાચે,
અજ્ઞાત તેવુ રમણીય નિહાળી લાસ્ય
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય

હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી,
વિલોકે સામે ત્યા ત્વરિત ચરણોની ગતિ થતી,

રહ્યા બન્ને બાજુ તરૂવર નહી કે ચમા,
વસેલુ આવીને પણ સકલ સૌદર્ય કચ્ચમા
રોહિણીપતિના માથે રશ્મિઓ રમતા હતા,
તુહિનાચલના જાણે શૃગમા ભમતા હતા,
શોભિતા શા સહુ અવયવો, સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામા ઠરેલા,
ગાલે, નેત્રે, સકલવદને, દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાને એ વિશદ કરતો સ્વચ્છ આત્મીયહાસે

આકાશમડલ ભણી દગ એ નથીજ,
વિશ્રામ આજ નથી ભાતિક કોઈ ચીજ,
નેત્રો નિમીલિત થતા હૃદયે તણાય,
અધ્યાત્મ ચિન્તન નિમગ્ન થયો જણાય

હવે તો આ આવી સમીપ ગુરૂકન્યા કચતણી,
અવસ્થાને જાણી નહિ, અગર જાણી નહી ગણી,
"નિહાળે શુ ? હા તો સકલ સમજુ આ ગમનને,
નહિ, નીચી દૃષ્ટિ–અરર ! અવમાને ગગનને "
કર સાહી કહે મીઠુ "વ્યોમ સાગરને તટે,
મુખ તો વિધુલક્ષ્મીનુ જો સખે, આમ ના ઘટે "
પાડી નાખે તનુ પર પડ્યુ બિન્દુ જે હેમ આવી,
ઝાડીમાથી મૃગપતિ જરા યાળ જેવો હલાવી,
કીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે જ્યા
ઝાખા જેવો શશી પણ થયો દૈન્ય દેખી નભે ત્યા

સાશક ભીરૂ નિરખી રહી આસપાસ,
ન્હાનુ દિસે મુખ અનાદરથી ઉદાસ,

ધીમે હવે કચ ભણી જ્યમ એ વળે છે,
તેવુજ હા ! ઉતરતી દગને મળે છે
જરા જોયુ ત્યા તો અતિશય દિસે છે પ્રસરતી
કુમારીને લજ્જા, નયન પણ નીચાજ ધરતી,
રહી વેળા થોડી કચ પણ હવે આમ ઉપરે,
હતુ ધીમુ તોયે, પરિચિત છતા એ બહુ ડરે
' અવસ્થા ભેદનુ, દેવી, તને ભાન દિસે નહિ,
મુગ્ધા શુ સમજે છે તુ બાલભાવ બધા મહી ? ”
રે ! રે ! એને શ્રવણ ન કદી વાક્ય એવુ પડેલુ,
હૈયુ એનુ મૃદુલ વિરલુ ગર્ભમાથી ઘડેલુ,
આસુ આવ્યા નહિ પણ બની બાલિકા છેક ઝાખી,
ઊભી યત્ને વિવશ ચરણે મર્મ નિશ્વાસ નાખી
આ તે ઉભી કુમુદિની સરખી નમેલી,
જે ચદ્રની વિકૃતિને ન કદી ખમેલી,
લાવણ્યને વિવશ જોઈ નહી શકે જે,
ચિત્તે બહુ વખત રોષ કયહા ટકે તે ?
સ્વસા જેવી જેને દિલગિર કરેલી નહિ કદી,
રહી સાથે જેની શિશુ સમ બનેલો પણ સદા,
કરી આવી તેની સ્થિતિ નિજ કઠોર પ્રવચને,
થયો પશ્ચાત્તાપ પ્રબલ મનમા તુર્ત કચને
શબ્દ સાત્વનને માટે શોધે પણ મળે નહી,
વિચારે બહુધા તોયે કઇ ચેન વળે નહીં
રોતી હોશે અવનત મુખે એમ શકા કરીને
ઉચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને

“બાલે શુ છે વદ નભ વિષે ? સજ્જ છુ સર્વ જોવા
તારી સાથે, અધિક રડશે તો પછી સાથ રોવા ”
રોકેલ અશ્રુદલ જે હૃદયે જડીને,
ભીંજે કપોલ કચના હવણા પડી તે,
છાયુ હતુ ઘનપટે મુખ ખેદના એ
ત્યા એ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાયે
ધરી હૈયાસાથે સદય મૃદુ આલિંગન કર્યું
વળીને ઓષ્ઠેથી મધુરૂ વદને ચુમ્બન ઠર્યું,
ઠરી નીચી હાવા સજલ નયને એ નિરખતો,
છવાયેલુ હર્ષે વદન દિસતા હર્ષિત થતો
સ્ફુરે લાવણ્યનુ શુ આ પરિવર્તન અ ગમા !
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન ર ગમા !
શોભે જેવી શુચી નિસરતી માનસેથી મરાલી,
વર્ષા કેરા વિમલ જલમા નાચતી વા મૃણાલી,
ઓચિ તી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ,
બાલા તેવી બની ગઇ ખરે ! અદ્ભુત સ્પર્શથીજ
વૃત્તાન્ત પૂર્વે સઘળુ વિસરી ગઇ એ,
દ્રષ્ટવ્યમા દ્વિગુણ બદ્ધ હવે થઇ એ,
સ્નેહોર્મિથી સદયની થઇ આખ ભીની,
જોતો રહ્યો સરલતા કચ સુદરીની
તરે જે શોભાથી વનવન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમા સૌમ્ય કરિણી,
કરે એવુ જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે ત્યા અટકતો
શશાક, પ્રેક્ષીને સુભગમણિ સે થે ઝબકતો !

વિશુદ્ધ સ્નેહનુ જોડુ વિશ્વ સૌદર્યમા વહે,
વિલાસી વિધુને તારા નભથી નિરખી રહે !

મણિશ કર.

---

૧૩૫

## સ્નેહનું સ્વપ્ન

' હા ' હા ' આઘે રવિની સુપ્રભા વિરમી સિ ધુખોળે,
ને ભાનુ એ પ્રિયની પ્રતિભા શોધતો રશ્મિ ઢાળે
ધીરી રેલી જલધિ ફલતા ઉજ્વળે વિશ્વ સીમા
મોઘા પેલા પરમ સુખના વાસ બીજી ભૂમિમા ! '
ગહુન કો ઉરના પટ ખોલતુ,
અતુલ મજુલ માર્દવ બોલતુ,
જલધિમા કઈ ઉડુ શુ શોધતુ,
કરૂણ કો ફરતુ હતુ ચેતન
' વિશાલા વ્યોમની શોભા ઉગે ને આથમે અહિ,
તેજ સૌદર્યના ભેદો રમે ને વિરામે અહિ
પેલુ ન્હુાણે ઝરણુ ગાન લલિત ગાય,
ઉ ચે ઝઝુમી રહી ચદ્રકલા જણાય
સક્રાન્તિ તે ગીતની, ચન્દ્રકલાની વ્યાપી
કુજે સખી ! ત્યહિ થી પ્રેમપ્રતીતિ આપી
શ્રમતણા દુ ખભાર વદ્ય કરી
ચરણપકજ મદ જ ચાલતા
ઝરણની તટકુજ સ્મૃતિ ભરી
નિરખતી સ્થિર તે હતી બાલિકા.

રૂપેરી રશ્મિત તુને હિંડોળે મંદ ઝુલતો,
ઘેરી લીલી તરૂકુંજે ઝરો સ્વચ્છન્દ ખેલતો
આછુ ધીમુ તિમિર રમતુ રેલતુ ત્યા છવાય,
ત્હેને ઘેરી શશીનુ ઉજળું તેજ ઉડુ સુહાય,
શોકાર્તિમા ડુબતી ડુબતી બાલિકા મન્દ થાય
વ્હાલા ! સ્થાનો પરિચિત બધા આજ ઝાખા દિસે છે'
પ્રાણેશના સ્નેહસ્થળો વિલોકે,
ને અશ્રુ ભીના કીકી કાળી રોકે,
અસખ્ય આખે નભ સૌ જુવે તે,
બાલાતણા નયન ચન્દ્રસુધા લ્હુવે છે
શોક–પ્રેમભર્યું હૈડુ મહુમા ગીતમા દ્રવે,
મન્દ આર્તિતણા સૂરો ભળે નિર્ઝરને રવે
પ્રિય ક્યા હશે ?
જન—વન વિશે ?
ના, ના, નથી પ્રિય દશ દિશે
પ્રિય ! જ્યા તુ હો ત્યા ઝ્હીલજે મુજ સ્નેહપૂર્ણ પ્રણામ આ,
ઓ સ્નેહના સ્વપ્ના ! કદી મુજ ઉરથી ના દૂર થા
વિલસતી અયિ સખિ ચન્દ્રિકા !
નર્તતી વિકસિત લહરિકા !
અયિ કુંજ ! સ્નેહની મુદ્રિકા હૃદયે મૂકી તમ દેખતા
—કહેજો પ્રભુને—તે રહી છે હૃદયમાહિં અખંડિતા
ઓ વ્યોમ ! સૌ જોતુ, રહસ્યો વીણતુ ।
બ્રહ્માંડના ઇતિહાસ કાલ ! ઓ ! જાણતુ,
પ્રિયના વિખંડિત આત્મને કંઈ સાત્વના ઉંડી આપજો,
મુજ ભીષ્મ અવિરત પ્રેમયોગની સાક્ષી સર્વે પૂરજો

પ્રિય ક્યા હશે ?
નથી વન વિશે,
નથી જલ, ગગનની દશ દિશે,
પ્રિય ! જ્યા તુ હો ત્યા પહોચજો તુજ બાલસ્નેહિની વદના,
ઓ સ્નેહના સ્વપ્ના ! કદી મુજ ઉરથી ના દૂર થા !
વિસ્તારેલુ નીલ–ધવલ તે વ્યોમ જ્યોત્સ્ના ભરેલુ,
ને ગભીરૂ યુગયુગતણુ નીર ઉડુ ઉભેલુ,
ગુજી ત્હેમા ધીમી ગઇ ગમી ઘોષણા મદમદ,
આઘે આઘે તટકુહરમા એક યોગી વસે ત્યા
અસ્ફુટ શોકના ગીતો વાય છે વાયુના દળ
આવી વિશ્વઉદાસી કો શોધે છે નિર્જન સ્થળ
વાત્સલ્ય છાયા નયને ઠરેલી,
રેખા ઉડી ચિતનની પડેલી,
તે રેખ ધોઈ સ્થિર નિશ્ચય કાઇ લેતો
યોગી ઉઠયો જલકિનારી જ્વલત જોતો
હસતી કોમલ રાત્રિ દિગન્તમા,
વસતી સિધુની ઊર્મિં વિલાસમા
લસતી કૌમુદી વિસ્તૃત કાન્તિમા,
વરસતી પ્રભુની વમની ઝણ્યો
'રાત્રીની લલિતા શોભા વિરાજે વ્યોમને વિશે,
વિશ્વની માધુરીને યે રસતી સખી ક્યા હશે ?'
મોતી ભરેલ અનિલે અમી પાઈ વીંઝ્યો
તે કેશપાશ ગુથી પુષ્પકલા સરીખો
શીર્ષે સુહાગમણિ શો શશીરાજ સોહે,
ઉભી પ્રકાશી મુખ મેદિની મુગ્ધ મોહે

મંજુ પેલી અનિમિષ ઘટા કુંજની મન્દ ઘેરી
ઝીણું વીંઝે સુભગનયના શાન્તિ પાંખો રૂપેરી,
યોગી ચાલ્યો ઊંડુ નિરખતો પત્રગ્રન્થિ સુહતી
શ્યામોજ્જવલ તે ઝરણપટ ને ચંદ્રિકા ત્યાં વહતી
'પ્રેમદીક્ષા લીધી તે હા! પૂણ્યભૂમિ હમારી એ.
તે જ તેજ ભરી તોયે શૂન્ય શોકાર્દ્ર શી દીસે!

ગગનમાં શશિમંડલ રાજતું
જગતને અમી રેલી વધાવતું,
પ્રિય! ચુમી તુજ આંખડી ઓપતી—
રસિકડી! થઈ તે હતી ના હતી'
સરી ઝર્ઝર નાદ સમીર કરે,
તરીને તટમાં લહરી પ્રસરે,
ધરી ઉજ્જવલ તેજ, ધીરી મધુરી
નીતરી સ્વમાલ કંઈ અધુરી

'સ્નેહગીતે સુહાવી તે વનશ્રી આંસુડાં દહે!
આત્મજલ સિંચી પોષ્યું તે અશ્રુધાર શે સહે?

એ કુંજ દ્વાદશ વસન્તવિભૂતિ લાવી,
સાનંદ દ્વાદશ શરત્‌શશિએ સુહાવી,
મેઘે સુરમ્ય જલ દ્વાદશ વેળ સિંચ્યું,
તોયે સખી! ન ખીલ્યું હા! મુખપુષ્પ મીંચ્યું,
જ્યોત્સ્ના તરંત શુચિ મેઘ નભે નમેલો
લીધી વિદાય સખિ! ત્યાં ઉર ચુમી ચુંબી,
ત્હારી પછાડી ઢળી વેલડી લુમી ઝુમી,
મ્હારી અગાડી પ્રસર્યો જલસિંધુ પેલો.'

રમ્ય તે કાલના સ્વપ્નો લોચનોમા રહ્યા રમી,
ઝબઝ્યો ભીંજ્યો ચદ્ર તેજ ઉડા ઝમી ઝમી

'જલધિના જલમા સખિ! આથડયો,
અવનિના વનમાય જઈ રડયો,
દહન સૌ સ્મૃતિ કીધી વીણી વીણી,
શતશરે પુટી સર્વ ઝીણી ઝીણી
સહુ ભુસી સખિ! તે ચરણાવલિ
ખણી ગુહા ઝરીને નયનાજલિ
જલવને ઉડી પાથરી આખડી
પ્રિય! હવે નિરખુ તુજ વાટડી'

સ્મૃતિને ગુજતો આવ્યો યોગી નિર્ઝરને તટે,
સમદુખી દીઠુ કોઈ સ્નેહની શોચના રટે
પત્રો પુષ્પો લળી લળી ચુમે રમ્ય તે ભૂમિછેડે,
ધીરૂ ઢોળી ઝરણુ નિધિના નીરમા નીર રેડે,
રોતુ રોતુ સહુ નિરખતુ નેત્ર કો ત્યા ઉભેલુ,
ઘેરૂ ઓરૂ, વિકલ વિધુર, આસુડાથી ભીંજેલુ
એકાન્ત સ્તબ્ધ દૂર ચેતન કો ઉભુ છે,
છાયા વિશે કઇંક ત્યા જઇ યોગી પૂછે,
"બાલે! શુ સુખ જગમાહિ ન દીઠુ કાઇ!
કે સિધુને જલ તુ શોધછ એવુ આહિ?"
મેઘવાયુ સમા શીળા ઘટ્ટ શબ્દો ઉરે ઢળ્યા
અશ્રુરૂદ્ધ મુખે કાઇ ઉત્તરો પણ ના મળ્યા

તિમિરને ધ્રુતિના ગુથી વાદળો
ક્ષિતિજ તે જલનિ રચતુ સીમા,

ગહન કે સુખસાત્વનના સ્થળો
નયન ભાળતુ ત્યા ઉડી ભૂમિમા.
" બાલે ! નથી જગતની જલની સીમા એ
જ્વાલા પ્રચડ નહિ દુ ખની ત્યા વિરામે,
આવા અઘોર નીરગર્જન ગર્જતા ત્યા,
આવી જ દુ ખ સુખની ભૂમિકા વિકાસે
અન્ત, બાલે ! નથી એ તો, ધૂમ્રશી ભ્રાન્તિકોર છે,
કલ્પિતા એ કમાનોની અનન્ત શ્રેણી ઘેર છે "

આઘી આછી ભૂમિમા વિષમ વન વિશે, વૃક્ષના પુષ્પ ભારે,
શીળા જ્યોત્સ્ના વિહારી ઝરણની ઝીણી શી ઘોષણાના વિહારે,
ધીરૂ ગાભીર્ય ઢોળી કુહર કુહરમા કાલના ગીત ગાતો,
ઘેરૂ ઘેરૂ અનેરૂ ગહન ઘુઘવતો સિ ધુ ડોલે સુહાતો

વી ધી નમેલુ નભ તે પ્રભાભર્યું,
વી ધી શશિમ ડલ મેઘ નીતર્યું,
વિશાલ તે રાત્રિઉછ ગમા રૂડા
અમ્ભોધિના અતુલ નાદ શમે ઉડા ઉડા
તે કાલે ચ દ્રિકા ચારૂ, સ્થિર ભાવે ભરી હસે
બાલાના વદને ત્હેનુ મૃદુ ગાભીર્ય વિલસે

"હિમ વિશે વસી કાચનવેલી શી
તનુપ્રભા અયિ ! શે સુકવે હવે !
વિરલ કે પરેભોમની કેલિ શી
સુખકલા કઇ શોધછ આ જલે ? "

ચોપાસેથી ગગન ભરતા તેજના પૂર ગાજે,
ત્હેને તીરે વિમળ વિધુરી ચ દ્રલેખા વિરાજે,

ત્હેવી શોભે જલધિતટમાં સૌમ્ય સકીણું બાલા,
નાચે આવા ચરણ સમીપે સિંધુની ઊર્મિમાલા,
શોકવ્હીલી વદી, "ત્યારે, સાભળો યોગીરાજ હે!
સુણી ઉરે દુઃખી થાશો સ્નેહોચ્છેદની વાત એ
પૂજી મૂર્તિ શિશુત્વમાં ઉર ઢળી, કૌમાર ખેલી બધુ,
આશાહાર સમર્પી યૌવન વિશે સર્વસ્વ ઝુકી દીધુ,
હા! હા! સાગર પાથર્યો પલવટી સોહે ઉંડા દેશ તે
શોધુ છુ સુપ્રસન્ન આ જલ વિશે યોગેન્દ્ર! સ્નેહેશને
રે! એકદા અવગણ્યો હઠપાશ બાંધી
હાવા રીઝાવુ રસિલો રસયોગ સાધી,
શોધુ ઉથાપી જગના જડ અવકારો,
હા! તે સુશીલ સુકુમાર કુમાર મ્હારો '
શોકમુગ્ધ ઉભા બન્ને, યોગીને યોગબાલિની
એવે બાલા વદી પાછી સ્નેહશીલા, પ્રભાભીની,
"યોગેન્દ્ર! ગાય ગભીરાં ગીત આજ સિન્ધુ,
શિર્ષે સુહત અભિષેક પીયૂષ ઇંદુ
વ્હાલાની સ્નેહ અમીકેરી કલા સ્મરાવે,
ને દૂર દૂર ભુમિના—મધુરા—ભણકાર લાવે
ભવભવે પ્રિય એ મળજો પ્રભો!
અતુલ યોગ હવે ફળજો, વિભો!
વિધુકલા! જલ સિંધુ સુહાગી ઓ!
ચરણમાં પ્રિયના લઇ મૂકજો!"
"હા, હા" યોગી વદે તેવે કુદી બાલા જલે ત્યહાં,
ને સૌ જોતા રહ્યા—યોગી, તારા, ભુખરી ચન્દ્રિકા

સરી ઝર્ઝર નાદ સમીર કરે,
તરીને તટમા લહરી પ્રસરે,
ધરી ઉજ્જવલ તેજ કિનાર ઉભા,
નીતરી રહી તારકનીય પ્રભા
" શોધી લમી વિધુમુખી વિધુના વનોમા
શોધી પ્રિયા પ્રણયના અમી મંડપોમા,
સ્હોયો સુહાગ, રમી ના રમી ડુબી આલી,
શોધુ હવે જલવિના જલમાહિ વ્હાલી
પ્રિય ! પ્રાણસખી ! લેજે સ્નેહાંકે રસથી ચુમી "—
સાગરના તટમા આવી લહરી ભાગી—હસી—રમી
લાબા કાળ ક્ષિતિજ ભિંજતા નર્તતા તે તરંગો,
સિંધુ ખોળે સુહદ વિરમ્યા, ધારી અજ્ઞાત રંગો,
ઉંચે ચદા મહુ નિરખતી, શોધતી વ્યોમશોભા,
ને તારાઓ પરમભુમિમા આખડી માડી ઉભા

વિસ્તારેલુ જ્યોત્સ્ના જેવુ,
કુમુદ ઉર ત્હે એકદા ખીલવ્યુ તુ,
વ્હાલી ! કિન્તુ હાવા સધુ
ગતસમયનુ સ્નેહનુ સ્વપ્ન વીત્યુ,
આશિષોથી હા વાગ છીતી
મમ ગીત તણી, પ્રાણ ! સ પૂર્તિ વિશ્વે,
કિંચિત ત્હેના અર્પુ અંશો
અયિ પ્રિયતમે ! ચદ્ર સ્વીકારી લેજે

બા હિ દેસાઇ

૧૩૬

## ચક્રવાક મિથુન

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની,
ન જણાય જશે કેવી સન્ધ્યા એ સધ્ય આજની
સરિતના જલ કૃષ્ણ જરા થયા,
કિરણ સૂર્ય તણા શિખરે ગયા,
સભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહ સંભવ આકુલતા કરે
આભા ભૂરા ગિરિ ઉપરના એકથી એક શૃંગ
વર્ષા કાલે જલધિજલના હોય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતા એક ઉદ્ગ્રીવ જોય,
ભીરૂ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય
વિહગયુગ્મ કિશોર ગ્મજ્ઞ એ,
રસ મહીંજ પરસ્પર મગ્ન એ,
નિભત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું
ઊંચે બેસી રવિ ઉદયને જેહ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દિસે હર્ષશોકે,
ઘાટાં ભીનાં વિપટ પર એ ત્યાં નિહાળે સુવર્ણ
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ
હરિત નીલ સુદૂર વનસ્થલી
પર મળી સુકુમાર મૃગો રમે,
ઉપવનો તણી સંવૃત આવલી
મહિં જવા પ્રણયી તરૂણો ભમે

ન્હાના ન્હાના ક્યાંહ શુચિ સરો કચ્છ ઉતાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કે અગમ્ય!
આઘૂ આઘૂ મુદિત રવનુ ચિત્ર સગીત થાય,
શાનો ક્યાથી કંઈ નિસરતો મિષ્ટ આમોદ વાય

અસર સુદર અદ્ભુત રગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની
રવિ મરીચિ બધે હિમને હરે
ગહનમા તદનન્તર ઊતરે

શાખાઓમા તરૂવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કહાડયે, દયિત નયનો જોઇને હૃષ્ટ થાતી,
ચચૂ ચચૂ મહિ લઇ પછી પક્ષને પક્ષમા લે,
ક્રીડા એવી કઇ કઇ કરે મૌગ્ધ્યમા દપતી તે.

સુચુત બે ચરણો થકી ઉડતા,
પવનથી પડતા, કઇ બૂડતા,
વિમુખ એકલી ન્હાતી પ્રિયા શિરે
પતિ જઇ અભિષેક કદી કરે

કાઠે બેસી નજર કરતા આત્મછાયા જણાય
બીજાની ત્યા પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય,
પુરા અગો નહિ કંઈ દિસે પ્રેમ તો તોય વાધે,
જોતા જોતા મુખ અવરનુ ગાઢ આશ્લેષ સાધે

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી,
પ્રણયની અભિલાષ જતી નથી,
સમયનુ લવ ભાન રહે નહિ,
અવધિઅકુશ સ્નેહ સહે નહિ

હાવા રક્ત ઘુતિ ઉડી જતા થાય વૃક્ષો સરોષ,
હાવા થડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ,
આકાશે જ્યા હતી વિચરતી દેવતાઓ ત્યહીથી,
જાગ્યા પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહિ થી.

વિરહ સભવને વિસર્યા હતા
બની નિરકુશ બેય ફર્યા હતા,
જવનિકા ત્રુટતા સ્મૃતિનાશની
સમીપ મૂર્તિ ઉભી વિધિપાશની!
અનુભવે, ન છતા, ક્ષણ એક તે
વિવશ મૂઢ નિરાશ જ છેક છે,
સહુ થનાર ક્રમે નજરે વહ્યુ,
રૂદન અન્તરમા ઉછળી રહ્યુ

અધારાના પ્રલય જલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મદ અવ્યક્ત શોર,
ઉડાણોમા પડી સુઈ જતો નિષ્ઠુરપ્રાણ કાલ,
આભાસોથી થતુ યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ

થઈ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઈ વિદાય નદીતટ પાસથી,
મિથુન એહ ચડે અવકાશમા,
સ્થિતિ કરે હિનતેજ સકાશમા
અવર કાઈ હવે નથી દેખતા,
અવર કાઈ હવે નથી લેખતા,
ચપલ આખરની ક્ષણ એ છતા,
ઉભય જીવન એક થતા દીસે

ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બન્ને ગ્રહણ કરતા ઉન્નત સ્થાન તેમ,
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસરહિત ત્યાં વાદળીઓ તણાય
ઉદધિને રવિબિંબ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે
ક્ષણ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી દહે
રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે
છૂટી છૂટી સહન ન થતાં મત્ત પાછાં મળે છે
વેળા થાતાં વિધિદમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બન્ને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં
ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને,
—શ્વસન દુઃખિત છેવટ ન્હારતી
પ્રિયતમા વચ આમ ઉચ્ચારતી
"પાષાણોમાં નહિ નહિ હવે આપણે નાથ રે'વું,
શાને આવું—નહિ નહિ જ રે આપણે હાય સ્હેવું,
ચાલો એવા સ્થલ મહિં વસે સૂર્ય જેમાં સદૈવ—
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ"
પ્રવદતા અટકી ગઈ એ અહિં
અધિક ધીરજ ધારી શકી નહિં
થઈ નિરાશ હવે લલના રૂવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિય તે લ્હુવે

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નજર ફેરવી જોઈ બધી ધરા,
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
અગર જો રૂઝ અંતરમાં સહે —

હા! શબ્દો આ મરલ સરખા મર્મને તીવ્ર ભેદે
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે
—"લાંબા છે જ્યાં દિન પ્રિય સખિ! રાત્રિએ દીર્ઘ તેવી,
આ અલ્પવયે પ્રણયસુખની હાય આશા જ કેવી?

અવર કાંઈ ઉપાય હવે નથી,
વિરહ, જીવન, સહરિએ મથી
ગહનમાં પડિયે દિન દેખતાં,
નયન મીચી કરી દઈ એકતા"

પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું ઠ દેખાય હાસ
"આહા! આહા! અવર દુનિયા! ધન્ય" એ બોલતામાં
નીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં

અધિક એહ પ્રકાશ થતો જતો
જવ જનાર તણો વધતો જતો
અમિત એ અવકાશ તણી મહીં,
કયહીંજ ચેતન એક દિસે નહિ

મણિશંકર

૧૩૭

## અસ્વસ્થ ગૃહિણી.

શાન્ત છે, બન્ધ છે આંખો કાંઇ દર્દ કમી દિસે,
તોય છે તપ્ત ને ઢીલાં કોમલાંગો હજુ જ્વરે
ખુલ્લા રહ્યા છે મૃદુ ઓષ્ઠ ન્હાના,
નિદ્રા મહિં છે સુકુમાર બાલા,
ન અંગ એકે જરી એ હલાવે,
ઉઠે ન ઉઠે ફરી, કોણ જાણે ?
ધણેલા એ બિછાનાની પાસે કોઈ યુવાન છે,
'રખે તે જાગતી,' તેવી બીતી તે મુખ ઉપરે
યુવાન શ્વાસે ડરતો લીએ છે,
ચિંતા ઊંડી એ ઉરના ઉરે છે,
છે નેત્ર એ મ્હો ઉપરે ઢગેલા,
ક્ષણે ભિંજાતા ક્ષણમાં સુકાતા
"મધુર ફુલડાં ! આવી આવી પીળાશ ધરીશ ના !
"તુજ ભ્રમરને એ હૈયેથી ન દૂર કરીશ, હા !
"તુજ નયન આ મીચાએલાં જરીક ઉઘાડજે !"
પ્રણયી ડરતો કાંઇ આવું મુખે નીરખી અરે !
નથી એ સાંભળ્યા શબ્દો, હોય આંખ ઉઘાડતી,
ટાંગેલું ચિત્ર કો સામે, ત્યાં તે દૃષ્ટિ લગાડતી
તહીં ચિત્રે કો બે રમત કરતાં બાળક નીચે,
ગુલાબો શાં બન્ને મધુર વદનો એ સ્મિત કરે,
રમાડે તેઓને કમલવદની કોઇ લલના,
મૃદુ કુળી તાજી મુખ પર હસે યૌવનદશા

ઝરા પાસે ઝુંડો તરૂવર તણા દૂર દિસતા
લતાને ગુલ્મોની વિટપ પર પુષ્પો ઝુકી રહ્યા,
કુણો સન્ધ્યાભાનુ સુરખી ભરતો સૌ સ્થલ પરે,
ડુબન્તો ભાસે ત્યા જલધિવીચિથી સિક્ત બનતો
દેખતા રગ એ રાતા આકાશે ચિત્રમા રૂડા
બને નેત્રો કઇ ભીના ઘેનમા લવતી જરા —

" અહહહહા ! હશે ચિત્રનુ સમુ
" ગૃહની બ્હાર આ વિશ્વ કે રૂડુ !
" નવ દીઠુ કદી એમ ભાસતુ !
" નિરખવુ ન તે કોઇ દી હવે !
" મધુર પુષ્પ ઓ ! વેલડી સખિ !
' પ્રણયથી તને હુ ઉછેરતી !
" નવ કદી હવે સિ ચવી તને !
" મધુર પુષ્પ ના ચૂટવા તને !
" મધુર પુષ્પ ઓ ! એ જ બાગના !
" મુજ બિછાતની પાસ કૈ પડયા !
" અરર ! પ્રેમની ગ્રથિએ જડ્યા,
" મુજ જવરે અરે ! ક્ષીણુ સ બન્યા ?
" પ્રણયી પુષ્પ ઓ ! ખીલતા રહો !
" મુજ પિયુ તણા હારમા વસો !
" નવીન રગ તુ વિશ્વ ધારજે !
" ન તુજ લ્હાણુ હુ પામતી ભલે ! "

" પ્રિય પ્રિય સખિ ! આ શુ ? આ શુ ? ન આમ ઘટે થવુ !
" કરૂણ હરિએ ત્હારે માટે હજુ સુખ છે ભર્યું

" તુજ કર વતી ચૂટાયેલા ફૂલો કરમાય ના,
" મધુર ફુલડા તે આ કંઠે હજુ બહુ ધારવા ! "
નયન પર છવાતા અશ્રુનુ એક બિન્દુ,
અટકી ચૂપ થયો એ કઠ રૂધાઇ જાતા,
દરદ કઇ ફમી એ થાય છે સુદરીનુ,
મૃદુ નયન ફરીથી શાત મીચાઇ જાતા
નિદ્રા શી ગાઢ શાન્તિમા ફરી એ ગૃહ ડુબતુ,
પડે ત્યા પાચ વાગ્યાની ટકોરી ઘડીઆળમા
ફરી નયન ઉઘાડી સુદરી ચિત્ર જોતી,
અરર ! નયનમાથી અશ્રુની ધાર વ્હેતી,
ટપટપ ટપકન્તા બિંદુડા લૂછી નાખી,
કરૂણ સ્વર વળી એ ધ્રૂજતો નીકળે છે —
" અરર બાલુડા ! બાપલા ! અહો !
" જનની આ હવે સ્વર્ગમા જતી !
" સમજશો નહિ શુ થઇ ગયુ !
" રમકડુ કયું હાથથી ગયુ !
" વિસરી શે જશે છાતી બાપડી,
" ઉપર જે તમે કૂદતા સદા !
" વિસરી ના શકે બાલ માતને !
" રમત તો હવે રોઇને કરો !
" તમ પિતા સદા વ્હાલ રાખશે !
" પણ ન માતની ખોટ ભાગશે !
" નહિ નહિ મળે મા ગઇ ફરી !
" જગતમા નકી મા બને નહિ !

" દિવસ એ સહુ લાડ પૂરશે,
" દિવસ એ દયા સર્વ રાખશે !
" પણ ન છાતીએ કોઇની તમે,
" રઝળતા હવે એકલા રહો !
" બહુ કરી શકી વ્હાલ હું નથી !
" કદી રડાવતી હું ઘણી હતી !
" તમ દિલો ક્ષમા આપશે મને !
" પણ ન માતને ચેન કૈ પડે !
" અરર ! બાપલા ! બાલુડા ! અરે !
" તમ પરે હવે ઢાલના રહી !
' રડતી દૂર જે બે ઘડી થતા
" અરર ! તે હવે દૂર સર્વદા !
" ત્યજી દઉં નકી સ્વર્ગ, બાપલા !
" ઘડીક તેથી જો હર્ષમાં રહો !
" સહુ હવે સદા બોલશે રડી,
" જનની છે જરા ગામ કો ગઇ !
અરર ! એ તમે કેમ માનશો !
" રડી રડી સુખો ના સુઇાવજો !
નવ જવું ગમે ગામ એ મને !
' પણ ન ઠેલી એ સાદ કો શકે !
અરર ! ના મને શાન્તિમાં મરી !
' હૃદય ઝીલતું ભાર આ નથી !
' પ્રભુ તણી કૃપા પામજો સદા
" પ્રભુ અનાથનો એજ નાથ છે !

" જરીક મ્હો હવે જોઇ તો લઉ !
" કયમ ભલા નથી આવતા અહી ?
" કદી ન ખેલમા ખોટી હુ કરૂ !
" તમ કને નહિ કોઇ દી રહુ !
" પણ મને તમે દેખતાજ કા
" મૃદુ મુખો જરા ગાભરા કરો !
" દિવસ બે હવે હર્ષથી રમો !
" પછી સહાયમા માતની દુવા ! "

થડીએ કમ્પતા ગાત્રો, શબ્દો બન્ધ થયા, અને
પિયુ એ લૂછતો અશ્રુ દૃઢ છાતી કરી કહે —
" અરે ! વ્હાલી ! વ્હાલી ! રૂદન તુજ ભેદે હૃદય આ,
" ન કૈ રોવા જેવુ, પણ ન મુજ હયુ સ્થિર રહે,
" પ્રભુની સામે જો, તુજ જિગરને શાન્ત કરજે,
" ત્યજે શાને આશા ! પ્રભુ તણી અહી જે પ્રતિકૃતિ "

દુબળો હસ્ત એ ઊચો થઇને પિયુને ગ્રહે,
છાતીથી ચાપતી છાતી સુન્દરી ડુસકા ભરે
ફરી નયન ઉઘાડી સુન્દરી ચિત્ર જોતી,
અરર ! નયનમાથી અશ્રુની ધાર વ્હેતી,
ટપટપ ટપકન્તા બિન્દુડા લૂછી નાખી,
કરૂણ સ્વર વળી એ ધ્રૂજતો નિકળે છે —
" વ્હાલા વ્હાલા તુજ હૃદયને ચીરનારી થઇ હુ !
" તે બાલાના મૃદુ હૃદયને રસનારી થઇ છુ !
" બચ્ચા તો તે પ્રભુ અનુગ્રહે ઉછરી કાલ જાશે
" કિન્તુ ઘા આ મુજ જિગરથી કેમ ભુલી જવાશે ?

"એ તો મારી સરલહૃદયા મે જ તેને ઉછેરી !
"મીઠી ત્હારી હૃદયઝરણી નાચતી ત્યાંજ ચાલી !
"વ્હાલા મારૂં જીવિત લઘુ આ મોહ તેમાંજ પામી,
"છુરી તીખી પ્રણયી દિલડા ઉપરે કાં ઉગામી ?
"જુદા કીધા ! કદી ન મળશો ! જીન્દગી રોઇ રહેશો !
"રેરે ! કોની હૃદય બળતા વિશ્વમાં સહાય લેશો !
"ભોળા વ્હાલા ! તુજ જિગરનું સોબતી કો રહ્યું ના !
"ને હું તો આ જખમ દઇને જાઉં છું દૂર વ્હાલા !
"વ્હાલા, છેલ્લે મુજ કઠિનતા માફ પસ્તાઇ માગે,
"માફી દેશે પણ વિસરશે નાથ ! તું કેમ ઘા તે ?
"કેવી રીતે મુજ બળતરા શાન્તિ પામે, અરેરે !
"કેવી રીતે તુજ હૃદયનો દાહ હોલાય, રેરે !
"પાપી મ્હારૂં હૃદય ગણતું નાથ ! પાપી તને તો !
"રેરે ! જોયું તુજ જિગરના પ્રેમમાં પાપ મે તો !
"તું તો તારો ગગનપડદે સર્વદા ખેલનારો !
"વ્હાલા ! હું તો જગત પરના સ્વાર્થનો છેક કીડો !
"ત્હોયે ઢોળ્યો તુજ રસ સદા સ્નેહથી હું પરે રે !
"ધિક્કાર્યો મે ! નવ કદી ગણ્યું થાય છે શું તને તે !
"અર્પુ છું એ કદીય સમજી અર્પનારૂં શકે ના,
"ને ઔદાર્યે મુજ હૃદયને સાચવ્યું તે જ વ્હાલા
"પ્રેમી બાલા ! કરવત બની પ્રેમ હું કાપનારી !
"યાચું શિક્ષા કુદરત કને ૂરની ક્રૂરતાની !
"રેરે ! વ્હાલા તમ હૃદય તો મૃત્યુમાં મ્હાલનારા
"ને એ મૃત્યુ મરતી સખીના હસ્તથી પામનારા !"

થડીએ કમ્પતા ગાત્રો, શબ્દો બન્ધ થયા અને
પિયુ એ લૂછતો અશ્રુ પમ્પાળી પ્રિયને કહે —
"વ્હાલી ! પ્રાણ ! અરે ! અરે ! હૃદય આ ત્હારૂ જ ત્હારૂ સદા !
"તુ દેવી, તુજ પ્રેમના ઝરણમા છે જીવતો જીવ આ !
"તે એ છે તુજ આ મહાન દિલના સિન્ધુ તણી માછલી !
"વાતો કિન્તુ વીતેલ સ્વપ્ન તણી ના હાવા ઘટે બોલવી !
"શુ હુ માફ કરૂ ! અરે ! પ્રિય સખી ! શુ માફ હુ ના કરૂ ?
"આપે ઇશ મને અહો હૃદય આ ત્હારૂ સદા પૂજવુ !
"અહોહો ! મતભેદની તૂટી પડી આજે દિવાલો દિસે !"
"તો વ્હાલી ! સુખથી ગયા સમયની વાતો કરીશુ હવે !"

નયન પર છવાતા અશ્રુનુ એક બિન્દુ,
અટકી ચૂપ થયો એ કંઇ રૂધાઇ જાતા
દરદ કઇ કમી એ થાય છે સુન્દરિનુ,
મૃદુ નયન ફરીથી શાન્ત મીચાઇ જાતા

નિદ્રા શી ગાઢ શાન્તિમા ફરીથી ગૃહ આ પડે,
કાચના દ્વારમાથી ત્યા સન્ધ્યાના કિરણો ઢળે

કલાપી.

---

૧૩૮

## અભિજ્ઞાન.

ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતા નભ શૂન્ય ભાસે
આખી દિશા પણ જણાય અનિષ્ટ પાસે,
જામી ગઈ તરત ઘોર કરાલ રાત,
લાગી બધે પ્રસવા પુરમાહિ વાત,

ઇન્દ્રપ્રસ્થે જનો આજે વિચાર કરતા હતા
એક બાબતને માટે શંકા સૌ ધરતા હતા
સુયોધન પ્રેષિત દૂત એક,
દેખાવમાં ઘાતક દુષ્ટ છેક,
જતો હતો અંધ થતી નિશામાં
સુગુપ્ત રાજગૃહની દિશામાં
શાને આવ્યો હશે તેની કલ્પનાઓ ચલાવતા,
ભય સંદેહ દર્શાવી શિર કોઈ હલાવતા
નિગૂઢ શંકા પુરવાસીઓની આ!
જરાય નિષ્કારણ તો નહોતી હા!
કરેલું આમંત્રણ ધર્મરાજને,
રમાડવા દ્યૂત અનિષ્ટ ભાજને
હા—કહીને રજા આપી યશસ્વી જ્યેષ્ઠ પાંડવે,
બોલાવ્યા ત્રણ બંધુને મળવાને પછી હવે
શિશુ સમાન ગણી સહદેવને
ખબર આ કંઈએ ન કર્યા હતા,
અવર સર્વ ગયા નૃપની કને,
પરમ દુખિત અંતરમાં થતા
કનિષ્ઠ દ્રૌપદી સાથે પોતાના વાસમાં હતો,
સતી ખેદ હતી જોતી વદને વધતો જતો
ત્રિકાલનું જ્ઞાન હતું કુમારને,
નજીક આંખે નિરખે થનારને,
સ્વપક્ષનો દ્યુત વિષે પરાજય,
વળી દીસે દ્રૌપદી માનનો ક્ષય

જાણે બધુ તથાપિ કૈ કહેવાની રજા નહી,
શમાવી ન શકે તેથી મુઝાય મનની મહી
"નહી શકુ છેક બચાવી કોઇને,
અશક્ત જેવો રહુ બેસી રોઇને,
ખરો ! દિસે હુ બદ શાપ આ મને—
નિહાળુ છુ ભૂતભવિષ્ય જે કને
"હા ! ધિક્ હા ! ધિક્ કૃતઘ્ની હુ આમ મૌન ધરી રહુ,
આવતુ વાદળુ દેખી મુખથી ન કઈ કહુ "
વિચારતા નેત્ર જલે ભરાય છે,
શરીરનુ ચેતન ત્યા હુગાય છે
લઇ જઇને પ્રિય વક્ષની ભમી,
ગ્રહી કરે મસ્તકથી રહ્યા નમી
રહી જરા ફરી પાછો છુટો થાય શરીરથી—
પ્રિયે ! સ્પર્શ કરૂ શુ હુ ? અધિકાર જરા નથી
"કરાય શુ નિષ્ફલ જ્ઞાન સર્વ આ ?
થનાર ચીજો નવ થાય અન્યથા
સદૈવ ચિન્તા દિલમા વહ્યા કરૂ,
અનેક હુ એકલડો સહ્યા કરૂ
રજની મહિ સખી ઘણીક વેળા,
નયન મળે નહિ ઉઘ જાય ચાલી,
કરી તુજ શિર કેશ સવ ભેળા,
વદન સુધારકને રહુ નિહાળી "
આવુ કહ્યુ ત્યા શિર શૂળ ચાલ્યુ,
રહ્યુ નહિ મસ્તક મત્ત ઝાલ્યુ,

મારી કુમારે અતિ આર્ત્ત હાય,
કહ્યુ "હવે એકજ છે ઉપાય"
ચાલી જરાને અહી એક શીશી,
પ્યાલી ભરી હતથી ઓષ્ઠ પીસી,
ખાલી કરી કઠ વિશે ત્વરાથી,
ગયો બધો એ બદલાઇ આથી
સતી બેભાન શય્યામા ગધથીજ પડી ગઇ,
સુતો જ્યોતિષી પ્યાલીને છાતી સાથે જડી દઈ!

મણિશકર

---

૧૩૯

## સ્મરણાજલિ.

(ભુજગી)

ગયો ગુજરીભૂમિનો આજ હીરો
ખર્યો પડિતોની સભામાથી તારો
ચડયો "પ્રેમ—આનદને' આજ વ્હાણે,
વિરામી ગયો રાજયોગી કટાણે
હવે કોણ મારે જડાસુરને રે?
હવે આર્જુની આર્ષ વિદ્યા તણે રે
સુકાજે કહો કોણ ધાશે જવા રે?
હવે અજ્ઞના સશયો કો નિવારે?

*  *  *  *  *

તુજ ભુજ કલમેથી પ્રેમના વ્હેન વ્હેતા,
તુજ ભુજ કલમે તો બોધબિન્દુ રહેતા,

તુજ ભુજ કલમે તો બીજી ' બનીને,
કલિમલ બહુ ધોયો પુસ્તકોએ પડીને
વળી જ્યારે તારા ધ્વનિ રહિત કંઠેથી પડતા,
ભળી સુસ્વાટોમા મૃદુ મૃદુ બની મંદ ખરતા,
પ્રવેશી દાઝેલા હૃદયતણી ઉષ્મા બુઝવતા,
ખરે ત્યારે શબ્દો હિમજલતણી અંજલિ થતા
દુર્વાસનાને ટાળનારૂ દિલ દહનને ઠારતુ,
મંગલ વદન કયા દેખવુ કાર્પણ્યને ઝટ ટાળતુ ?
દુર્વા મુનિની પાછળે લાગ્યુ હતુ જ્યમ ચક્ર એ,
ત્યમ લાગ્યુ તારૂ પત્ર પણ એ નાસ્તિકોની પાછળે
શોકને રડવુ તજીને શાન્તિ મનને જો કરૂ,
તુ બ્રહ્મમા હુ બ્રહ્મમા એ વાત તો ના વિસ્મરૂ,
શોક કરતા રૂદન કરતા લાભ હુને શુ અરે ?
ગુણ ગાન તારૂ કઈ કર્યાથી લાભ તો સાચો મળે

દુ રે અંજારિયા.

---

૧૪૦

## એક મહાત્માનુ સ્મરણ

( મન્દાક્રાન્તા–સ્રગ્ધરા )

સીચ્યુ નેને જગપર અમી મીઠડા વેણ વ
ભેદ્યા ગાઢા જીવનતિમિરો—અન્તરો દુ ખછાયી,
શીળી કુળી પ્રણયલહરી ઉરકુંજે સુહાતી,
રેલે લાલિત્ય વિશ્વે, દ્યુતિઝરણીય જ્યા વહેતી કલ્લોલ ગાતી,
ઝુલ્યા ઘેરા જગતઝુલડે આશભીતિ અનેરા,
જીવ્યા વર્ષો સુખદુ ખભર્યા જીદગીના ઘણેરા,

પ્હેર્યાં પ્રેમે રજનિવસનો અન્યના પાપભીના,
ને સૌજન્યે ન્હવાડ્યા મનુજ દુઃખદગ્ધા, પ્રીતિકુંડે હૃદેના
યાત્રા પૂરી કરતી સરિતા સિન્ધુઅંકે પળાય,
સન્ધ્યા ચુમ્બ્યા રવિસમ મીઠી જીંદગી શાન્ત થાય,
ફાલી વાડી નિજ, પુલલતાપલ્લવે—તેય કાળે
સન્તો કેરા પ્રયાણો સૂરભૂમિપથના સોહ્યલા વિશ્વ ભાળે,
ઉડ્યું મોઘું સલૂણું જીવન તદપિ જો! આજ તેના સુવાસે
ખેલે પ્રીતિપ્રભુતા, અમરકિરણની આંખી સજ્જુલ થાશે!

સુમન્ત.

---

૧૪૧

## કવિ નર્મદનું મંદિર

(ધ્વનિત)

વીર નર્મદ! તું જગમાં લડી જંગ ગયો
તુજ વીર છબી નિરખી ચખ અશ્રુ ભરે!
કંઈ પુષ્પ નવા ખીલતા તુજ પ્રેમ—કરે,
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય થયો,
તુજ પ્રેમ ઝરો નિશદિન અખંડ વહ્યો,
ભગી બધું ઉરે ભૂમિ કારણ દાઝ ખરે,
જહિં તેહ અમાસ પછી જ્યમ આભ-ઉરે
ચડતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો!
તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન હ્યાં,
દિનદિન નવીન સુભાવ હૃદે જગવે,

તુજ લેખ સ્વદેશની ભક્તિનુ મદિર છે,
જહિ દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યુ વીરજીવન જ્યા,
ગુરૂ નર્મદ ધન્ય ઉભો તહિ તુ વીર છે ?

ખબરદાર

---

૧૮૨

## કલાપીને વિજ્ઞાપના

( અશાવરીની ધૂન )

કલાપી ! કેકા મધુરરવ રેલ ! કલાપી —ધ્રુવ
મીઠી મધુર ઝરણી તુજ કઠની
વારિદ ઉર એ વસેલ કલાપી !
ધીકી રહી છે ધરા, ધમતી લુ,
આફ્રે બફાય જગવેલ કલાપી !
ગરજ, ગરજ, ગરજવ વારિદ, નભ-
શૈત્ય સુધાતી ગળેલ
ઘન ગરજે, જગજાળ બુઝાએ,
ઉપકૃતિ એ અકથેલ કલાપી !
ગરજ, સુભાગી વિહગમ, ભોગવ
જીવિત મિષ્ટ મળેલ કલાપી !

જીન દવે

૧૪૩

## કલાપીને સમ્બોધન

( ઓધવજીના સ દેશાની ગરબીનો ઢાળ )

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસજો
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા,
નયને ઝળકે નમણું નિર્મળ હાસ જો !
 સુરતાની વાડીના મીઠા મોરલા !
આજે ને અજવાળે આખડલી સખી
અન્તર ઉપર ઉઘડે આલમ નૂર જો !
"હેત હૈયાના વહતી વાજે વાસળી" ?
ઉડે સ્વર આકાશે અન્દર દૂર જો !
 સુરતાની વાડીના મોઘા મોરલા !
નન્દન વનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો !
સુરભિઓની સાથે સસારે સરી,
અન્તર્ધારે ગીતા શી અથડાયજો !
 સુરતાની વાડીના મીઠા મોરલા !
"તત સવિતાનુ ભર્ગ વરેણ્ય ધીમહિ"
ગાયત્રીનો જૂનો ભેદક મત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથુ નમે
નમતો સાથે આત્માનો એ તત્ર જો !
 સુરતાની વાડીના મોઘા મોરલા !

મણિશ્રી કર.

૧૪૪

## મઢૂલી

( " કાનુડો ન જાણે મારી પીડ " મીરાંના એ ભજનની ધૂનમાં )

મઢૂલી મજાની પેલે તીર સંતો વ્હાલા !
અનેરી અમારી એ લગીર ! ધ્રુવ૦
વૃક્ષો વેલડિયોવાળા કુમળા ફળફુલ રસાળા
લઈ જાવો લ્હાણુ એ લગીર ! સન્તો૦
મનની કંઇ મોજમજાઓ રસિયા ઉરનો કંઇ લ્હાવો
લેવાને આવજો લગીર ! સન્તો૦
સામે સંસારી વિલસે વચ્ચે જીવનસરિતા વહે,
રેલવિયે ત્યાં રસરંગ લગીર ! સન્તો૦
ઉડવાય સફર સહિયારી—સુખ દુઃખની કથા ધારી
આનન્દ ઓર એ લગીર ! સન્તો૦
લગની સ્હેવા સ્હાવાની ગીતડાં પ્રભુના ગાવાની,
લાગે તે આવજો લગીર ! સન્તો૦

લલિત.

---

૧૪૫

## આલેક

( ગઝલ )

હમે તો જઇ ગજાવીશું બધી આલમ,
ખુદાના નામના જ્યાં ત્યાં કરી આલેક !
કદી રોશું, કદી હસશું કદી ગાશું—
અહીંની બેવફાઇને કરી આલેક !

શરાબે ઇશ્કના પ્યાલા પીતા ઢોળી,
પિવાડીશુ મિઠી સુધા કરી આલેક !
તજી દઈ જહાંગિરી જુઠી ફકીરીમા,
ખુદા શુ દિલ લગાડીશુ કરી આલેક !
દિવાની દુનિયાની આ ઘડી બેની,
સુણી લેશુ રહી દરબાર કરી આલેક !
ચહે દિલ ત્યા લઇ નિશાન ને ડંકા
અડિંગા જઈ મચાવીશુ કરી આલેક !
મચાવી ધૂનને દિલ મસ્ત થઇ રહેશુ
સદા ઉસ્તાદની સાથે કરી આલેક !

છગનલાલ કેવળરામ મહેતા

---

૧૪૯

## બારણે પુકાર

( ચામર )

અક્ષરે અનેક વાર ચક્ષુએ દિઠા હતા,
શબ્દ એ અનેક વાર કર્ણથી સુણ્યા હતા,
અર્થ એ અનેક વાર ચિત્તમા ધર્યા હતા,
તર્ક એ અનેક વાર બુદ્ધિમા વસ્યા હતા
'બારણે પુકાર' વાક્ય એ અજાણ્યુ ના હતુ,
ગીત એ 'પુકાર'નુ રચ્યુ હતુ નહિ નવુ,
ગાન એ પ્રબન્ધ કેરૂ આવ્ય કાંઈ ના હતુ,
ભક્તિભાવથી હતુ ન ચિત્ત છેક વેગળુ,

તોય મે અપૂર્વ ને અનન્ય વૃત્તિ ભોગવી,
રમ્ય હારિ ત્યા સુણી પરપરા સ્વરો તણી-
ગીત તે મનોહરે શ્રુતીન્દ્રિયે ભર્યા ધ્વનિ,
જે વિચિત્ર કમ્પ સાથ ચિત્તમા રહ્યા રમી,
ભાવતર્ક કેરી સીમ ચિત્તસ્થાનથી તુટી,
ને શરીર સર્વ માહિ વ્યાપી શકિત માનસી,
ગીતકાવ્ય ભકિતવાહિ રકત અગમા વહ્યુ,
વ્યર્થ જાત તે વિના અધાર્ય પૂર હર્ષનુ
ચક્ષુ આદિ ઇન્દ્રિયે દિઠુ નવુંજ દર્શન,
ચિત્તને સ્મૃતિ પ્રમાણુ લાગ્યુ નિષ્પ્રયોજન,
જ્ઞાતપૂર્વ જે નહિ પ્રતીતિ તે થઇ નવી,
શ્રાવ્ય સાખ્ય કેરી જ્યાં ઝરી નદી રહી વહી
'બારણે પુકાર' ગીતની મહીં ઉડો સુણ્યો,
દ્વારમા પુકારતોજ ભકત કઠ ઓળખ્યો,
'બારણે' જ પ્હોચી શબ્દ તે 'પુકારૂ' નીકળ્યો,
દીર્ઘસૂરબધ, દીન દૂરગામિ ઉપડયો
ચક્ષુની સમીપથી જ અક્ષરો ખસી ગયા,
શબ્દ એક તે થઇ ગયો, જુદા ન બે રહ્યા—
અર્થ તર્કના વિભાગ ભાવમા મળી ગયા,
ગીતરાગથી દીઠી અખડ એક કલ્પના
હાર્દ જાણ્યુ ગૂઢ 'બારણે પુકાર' વાક્યમાં,
ગીત કાવ્ય બેની સધિ જોઈ ચિત્તક્ષોભમા,
અદ્ભુતત્વ ગાનનુ નવું દિઠુ પ્રબન્ધમા,
સ્વર્ગ દ્વાર પહોંચતો દીઠો પ્રભાવ ભકિતમા

ભક્તાનો પુકાર સૂણી સ્વર્ગદ્વાર ઉઘડયા,
સાધુ એ અતુલ્ય ઇશ પાસ છે જઇ વસ્યા,
ગીત ધન્ય જે મુકયું અહીં સદૈવ જીવતું,
દીન બધુ—બારણા પુકારિ તે ગજાવિશું
દીનકંઠ આ ભણી જ ગાનદ્વાર બધ છે,
જાડમયી ન વ્યકિત તો પુકારૂં શું હું બારણે?
નાથ! ભકતપાળ! આત્મ આ પરે કૃપા કરી,
અન્ય ગાન સાથ ભેળી મૂક વાણી લો સુણી

રમણભાઈ.

---

૧૪૭

## આસ્વાદોર્મિ

(ગરબી)

એવું બતાવે કોઇ આજ, મને કોઇ એવું બતાવે
જેથી આવે અભેદનું રાજ, મને કોઇ એવું બતાવે (ધ્રુવ)

મંત્ર અભેદ જપું અમો, પથ અભેદ અભેદ,
ભેદ અભેદ વિશે ગળ્યા, એ અભેદ અમારો વેદ મને૦

પ્રેમ પૂણ્ય પરમાર્થ એ, વિવિધ નામ વિસ્તાર,
સ્વારથસરણિ 'એ બધી, છે અભેદ અનામી વિચાર મને૦

હું તું ભેદ પટે પૂર્યા, વિવિધ ચળકતા રંગ,
દીઠા, વેઠયા, ને ગયા, નવ દીઠો અભેદ અભંગ મને૦

ધર્મ, કર્મ, આચાર્ય, ગુરૂ, સંત, મહંત અનેક,
ભેદથકી જ બન્યા રહે, તે શું આપે અભેદવિવેક? મને૦

લાગે તો ઘડી એકમા, ક્ષણુમા પલમા, આજ,
પ્રેમ પદારથ પારખે, તેને લાધે અભેદનુ રાજ મને૦
પ્રીતિ મૈત્રી પ્રેમ ને સ્નેહ દયા રસ રગ,
દીઠા તે વેઠયાજ એ, એ તો નહોય અભેદનુ અગ મને૦
હુમા, તુમા, સર્વમા, અણુમા, રજમા એહ,
તુ, હુમા, હુ તુજમા, એ અભેદ વિના જુઠો નેહ મને૦
હુમા તુમા એમ નહિ, હુ તે તુ, તુ હુજ,
હુ તે સર્વ ને સર્વ હુ, એવી ઊડી અભેદની ગુજ મને૦
હું ભૂલુ જો હુ પણુ, નિત્ય તુ થઇ જાઉ,
તોપણ પ્રેમ કૃતાર્થ આ, નિત્ય ગાન અભેદનુ ગાઉ મને૦
ખેલ અનેક અનત છે, કર્મ વચન મનથીજ,
વિષ સાકર કહી પાઇએ, એમા સાકર સ્વાદ નથીજ મને૦
હોય અભેદ ઉપાસી તે આવો ભેટો આજ,
તે સાચા, હુ તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ મને૦

મણિલાલ.

---

૧૪૮

## પ્રભુમય જીવન

[ તોટક ]

મુજ જીવન આ, પ્રભુ! તુથી ભરૂ,
બલ દે, અભિલાષ હુ એહ ધરૂ
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમા, પ્રભુ વાસ વસે.

મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે,
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિશે

શિરમા, ઉરમા, મુખમા, કરમા,
પ્રભુ વ્યાપી રહો મુજ અતરમા
મુજ જીવન કેરૂ રહસ્ય ઉડુ,
બન પ્રેરક ચાલક શાસક તુ

ધરીને ઉરમા રસની પ્રતિમા—
જહિ ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીછી ધરે
અનુસાર જ ચિત્ર પછી ચિતરે,

જયમ ચિત્રક એ મન—મૂર્તિ વડે
બહુ સુદર ઉત્તમ સૃષ્ટિ ચ્ચે,
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે

પ્રભુ ! મુદ્રિત અકિત તુ હૃદમા,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમા,
મુજ વર્તનથી છબી જે બની રહે
તુજ ઉજ્જવલ રૂપની ઝાખી દિયે

રમણભાઇ.

---

૧૪૯

## અહાલેક

( ગઝલ )

પ્રભો ! તુજ દ્વારમા ઉભી, જગાવ્યો મે અહાલેક
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મે અહાલેક—પ્રભો !
નથી લીધી પ્રભો ! દીક્ષા, નથી અ ગે ધરી કફની
નમી તુજ પાય છુ તેવો, જગાવ્યો મે અહાલેક—પ્રભો
કમડલ માહરૂ ખાલી, ભર્યું તુજ અક્ષય પાત્ર
દીઠી ભડારમા ભિક્ષા, જગાવ્યો મે અહાલેક—પ્રભો !
ઘટા ઘેરી પડી નભની, ન મુજ નયનો ભેદે,
શ્રવણ તે ભેદશે ત્હારા ? જગાવ્યો મે અહાલેક—પ્રભો !
વિરાજે છે તુ દિલદરિઆવ આર્ય વીરવર યજમાન !
અણુશુ તો અમીકણુ દે, જગાવ્યો મે અહાલેક—પ્રભો !
ઘડાવી પાવડી મે રાજ ! પ્રવૃત્તિ કેરી
ચ્હડી તે પર જીવન ધપતા જગાવ્યો મે અહાલેક—પ્રભો !
નહિ કાઇ મળે તોયે મળ્યુ દર્શન સૌભાગ્ય
મળી—સળગી મીટે મીટને જગાવ્યો મે અહાલેક—પ્રભો !
ઉ ડી ઝોળી રહી અધુરી, ન તલ પણ ભીંજાયુ
જડયો પણ સ્હોડમા સાથી, જગાવ્યો મે અહાલેક
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મે અહાલેક
પ્રભો ! તુજ દ્વારમા ઉભી, જગાવ્યો મે અહાલેક

ન્હાનાલાલ.

૧૫૦

## પ્રાર્થના

( પૃથ્વી ૭૬ )

પ્રભો, શિર નમ્યું નમ્યુંજ ધરૂ સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે સકળ અન્ય એમાં લહું
જુવે શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુવે ઉઠી ફરી ફરી તરંગો ઉપર
પ્રસારી નિજ મેલ, ફીણુ, વમળો, અરે ! કીટકો,
લસે અમિત—ને શમે તદપિ ખાર મૂકી જતા
અરે ! સરિત માહરા જીવનની ! અરે રે પ્રભો !
વહે ફરિફરી તરંગદલ ક્યાં થકી એહવાં ?
હશે પવનસંતતિ ? ઉદધિનીજ વેલા હશે ?
દીસે નહિ દીસે અગર તિમિર ગહ્વરો આત્મમાં
ધસે વળી ધસે ત્યહાં થકી તરંગ જૂથો જ એ ?
અદષ્ટ—ભવથી અને જીગરના જુના પાપથી
બચાવ ! જય ! આપ ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે સલિલ ઓઘ અર્ધ્ય પ્રસરાવતો હે, પ્રભો !

બલવંતરાય

---

૧૫૧

## મેમાનને વિનંતિ

( કાફી )

અમે તો આજ તમારા, બે દિનના મેમાન—
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન—અમે૦

આવ્યા જેમ જશુ તે રીતે, સર્વ એમ સમાન,
પાછા કોઇ દિને નહિ મળીએ, કયા કરશો સન્માન ? અમે૦
સાચવજો સંબધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સપી સદ્દગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. અમે૦
લેશ ન નથી અમને અતરમા, માન અને અપમાન
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન અમે૦
કેશવ હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન,
તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જાન અમે૦

કેશવલાલ હરિરામ.

---

૧૫૨

## મહેમાનોને

( ઓધવજીના સદેશાની ગરબીનો ઢાળ )

મહેમાનો ! ઓ વ્હાલા ! પુન પધારજો ?
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામા, પ્રભુ પાસે પણ થાય, જો
મહેમાનો ! ઓ વ્હાલા ! પુન પધારજો !
ઉન્નત ગિરિશૃગોના વસનારા ત્હમે
ઉતર્યા રંક દ્વારે, શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુન પધારજો !

મણિશંકર

૧૫૩

## કલમ કરનાર વનમાળીના ઉગાર.

શારદાની વનવાડીમા
પૂછે વનમાળી ડૂખ આ,
તે ડાખળી ડાખળીએ
કૂળી કૂપળીએ કૂપળીએ
વળી ઝીણી ઝીણી નસે નસે
સજીવન અણુરેણુએ હશે,
ને ધીરૂ કે ધસમસતુ
ઘેરૂ ઘેરૂ કે ઝગઝગતું
જેવુ ને તેવુજ હશે રસ ઝરણું ઝરતુ
કેલિ કરતુ,
વળી ધજ આ ધરણી
વિદ્યાધરની
સંજીવની નવ જીવન અર્પી ખુબી અનેરી ફોરશે
આ જુના પણ નવાસવા
રોપતરૂ પર વાચુ વાઓ કુવાસવા !
કે કોઇ કાળે
ફુલે ફાલે
એ પૂછનારની સભાળે,
ને વૃદાવનના પ્રસિદ્ધ વનમાળીએ
મથનના નવનીતરૂપ તરૂ ભાળીને
પારિજાત આણી સુરવનથી
ઓપાવી કાચનપુરી,

ત્યમ આ બ્રહ્મારણ્યતણા વનમાળીની
રૂચિર રસશાલિની
કલમ ગિર્વાણની
પાગરી પાગરી મજરી નૂતન
પમરાવી વનવાડી રજે ઘન
પૂરે નવનવી મોહની

કેશવ હર્ષદ ધ્રુવ

---

૧૫૪
( તોટક )
અવસાન

શીળી ચાદનીની સમ રેલી રહે,
કઇ ગાન મધુરૂ સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતા
હરણા સમ અબ્ધિતરગ બધા,
મૃદુ એહવુ ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધ્વનિ તેની રમે,—
રૂડુ ઇન્દ્રધનુ પ્રગટી જ શમે,
તદપિ મનમા મૃદુ રગ ભમે,—
મીઠડા ફુલડા યદપિ કરમે,
સ્મરણે ચિર તોય સુગન્ધ રમે,—
ત્યમ કાવ્યપ્રદર્શિત ભાવ બધા
વસજો હૃદયે રસભેર સદા

નરસિહરાવ

---

# સક્ષિપ્ત ટિપ્પણ

---

## કાવ્ય ૧ મગલાચરણ

પહેલી કડીમા જગત્કર્તાનુ સુદર લાલિત્ય આખા વિશ્વમા વ્યાપી રહેલુ વર્ણવ્યુ છે જગતમા જે સૌંદર્ય દષ્ટિગોચર થાય તે બધુ જગત્કર્તાનુ જ સાદર્ય પ્રતિફલિત થયેલુ છે કુસુમમા મીઠી ગધ, જ્યોત્સ્નામા શીતળતા, ઉષાની મનોહરતા, કોકિલના કઠમા માર્દવ, એ બધી મહેશ્વરની જ પ્રતિબિમ્બિત સુદરતા છે

બીજી કડીમા જગતની આડે માર્ગે દોરનારી મોહની લોભાવનારી છે, તે સામે હૃદયને બળ દેવા માટે પ્રભુને પ્રાર્થના છે, એ ઈશ્વરનુ શિવ અર્થાત્ કલ્યાણકારી સ્વરૂપ બતાવે છે, તથા ત્રીજીમા સાધુ માણસોને વ્યાપી લેતા વિપત્તિ-અધકારને જ્ઞાનતેજથી દૂર કરવા તથા તેઓના મનરૂપી ગગનમા શાતિ બક્ષવાની વિનતિ છે, એ ઈશ્વરનુ મગળ સ્વરૂપ બતાવવા માટે છે

કેટલાક વાચકો આ કાવ્યમા (અને કેટલાક બીજામા પણ) વપરાયેલ સસ્કૃત શબ્દો તથા કેટલીક વાર તો મહા મુશ્કેલીથી સમજાય (અને તેથી તેઓને પરાણે બેસાડેલી લાગે) તેવી રચના સામે વાધો ઉઠાવે છે, પરતુ બહુજ ટુકામા દર્શાવેલ ઉચ્ચ વિચાર, સગીતમા જોઈએ તેવી મનોહારી મૃદુતા અને મીઠાશ, શબ્દોની મોહક મિલાવટ અને કર્ણપ્રિય ચુટણી, આખા કાવ્યમા વહેતી ગભીરતા અને ભવ્યતા એ બધા ગુણો લક્ષમા લેતા, સસ્કૃતમય શબ્દોના ઉપયોગથી આરોપાતા દોષ તદ્દન નિર્જીવ બને છે અનારની મીઠી કળિયોનો રસ ચાખવો હોય તો ઉપરની છાલ તોડી, અદરના પડ કાઢી, રેસા દૂર કરી, દાણા છુટા કરવાની મહેનત તો પડે જ

લીટી ૩, ૪મા ગધ કૌમુદી, ઉષા, રવ, એ બધા 'સહુમા' ના જુદા ગણાવેલા અગ છે

લી ૧૦ દિવ્યધામપથ—દિવ્ય ધામનો પથ

લી ૧૧ મથે, કર્તા—વિષયમોહની

લી ૧૩ પરિહરવા, કર્મ—મોહનીસુરા.

લી ૧૩ — ૧૪ આ મધુરરવા મોહનીસુરા પરિહરવાને (અમારો) કર ધરી ( હાથ ઝાલી ) હે દયાકરા ! તુ હૃદયમા બળ આપજે

લી ૧૬ દમે, કર્તા—વિપદજલધરા હરી તમને--( તમ=અધાર ) અધકારને હરી લઇને--ખેસવીને--દૂર કરીને

કાવ્ય ૩ **હૃદયસ્વ રેલાવનારા**

કમનીય કવિતાની કનકમય પાખપર બેસારી વાચકોને અને જગતને પોતાને પથે--એટલે પ્રભુ બારણે લઈ જવાની વિનતિ કવિવરો અને ગાયકગણોને સુદર, કર્ણપ્રિય શબ્દોની મીઠી મીલાવટવાળી બાનીમા કરવામા આવી છે જગતમા શુ શુ સુન્દર છે, તે બતાવી તે સુદર સુદર પદાર્થોના ખરા સૌદર્યનો ઉપભોગ લેતા જગતને શીખવવાની પણ યાચના છે, 'તમાના આત્મમદિરમા કુદરત કલા રૂપ પ્રિય કોકિલાને પાળજો, તેના દિવ્ય કૂજનથી તમારા અતર અજવાળજો, જગતના દુખકલેશભર્યા અધકારમય વ્યવહારમા શાન્તિ અને પ્રકાશ આપનારા કિરણો પ્રસરાવી અમારૂ જીવન આનદમા વિલસાવજો, અમારા ઉડ્ડયનોમા આડે આવતા વિઘ્નો વિદારી અમને ઉદ્ધારજો, મોહક, સુરમ્ય, અવનવીન સુદરતા-ભર્યા, પ્રીતિ ભર્યા રસસોચનારા, અને એવા એવા અનેક લાભ આપનારા અને સુખ વર્ષનારા કુદરતના સુસવાદી સગીતથી કાવ્યરસગીતા વહેવરાવવા માટે તમારા મનસદન ખુલ્લા મુકી દેજો અને તેમાથી અમીઝરણાને સતત વહેવા દેજો ' આવી આવી સુદર માગણીઓથી મોહક બનતુ આ કાવ્ય કવિની સુદર કલ્પનાના ઉડ્ડયનો બહુ અચ્છી રીતે બતાવી સૌદર્ય અને કાવ્યાનદનો સારો સ્વાદ ચખાડે છે.

**કાવ્ય ૬** **વિનશ્વર ગાન**

લી ૩ મધુરતા ઉદરે ઈ આનદની મધુરતાના આસ્વાદથી ઉત્પન્ન

થતા પ્રમોદની ધૂનમા એકતાન થતા હર્ષાતિરેક સાથે કઈક ઉડુ શોકનુ ભાન થાય છે આ અનુભવ અગ્રેજ કવિઓમા ઘણીવાર દર્શાવેલો જોવામા આવે છે અત્યન્ત મધુરતાનો અનુભવ થતા હર્ષ તો થાયજ, પણ સાથે શોકની લાગણીનો પણ અનુભવ થાય છે

લી ૭ મૌન સનાતન---eternal silence

લી ૯ બની હુ સ્તબ્ધ રહ્યો ક્ષણવાર—જુઓ કીટ્સ

And a drowsy numbness pains my sense
[ Ode to a nightingale ]

લી ૧૦ ગાન સુણ્યુ ઉડુ ઈ૦--ગાનમા એકાગ્રચિત્ત થતા, તેમા વિલીન થતા,જાણે ઉડેથી ગાનના પડઘા રૂપે બીજુ ગાન ચાલતુ હોયની એવી ભ્રાતિ થઈ ગાનની અખડ એકાત લહેજતનુ તાદ્દશ ચિત્ર પાડવમા આ વર્ણન બહુ સમર્થ થાય છે માત્ર ગાનની લહેજતના આસ્વાદન ઉપરાત તેમા બીજા ઉડા ભાવના અતસ્રોત વહે છે આ કડીમા માધુર્યથી ઉત્પન્ન થતા શોકની વાત કરી છે, તે તેમજ 'મૌન સનાતનમા મધુર' ઇત્યાદિ પક્તિમા જે મરણાદિક ગભીર વસ્તુનુ ચિન્તન છે, તે બન્ને ઉદ્દેશીને કહ્યુ છે કે એ ગાનની પછાડી કાઇ ઉડુ દિવ્ય ભૂમિનુ અનન્તતાનુ ગાન સભળાતુ લાગ્યુ

ની ૧૭. વિનશ્વર આત્મા ઇ સર્વ શાસ્ત્રમા મનાતી વાતથી ગાનની ખુબી ગાનનુ શાસ્ત્ર તો કાઈ ન્યારૂ છે તેનો આત્મા નાશવત અને શરીર અમર છે, ગાનનો ધ્વનિ -ગાનારના કઠનો સૂર-તે સગીતનો આત્મા કહ્યો છે ગાયનને જ્યારે ગાતા સાભળીએ ત્યારે જ તેની ખરા રૂપમા કદર થાય છે, પણ તે ગાન તો ક્ષણવાર જ ચાલે છે, ગાન બધ થયુ કે ધ્વનિ તો લય પામે છે, એટલે આત્મા તે નાશવત અને ગાયનના શબ્દો તે અમર છે કવિતપદ તે શરીર અને એમા જીવ પ્રેરનાર ગાન તે આત્મા આત્મા નાશવત અને શરીર સ્થાયી એ અન્યાય જ ગણાય

## કાવ્ય ૮ સહસ્ત્રલિંગ તળાવ ઈ.

આપણી ભાષામા પુરાતન શહેરની કે પૂર્વે થઇ ગયેલા મહાત્માઓની પ્રશસ્તિના કાવ્યો ઘણા જૂજ જોવામા આવે છે જ્યાસુધી પ્રાચીન બીજા મહાપુરૂષો અને સ્થળોની પુરી પિછાન થાય નહિ ત્યાસુધી બીજા મહાપુરૂષોના ઉદ્દભવનો સભવ ઘણો થોડો રહે છે એવુ એક જર્મન લેખકનુ કહેવુ છે

સ્વદેશ વિષે–તેમા રહેલી પરવશતા, કાયરતા, તથા નિરૂત્સાહીપણા વિષે કવિશ્રી નર્મદાશકરે થોડુ ઘણુ લખ્યુ છે, પણ સ્વદેશના મહા માઓ તથા રમણીય સ્થાનોની યોગ્ય કદર કાવ્યમા થઈ નથી એ શોચનીય છે

લી ૮ કોણ એહવો જેહ ૭૦ સવાલો જેમ વિશેષ પુછાય તેમ સ્વદેશ ચિતવન વધારે થવા સભવ છે

Men are we, and must griebe when even the shade

Of that which once was great has passed away

પરદેશ માટે પણ આવી ખેદની લાગણી થાય એવુ એક મહાકવિનુ વાકય વાચિયે તો પછી સ્વદેશ માટે બે અશ્રુ પણ પડે તેમા શુ નવાઈ?

## કાવ્ય ૯ હિન્દનુ ઐતિહાસિક સિંહાવલોકન

ઐતિહાસિક મહત્વભર્યા કાવ્યમા જે કાઈ કહેવા જાણવા જેવુ છે તે તો એક પ્રતિષ્ઠા પામેલા સાક્ષરને હાથે ‘પૃથુરાજરાસા’ મા કહેવાયુ જ છે માટે જીજ્ઞાસુને તે પુસ્તકમા જોઈ લેવા વિનતિ છે

## કાવ્ય ૧૦ ત્રિખડ ત્રિવેણી

ત્રણ નદીઓ જ્યા સગમ પામે તે સ્થાનને ત્રિવેણી કહે છે, અને તે સ્થાન ઘણુ પાવન ગણાય છે હાલમા એશીઆ, યુરોપ અને આફ્રિકા એ ત્રણ ખડનો જે સમાગમ થયો છે, તેને આ કાવ્યમા ત્રિખડની

ત્રિવેણી એમ કહેવામા આવેલ છે ૨૦ લીટી સુધીમા, સમુદ્ર પર સફર કરતા, વિશ્વનુ જે સુદર સ્વરૂપ ચક્ષુને આનદ પમાડે છે તેનુ વર્ણન છે ત્યાર પછી દશ લીટીમા પૂર્વે થઈ ગયેલા મોટા ગર્જ્યાને સ્મરણાજલી અપી હાલમા થયેલી ત્રિવેણીના ભવિષ્ય માટે શુભ આશા રાખવામા આવી છે, અને છેલ્લી લીટીઓમા ત્રણ ખડના સ્વરૂપ બતાવવા સાથે અકળ કળા ઉર્જિત કરવાના તથા ભાવી ઉન્નતિની આશાથી જન્મ પામતા સતોષના ઉદ્ગાર સાથે કાવ્ય પૂર્ણ થાય છે

સાગર અને ચદ્ર જેવીજ શોભાવાન, ભવ્ય અને શીતળ સુખદાયી, તથા રસની રેલ વહનાર આ ત્રિવેણીનુ 'નવચેતન' કોઈ દિન અમને ચેતવશે, ઈત્યાદી આશા સફળ હો !

## કાવ્ય ૧૧ ઉષા

ઉષા ( પ્રભાત ) પોતાના જગતને ઉપકારક અને આનદજનક કામોથી ખુશી થતી પોતાનુ જ વર્ણન કરે છે

સનાતન યૌવન—કારણ કે ઉષા હમેશા જુવાન જ છે

વૃત્તિ એ ઉદાર ઉદાર કાર્ય કરનાર હમેશા પ્રસન્ન ચિત્ત જ રહે છે

આનદ લ્હાતી—આનદનુ લ્હાણુ કરતી

સધ્યારૂપ ધરી ફરી—ઉષા અને સધ્યા એ એકજ છે રવિનાથની પ્રભાતમા ભેટ લેનાર ઉષા નામે, અને સાજે ભેટ લેનાર સધ્યા નામે ઓળખાય છે

---

## કાવ્ય ૧૨ પ્રભાતની વાદળીને

લી ૪ નિધિમાત—સમુદ્રમાતા

અણસમજુ લોકો વાદળા સમુદ્રમાથી પાણી ભરી લાવે છે એમ માને છે હવે તેવી માન્યતા ભાગ્યે જ કોઈ બાળક પણ સ્વીકારતુ હશે

સમુદ્રના પાણી વરાળરૂપ ચડે અને તેની વાદળી થાય એટલે વાદળીને સમુદ્રની પુત્રી કહેવામા એક રીતની યોગ્યતા છે એ સમજી શકાશે

વાદળીની માતા નિધિ ( દરીયો સાગર હમેશા નરજાતિ વાચક હોઈ તેને માતા કહેવામા અમુક જાતની અણઘટતી માન્યતા સ્વીકારાઈ છે એવી માન્યતા કાવ્યના ગુણમા ક્ષતિ કરનારી નીવડે છે ) અને તેનો પિતા સૂર્ય વાદળીને બનાવનાર સૂર્ય છે એટલે તે માન્યતામા કોઈ જાતની અયોગ્યતા નથી, બલ્કે સૌદર્ય અને મજા છે

લી ૫ થી ૮–વાદળી આગળ જાય છે ત્યા પ્રભાત પોતાના દ્વાર ઉઘાડી સુખવાડી ખીલવી રહે છે

લી ૯ થી ૧૨–ત્યા પવનરૂપી વિમાનમા બેસી, નભ ઘુમટમા લહર–વાયુની લહરે–લસતી–નાચતી, ખેલતી ઉડતી ઉડતી આગળ જા ! તુ આમ જાય છે ત્યારે તારા સૌરભમા ( સૌરભ એટલે સુગન્ધ એ પ્રચલિત અર્થ તેનો બીજો અર્થ 'કેસર' થાય છે તેથી પ્રભાતના રગ રગાઈ કેસરી બનેલા તારા સ્વરૂપમા એવો અર્થ ઘટાવવો પડશે ) હુ મોહ ધરૂ છુ–સૌરભથી મોહ પામુ છુ

લી ૧૭ જયમ–ત્યાર=જ્યારે ત્યારે

લી ૨૫ તવ હુ તુજ એ સહુ ઈ૦ પ્રભાતની વાદળીમા દૃશ્યમાન સૌદર્યમા કલ્પનાના આપેલા રગો કવિ ભેળવે છે, અને તેથી એ બધા રગ કવિના હૃદયમા નવુ–નવીન જાતનુ કાઈ ઓર તરેહનુ નૃત્ય કરી રહે છે

લી ૩૯ તુજ તણુ કરી–તણુ જેમ સૂર્યના તાપથી રક્ષણ કરે છે, તેમજ વાદળી પણ સૂર્યની આડે આવી તાપથી રક્ષણ કરે છે, તેથી તેને તણુ બનવાની વિનતિ

વાદળીની સાથે કવિ પણ આગળ અને આગળ વધતા હોય એવી કલ્પના છે

સૂર્યની બહુ નજીક આવતા, તાપથી રક્ષણ કરવા વાદળીને વિનતિ કરી, રવિ પાસ આવી રહ્યા અને દિવ્ય તેજના ઝરણાં નિહાળતા—અનુભવતા— એવો હર્ષ થઇ ગયો કે તે શબ્દોથી કહી ન શકાય એટલે

અહહા! અહિ હર્ષ ભરે વટ શુ '

થી કાવ્યની સુદર રીતે સમાપ્તિ થઇ

---

## કાવ્ય ૧૩ ગોપિકા

વાચક મહાશયોને આ કાવ્યની નવીનતા પ્રતીત થયા વિના રહેશે નહિજ સુન્દરી સુબોધ' ના યુવાન પ્રકાશકોને દેશસેવામા જુદી જુદી રીતે ભાગ લેવા માટે જે અતિઘણો ધન્યવાદ ઘટે છે, તેમા આવા નવીન કાવ્યો લખવાનો પણ ઉમેરવો જોઇએ 'દુધ ને રોટલો' અને 'ગોપિકા' એ બે તદ્દન ન્યારીજ ગીતિના કાવ્યો છે–એવા કાવ્યોની ખોટ ગુજરાતી સાહિત્યને હજી ક્યા સુધી ભોગવવી પડશે એ કહી શકાતુ નથી, કારણ કે આવા પ્રયાસો બહુજ ગણ્યા ગાઠ્યા છે આ પછીનુ કાવ્ય 'ધણ' એ પણ આ વર્ગનુજ છે આવા કાવ્યોને 'ગોપકાવ્ય' નામ અપાય છે,

આપણામા શ્રીકૃષ્ણ સબધના કાવ્યા—તેની ગોકુલમથુરાની લીલાનુ વર્ણન કરનારા કાવ્યો–એક અશે ગોપકાવ્યો કહી શકાય, પરતુ તે કાવ્યોમા 'ગોવાળીયાની એક દિવસની જીદગીનુ વર્ણન', અથવા તો તેની જીદગીના અમુક પ્રસગનુ વર્ણન, હોતુ નથી ખરા ગોપકાવ્યો તો તે હકીકતથી આપણને પરિચિત વસ્તુમાથી ઉતમ આનદ શોધી આપવાના હેતુથી શરૂ થાય છે અને તેમ કરવામા જ તેમનો અત છે પરતુ કૃષ્ણ લીલાના કાવ્યોમા કુદરત સાથેના સબધથી ઉભરાઈ આવતી વર્ણન વાગ્ધારા ભાગ્યેજ નજરે પડે છે તેમ અમુક પદ્ધતિનાં જ બધા લખાયેલ હોવાથી તેનુ એકમાર્ગીપણુ વૈવિધ્યને સ્થાન આપી શકતુ નથી

આપણામાંથી તો ગામડાની રહેણી કરણીનો ઘણાને અનુભવ હોય છે કુદ્રત સાથે નિકટ સબધમા ઘણા આવેલા છે, છતા ગ્રામ્ય પ્રસગો, ગ્રામ્ય પ્રદેશો, કે ગ્રામ્ય જનના આચાર વિચાર અને સ્વભાવસરણી આમાથી કશુ પણ કોઈ લેખકની કલમથી લખાતુ નથી એ ખરેખર શોચનિય છે નર્મદાશકરે કેટલાક પ્રયાસો કર્યા હતા પણ તેથી કાવ્ય ભડારમા સારો વધારો થયો એમ કોઈ કહેશે નહિ આશા છે કે આવા કાવ્યોના વાચન પછી આપણા જુવાન લેખકો આ વિષય તરફ લક્ષ ખેચશે અને પોતાના લેખોમા નવીનતા દાખવશે

ઉપરની ટીકા લખ્યે બાર વર્ષ થઈ ગયા તેટલા સમયમા ‘ગોપ કાવ્યો’ નામનો એક લગભગ પોણોસો કાવ્યોનો સગ્રહ રા કલ્યાણજી વીઠ્ઠલભાઈ મહેતા તથા રા ચુનીલાલ રામચદ્ર શેલતના સયુક્ત પ્રયાસથી બહાર પડયો છે, તે વાચકોની જાણમા હશે જે જાતના કાવ્યોની આશા રાખવામા આવી હતી તેવા ઘણા તો તેમા દેખાતા નથી, એ ખેદ તો હજુ ચાલુ જેવોજ છે

## કાવ્ય ૧૪ ઘણ

ગોપગીતો યુરોપીય સાહિત્યમા ઘણા છે મથુરાના આહિર લોકો પોતાના દેવોને આર્યો પાસે પૂજનીય કરાવી શકયા અને કૃષ્ણપૂજા તેમની પાસે અગીકરાવી ત્યારે એક અપ્રતિમમનોહર ગોપકાવ્યથી સસ્કૃત સાહિત્ય વિભૂષિત થયુ કાળના સ્રોતમા આ કાવ્ય ભાગવતમા સ્થાન પામ્યુ અને દશમસ્કધ તરીકે વિખ્યાત થયુ

જયદેવે અમર ગીતગોવિદ લખી એ રસિક ગોપકાવ્યનો પ્રસાદ મેળવવાનુ સુલભ કર્યુ મુસલમાનોના આક્રમણને લીધે સસ્કૃત સાહિત્ય વિનષ્ટ થતુ ચાલ્યુ અને પ્રાકૃત સાહિત્ય ઉદય પામ્યુ તેવામા કાવ્ય પ્રેરણા, અનુપમ ગોપકાવ્યે ભારતમા સર્વત્ર પ્રસરાવી આ કાવ્યોના અતર્પટમા ગર્ભમા ભક્તિરસ સ્ફુરે છે આ ગોપકાવ્યના નાયક શ્રીકૃષ્ણને પરમાત્મા લેખવામા આવ્યા છે

રા ન્હાનાલાલનુ 'ધણ' આથી ઉલટી રીતનુ છે ગોવાળીઆની એક દિવસની જીદગીનુ વર્ણન છે આ જીદગી અવલોકતા જે સાત્વિક ધાર્મિક ભાવો ઉઠે છે તેમા કવિ આપણને નિમજ્જન કરાવે છે શ્રમ વિના-અનાયાસે આનદથી સાધારણ ગોપકથામાથી અધ્યાત્મ કથામા આપણે ઉતરી પડીએ છીએ

રણજીતરામ વાવાભાઈ

---

## કાવ્ય ૧૫ સાગર અને શશી

કાવ્યનુ વસ્તુ અસાધારણ નથી સાગરપર શશીના ઉદયથી થતા મનોરમણીય દેખાવથી મહાન પિતા તરફ ઉપકારની લાગણી ઉભરાય છે સર્વ સતાપ શમાવનારા એ દેખાવનુ વર્ણન છે તે વખતનો હૃદયને આનદપૂર્ણ કરનો સૃષ્ટિનો ઉલ્લાસ, પૃથક પૃથક પદાર્થોનો ઉમગભર્યો વિલાસ અને તેથી એક પ્રસાદી હૃદયમા ઉભરાતી સાદર્યની કદર તથા ઉપકારની લાગણી બહુજ કોમળ, રસિક શબ્દોમા દર્શાવાઈ છે

લી ૩-૪ સ્નેહના સરખો વન તથા કુસુમ વનના વિમલ પરિમલ સરખો ગહન હર્ષ, નિજ ગગનમા એટલે હૃદયમા ઉંચો ચઢે છે

લી ૪ પામે—કતા—હર્ષ

લી ૫ ચન્દ્રનેજ પિતાનુ નેત્ર કહેલ છે

---

## કાવ્ય ૧૬ સરોવર

શેત્રુજાના શિખર ઉપરથી પર્વતની કુહેડમા વિરાજતુ એક ન્હાનુ સરોવર દેખાય છે અવિભૂતિવન્તુ, ન્હાનકડુ, નિર્મલ જલ માત્રથી ભરેલુ, વાસહીણ, ઝાડીના ઘેરાવઘુમ્મટ વિનાનુ, લીલોતરીવિમુખ, પત્થરોની વચમા તે સરોવરની શોભા કઈક વિરલ છે સ્હવારના સમયે પર્વતનો પડદો આડો આવે છે તેથી સૂર્યતેજનો પ્રતાપ પણ ત્હેના ઉપર નથી પડતો, તેમજ પવન પણ ત્હેને પટ કરચલી નથી પાડતો લહરી, તેજ કે

લીલોતરી કંઈપણ અલંકાર વિના સાદી સરલતામા સ્થિર-અનિમિષ વિક-સેલા વિશાળ નયન જેવુ-તે સરોવર કંઈક ગહન વિમલ સૌન્દર્ય દાખવે છે

ના દ કવિ

---

## કાવ્ય ૧૮ આરોહણ

સાથીની સાથે પર્વતશ્રીલા નીહાળવા તેપર ચડવાનુ શરૂ કર્યુ છે થોડુ ચાલતા તેમાથી એક, જણ જુદો પડી ગયો છે તે જુદો પડેલ જણ, આ કાવ્યનો વક્તા છે આખા કાવ્યમા પર્વતના આરોહણ સાથે વિચારના આરોહણનો અર્થ પણ વ્યજીત થયેલ છે

લી ૯-૧૦ પર્વત પરથી નીચે લીટી જેવી દેખાતી નદીઓ, નાના ઝુડ જેવા દેખાતા વનો અને નાના ઝુપડાના સમુદાય જેવા દેખાતા ગામોનો સુદર ચિતાર અપાયો છે

લી ૧૦ વિશાળ ખેતરોવાળી ચારે તરફ વનથી વીંટાઈ રહેલી ખીણો

લી ૧૩ પ્રતિપદે દિશાઓ ખમે, સરખાવો

વાધુ હુ ત્યા વાધે વનવાટ

(સરસ્વતીચન્દ્ર ૪ ૨૮)

લી ૧૪-૧૮ સસારના સર્વ વમસાણો ત્યજી દઈ, પર્વતપર હલકી હવા માણુતા માણુતા શાત અને સુખી થએલા હૃદયમા આવા આવા વિચારો આપો આપજ સ્ફુરે છે તેની ખાત્રી જેઓએ એવો અનુભવ હશે તેને તરત થશે

લી ૧૮ ભગ સકલ્પના—સકલ્પ-ઈચ્છાઓ-ભગ=મોજા જેમ સમુદ્રમા મોજા ચડે ને ભાગે તેમ વિધિ હિમ્મત સાગરમા સકલ્પરૂપી મોજાઓની પણ તેવીજ ધમાલ લાગી રહી છે ભગ—'નિરખી' નુ કર્મ

લી ૧૯—૨૪ અવનિના જલ ધુમસ રૂપે ચડે અને એ ધુમસની આછી વાદળીયો, જાડા થર તથા પાદડા વગેરેમા ઠરતા તેના જે ટીપા

બાઝેલા છે તેનુ આ ભવ્યતાભર્યું હૃદયને વર્ણન-સૌંદર્યની મોહકતાથી ભરતુ, રમણીય બયાન છે, ખરા કવિત્વનો પ્રસાદ બતાવી આપે તેવા ચિત્રો જ્યા ત્યા મળી આવતા નથી થોડા વખતપર કહેવામા આવ્યુ હતુ તેમ ભલે આવા લેખકોને કવિના કરતા રસિકનુ નામ વધારે યોગ્ય હોય તોપણ આવા રસિકત્વમા કવિત્વની છાપ સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે એક અગ્રેજ લેખક કહે છે તેમ જો કવિતાના સગ્રહ ઉપર ન જોવાય પણ માત્ર તેના ખરા ગુણ ઉપર જોવાય તો પછી આવા ચિત્રો આપનારને કવિત્વના પ્રસાદથી અનુગ્રહિત કહેવામા કશો દોષ થતો હોય એમ લાગતુ નથી

લી ૩૪ શકુતકલગી—શકુત પક્ષીની કલગી

ચળક બુદ હીરામય-હીરા જેવા ચળકતા બુદ-પાણીના ટીપા

ખચે-કર્તા જલો (લી ૧૯) તરે, સુવે, રચે, ભરે, ખચે—ઢાકી લે, શોભતા કરે, પરિભ્રજે એ બધાનો કર્તા જલો છે

લી ૨૫ કપિ જ-કપિ જેવા બેડોળ

લી ૨૫ કઠિન ચિત્ત કોમલ સરે-કઠિન શિલાઓના ચિત્તમા-ઉરમા-કોમલ જલ સરે છે-પ્રવેશ કરે છે

લી, ૩૮ કવિ Byron બાયરન

લી પર પદવિ પગલા નહિ પણ વાળ વગેરે ચિન્હ

લી ૫૪ સત્યવર વત્સ-સત્યને વરનાર-પસદ કરનાર વત્સ-બાળ (બોલનાર પોતે)

લી ૬૨ લપેટી=અવ્યય કૃદત, કર્મ—ખીણ

લી ૬૫-૮ આ ચિત્ર પણ મનોહર અને તદ્રૂપ છે એવા એવા વિચારો અને ચિત્રોથી આખુ કાવ્ય 'ખચિત' છે અને ઉત્તમ વર્ણનાત્મક કાવ્યોમા ઉચુ પદ પામે છે

લી ૯૭ ગભીર અને સ્થિર સ્મિતભરી—એ બે દિવ્ય શાતિના વિશેષણ છે

લી ૯૭ ૯૮ જગતમેલ વિદારીનુ કર્મ, પાપદુખ, વિસરાવીનુ, અને દુખ, રૂજ કરીનુ, તેમ આત્માશિશુ, અક સુવરાવીને તથા યોગ્ય કરતીનુ કર્મ છે, આ બધામા 'કરતી' એ સપૂર્ણ ક્રિયાપદ છે, ને બીજા અવ્યય કૃદત છે–બધાનો કર્તા 'દિવ્ય શાતિ' (લી ૯૬)

લી ૧૦૧ થી તે અત સુધીમા ઉપર કહેલી દિવ્ય શાતિને સબોધન છે ચેતન ઉર તે જ દિવ્ય શાતિ

સતસ્વરૂપ ભાસ્કર એ પણ તેનાજ સબોધન છે શાશ્વત્ પ્રભુ સતસ્વરૂપનુ તથા સકર્ષણ, નિધાન વગેરેનુ વિશેષણ છે

લી ૧૧૪ કાલ નટરાજ–કાલરૂપી નટરાજ

લી ૧૧૫ રગમા રગભૂમિમા

સૂત્ર–નાટકની વ્યવસ્થા તે સૂત્ર પુતળાનો ખેલ કરનાર એક સૂત્રને આધારે બધા પુતળાને નચવે છે તેથી તે ખેલ કરનાર સૂત્રધાર કહેવાય— તેમ નાટકની સર્વ વ્યવસ્થા કરનાર પણ સૂત્રધાર કહેવાય છે અહિ પણ કાલ નટ છે તેને નચાવનાર તે નાટકનો સૂત્રધાર–તુજ–દિવ્ય-શાતિજ છે

## કાવ્ય ૧૯ ગિરનારને ચરણે

રા કવિ જ્યારે ગિરનાર યાત્રાએ ગયા ત્યારે તે ભવ્ય, પુરાણ-પ્રસિદ્ધ પવિત્ર પર્વતે તેમના હૃદયને જે આદોલન આપ્યુ હતુ તેનુ આ કાવ્યમા વર્ણન છે તેમા બાહ્યવર્ણન છે તે કરતા ગભીર પર્યેષક વિચારોનો પ્રવાહ વધારે અસર કરનાર છે લેખકને ત્યાના શિલાલેખ ઉપરથી ઐતિહાસિક અને ઘણુજ પૌરાણિક દર્શન થયુ હશે એ દેખાઈ આવે છે

કાવ્યમા લીટીએ લીટીએ તન્મયતા અને તેથી પેદા થતો આનદ ઉભરાઈ આવે છે શબ્દો અને વિચારોનો સુખમય કર્ણપ્રિય સવાદ સ્વાભાવિક રીતે જ થયેલો માલમ પડે છે કેટલીક લીટીઓ તો શબ્દમા વિચારમા, ઉદ્દગારમા અને અસરમા એવી તો ભવ્ય, મધુર, અને મોહક

છે કે તેના રણકાર કાનમા ઘુમ્યા કરે છે જયા ઉડતા અમિત ભાર્ગવના ફુવારા 'ગોરે' 'અઘોર નીર સાગરકાલ કેરો ' ' મોઘો સખિ! બ્રહ્મપરાગ ઉડે ' વગેરે લીટીઓ, ઉપલી ટીકા કેટલે દરજ્જે વાસ્તવિક છે તે બતાવી આપે છે

તે લીટીઓમા અર્થભર્યા શબ્દો ગાભીર્યભર્યો અર્થ, માધુર્ય ભરી મિલાવટ, અને મોહક અને ભવ્ય ધ્વનિ એ બધા એવી તો ઉમદા રીતે, ગભીરતાથી અને અમરકાન્ત રીતે આવી રહેલ છે કે તેને માટે noble thoughts nobly expressed' એ સૂત્ર વિના શકાએ વાપરી શકાય

ઉપર કહ્યુ જ છે કે કાવ્ય એકલુ વર્ણનાત્મક નથી વર્ણનના ચિત્ર કરતા, વિચાર અને ગભીર મર્મના જે ચિત્ર તે ખડા કરે છે તે ખરેખર અદ્ભુત જ છે 'તો શૈલને જડ પડી, વદ્નુ સખી ' કા ? ' 'શુ ત્યા મૃદમ લહરી નથી એક પરે ?' વગેરે લીટીઓ કવિના મનમા રમી રહેલા તત્વજ્ઞાન સબધના વિચારો બતાવી આપે છે બેશક આપણે કબુલ કરવુ જ જોઇશે કે આવા સર્વાંગસુદર કાવ્યો આપણા સાહિત્યમા ઘણા જુજ છે

(હરિલાલ કલ્યાણરાય માકડ બી એ એલ બી, ની નોટ ઉપરથી)

રા હરિલાલે દરેકે દરેક લીટીના મર્મ અને રહસ્ય તથા ગાભીર્ય સ્પષ્ટ કરી વિચારવાળુ વિવેચન કરેલુ છે, પરતુ સ્થળ સંકોચને લીધે આટલુ પ્રાસ્તાવિક ટિપ્પણ જ દાખલ કરી શકાયુ છે (હિ ગ અ ) તપાસ કરતા હવે વિવેચન હાથ આવ્યુ નથી જુન ૧૯૨૦)

## કાવ્ય ૨૧ ફોયસાગર

ફોયસાગર નામનુ અજમેર પાસે એક તળાવ છે તે ચોતરફ ફરતી ધારોની વચમા આવી રહેલ છે

તેને કાંઠેજ એક બાજુની બરાબર વચમા માલતીમડપ છે ફરવા જોવા આવનાર લોકો એ મડપમા કે એ કાંઠે 'બધ' ઉપર બેસે છે. તે મડપમાથી દેખાવ ઘણો ભવ્ય અને રમણીય લાગે છે

લી ૧ વાદળી ઝરમર ઝરમર ઝીણો વરસાદ પાડી ગળી ગઈ-વરસાદ રૂપે પડી ગઈ

લી ૨ અધારી-અધી

નીરવચ્છદગતિ-વિશેષણ, વિશેષ-અધારી, નીરવ, અવાજ વગરની-છદ-પાદડાની-ગતિ જેની ગતિ છે જેની તેની અધારી શૈલના શૃગપર જઇને વિરામી

ઉપર નીચે ચારે તરફ વર્ષાદ વર્ષતો હતો તેટલી વાર અધારી હતી તે નીચેથી ચડીને તેમ ઉપરથી ઉતરીને પણ શૈલશૃગો ઉપર રહી અધકાર સર્વત્ર હતો તે માત્ર શિખરો આગળ રહ્યો

લી ૮ રેખાભ્રમાલ=પાતળી વાદળીઓની માલા

લી ૯ કોરેથી-જમણી-બાજુથી ચદ્ર ઉગતા તેના કિરણ પાણી પર પડતા તે પાણી-સર-ચળક્યુ અને પાછુ વાળી જોતા ઇન્દુનુ બિબ ધાર પર શોભી રહેતુ દેખાતુ

લી ૧૩ અયિ શશી ઇત્યાદિ-તુ શશીને આ ચિત્રનો સાર ગણે છે શુ ?

લી ૧૪ જાણે ત્હારો-શાતિમા એકદમ નીકળતો તારો સ્વરજ જાણે આ સર્વ ચિત્રનો સાર હોય એમ હુ જાણુ છુ

---

## કાવ્ય ૨૨ એક ચિત્ર દર્શન

આ કાવ્ય જેમા હસ નામના ચિત્રકારના ચિત્રનુ વર્ણન છે તે પર આપણા માનવતા* પ્રથમ ટીકાકાર શ્રી નવલરામ ભાઇએ જે ટીકા કરેલી છે તે નવલગ્રથાવલિના બીજા ભાગમા છપાઇ છે જીજ્ઞાસુને તે જોઈ લેવા વિનતિ છે

---

## કાવ્ય ૨૩ વર્ષાવર્ણન

વર્ષાકાળ, વાદળાઓના બદલાતા દેખાવ, વર્ષાદ પડી રહ્યા પછી વિશ્વમા વ્યાપી રહેતુ અનુપમ સૌદર્ય, તથા તેથી મનુષ્યના હૃદયમા જામતી રતિ–આનદ–એ બધાનુ આવુ તાદશ, હારક અને ભવ્ય વર્ણન ભાગ્યેજ બીજે મળી શકશે આપણી ભાષામા વિશ્વલીલાના વર્ણન ઘણા નથી લેખકો સાર સમજાવવાનુ, બોધ આવવાનુ, ઉપદેશ આપી કૃતાર્થ થવાનુ, તથા જગતકર્તાના મહિમાના ગુણ ગાવાનુ કે કાંઈ તત્વજ્ઞાન સબધી વિચારો કરવાનુ વધારે પ્રિય ગણે છે નવી લેખક પ્રજામા વર્ડઝવર્થના જેવા વર્ણન તથા શેલીની જેવી નિરાશાભરી નજર તથા ભ્રમણ કરતી કલ્પના કંઈક અશે આવતા જણાય છે, પરતુ તેઓના ઉત્તમ ગુણો આવવાને હજી વાર છે એમ ભાસે છે કીટસના જેવા સુદર, નર્યા કુદ્રત વર્ણન તો ભાગ્યેજ મળે તેમ છે આ કાવ્ય તેવી ખોટ પુરી પાડવા સમર્થ છે ખરૂ, પણ જગત્ સૌદર્યના જ્ઞાતા તથા વક્તા હજી જોઈએ છે

લી ૧૫–૨૦ વાદળામા થઇ પ્રકાશતા સૂર્યનુ ચિત્ર કેવુ તાદશ તથા મનોહારી છે !

લી ૧૪ આ-વિશેષ્ય દિનમણિ

લી ૧૫ બની-દિનમણિ સાથે જાય છે

લી ૧૭ સઉ હસતી સૃષ્ટિ પર સ્નેહ થકી મધુર રીતે રાજતુ અર્ધ બિબ

લી ૧૯ શશીના કટાક્ષ કિરણ

લી ૨૧ સલિલગર્ભ મેઘ—સલિલથી ભરેલો મેઘ

લી ૨૨ દેખાડે, કર્તા—મેઘ

લી ૨૪ તે તણી આસપાસ—તે બે ત્રણ બિબની આસપાસ

લી ૨૯ કઈ—આ ને બીજી લીટીઓમા આવતા કઈ ( અને કંઈક, કેટલાક, કોઈ કોઈ ) મેઘોનુ વિશેષણ છે

લી ૩૩ ગ્રહેલા, "રગ"નુ વિશેષણ સૂર્યકિરણ અને વારિ સાથે સમાગમ પામી Prismatic બનેલા "મેઘે" ગ્રહેલા રગો, બીલોરમા રગ ઉત્પન્ન થાય છે તે રીતે મેઘમા થયેલા.

લી ૪૦ થી ૬૩ સુધીમા ક્ષણે ક્ષણે બદલાતા વાદળાના રૂપનુ અચ્છુ વર્ણન છે

લી ૫૦ પર્વત—મદાર પર્વત હજી—પક્ષધારી છે—તેને પાખ છે. જ્યારે ઇંદ્ર વજ્ર લઈ પાખ કાપવા આવ્યા ત્યારે તે સમુદ્રમા પડી સતાઈ ગયો છે શુ તે પર્વત આજે સમુદ્રમાથી બહાર આવ્યો છે?

લી ૬૦ પાડતી, નાચતી, બાઝતી, ગાતી, કરતી એ સપૂર્ણ ક્રિયાપદ છે કર્તા, સભા ( લી ૫૮ ) લી ૬૧ બની અવ્યય કૃદત

લી ૬૩ વર્ષતી—સપૂર્ણ ક્રિયાપદ કર્તા—રતિ

લી ૬૯ થી ૮૭ સુધીમાનુ વર્ણન, કલ્પનાની સુદરતા, મનમોહકતા બતાવી આપે છે એ બ્યાન એવુ તો ખુબીભર્યુ છે કે વાચતા વાચતા હૃદય પૂર્ણ પ્રમોદ પામી પૃથ્વીના તલપરથી ઉડી દિવ્યતાના, સુદરતાના, પ્રદેશમા નિરકુશ વિહાર કરતુ ફરે છે

લી ૭૧ 'સરવર ઉપર'થી લી ૭૪ 'પ્રસરે' એ ઉપમાનકથન છે

લી ૭૪ પાડી, કર્તા—સમીરે લી ૭૦

લી ૮૧ ચળકતો, ગાજતો, બેસી એ કૃદતો પયોધર સાથે જાય છે

લી ૮૩ છેડે, કરતો, વધ્યો, છાઈ દીધા એ ક્રિયાપદોનો કર્તા પયોધર

લી ૧૦૧ મનુજ ચિત્તમા જેમ હર્ષ ને શોક ઘડી ઘડી પલટાયા કરે છે તેમ, સરખાવો, કલાપી, 'પ્રેમની આશિષ'

'કાળો પટો કોઈ, કોઈ સોનેરી, કોઈ રડાવે ને કોઈ હસાવે, અશ્રુ સુકયા ના, હાસ્ય થયુ ત્યા, હાસ્ય પછી અશ્રુ પળમા પડે છે, તેમ વીજળી પણ ભુવનને અધકારથી વારે ઘડીયે વ્યાપ્ત કરે છે

લી ૧૧૬ પ્રસરી લાબા ધારાકરને ઈ સરખાવો મૃચ્છકટિક

जलधर * * *

* * धाराहस्तै परामृशसि.

## કાવ્ય ૨૪ વૃષ્ટિ

કવિ નર્મદાશંકરે ગુજરાતી કવિતામા સજીવારોપણનો અભાવ છે, એમ કહી જે શોચ જણાવ્યો હતો તે શોચ કંઈક અંશે દૂર કરે તેવુ સજીવારોપણ સ્નેહમુદ્રાકારે લખી ખોટ સારી રીતે પુરી પાડી છે તે આખા કાવ્યમા (સ્નેહમુદ્રામા) ઘણા ખરા પ્રસંગો તેવા જ છે અચેતન વસ્તુઓને ચેતન પ્રાણી પેઠે પોતાના સ્વરૂપનુ ખરૂ બયાન કરતા શીખવ્યુ છે તારા, આકાશ, વૃષ્ટિ, નદી વગેરે આ સંગ્રહમા દેખાતા કાવ્યોમા પણ તે તે પદાર્થો પોતા વિશે પોતેજ બોલે છે એમ સમજવાનુ છે

આ સઘળા સજીવારોપણમા જે વિચારસ્રોત અખંડ, અકલુષિત રહ્યા કરે છે, તે તે પ્રાણીપદાર્થના ચલનવલન, સ્વભાવ તથા ટેવ જીવનહેતુ તથા જગતમા તેમની ઉપયોગીતા વગેરે વિશે જે ઝીણી અંતપ્રવેશી, તથા બોધભરી નજરથી આલેખન થયુ છે તે તદન નૂતનતા ભરેલુ હોઈ, યુવાન લેખકોને અધ્યયન કરવા લાયક વિશાળ ક્ષેત્રનુ ભાન કરાવે છે અકૃત્રિમ કવિત્વ, અવિચ્છિન્ન પ્રસાદ, તથા તેની સાથે સાવધાન અધ્યયન અને અડગ ખંત વગર આવો રસ, આવી છટા અને આવો વિજય મળતો નથી એ તો દેખીતુ જ છે

આ આખા કાવ્યમા વહેતો અર્થ વૃષ્ટિને, તેમ રસિક કવિની નૈસર્ગિક કવિતાને પણ લાગુ પડે છે

લી ૧૧ કુસુમવૃષ્ટિ સમી જ્યારે ઝીણી ઝરમર પડે છે ત્યારે જરાપણ અવાજ થતો નથી તેથી વૃષ્ટિને કુસુમવૃષ્ટિ જેવી કહી છે ઈંગ્લાંડમા અને બીજે જ્યા બરફ પડે છે ત્યા આ ઉપમા વધારે યોગ્ય લાગે તેવી છે

લી ૧૪ યમ સમી પડુ છું યમ જેમ વગર દેખાયો પડે છે તેમ હુ ના જીવ (જીવન-પાણી–પાણી એ વિશ્વનુ જીવન કહેવાય છે) લાવુ છુ

લી ૨૧ વાયુ વાની સાથે

---

## કાવ્ય ૨૫ લાગટ હેલી ઈ

જગત જીનાના આના ચિત્રો હજી આપણી ભાષામા ઘણા થોડા છે અક્ષર રૂપકનો પ્રયોગ વટતો અને તેનો નિભાવ અનુરૂપ વિચારોથી સુસમૃદ્ધ છે છેવટે મેવાસુરસહાર પછી ધોરેગીની ખીલી નીકળતી સુદરતાનુ વર્ણન વાચનારને તેવા સમયનુ તાદૃશ ભાન કરાવે છે ઉદધિ ગગનનો ઉદધિ જેવુ ગગન સમુદ્રનો રગ ગગનના નિર્મળ રગને મળતો આવે છે

## કાવ્ય ૨૭ સર્ગ દર્શન

આત્માઓનુ અસ્તિત્વ, આત્માઓના ભાવતરગ દ્વારા વિકાસ એટલે ઉત્ક્રાતિ, અને એ વિકાસ કે ઉત્ક્રાતિ પરમ ન્યાયથી તેમ જ દરેક આત્માનુ વિરાટ સ્વાતત્ર્ય પરેપરૂ જાળવીને યોજનાર—નિરતર યોજનાર —પરમાત્માતત્ત્વ હિંદુ ધર્મના આ સિદ્ધાતો પૂર્ણ શ્રદ્ધાથી સ્વીકારીને આ કાવ્ય રચાયેલુ છે સૃષ્ટિનો સર્ગવિધિ હજારો લાખો કે કરોડો વર્ષ ઉપર એક ક્ષણે કે એક અઠવાડીયામા કે એક મન્વતરમા થઈ ચૂકેલો છે અને વળી અમુક લાખો કે કરોડો સમય વીત્યા પછી સૃષ્ટિનો લય થશે, સૃષ્ટિને સકેલી લેવામા આવશે એ વિચાર ક્રમ ઉપલા સિદ્ધાતોથી જુદો છ એટલુજ નહિ પણ વિરૂદ્ધ છે અને એવો વિચારક્રમ આ કાવ્યની સાથે મેળવી શકાશે નહિ સર્ગવિધિ એ એક નિરતર ચાલ્યા કરતી ક્રિયા છે, અને તે પરમાત્માતત્ત્વ અખડ ઉદ્યોગથી અને ધર્મથી પ્રવર્તાવી રહેલ છે, એ સિદ્ધાત જેને માન્ય હોય તેને સૃષ્ટિનો સર્ગ તથા તેનો પ્રકાર કેવો લાગે એનુ આ કાવ્યમા દર્શન છે

"જોતા જે નિજ ભૂતજીવન તણો ચીલો પડયો સૃષ્ટિમા" દરેક જીવનો એક ભવ પૂરો થાય અને તે પછીનો આરભાય એ અતરાલમા શુ બને છે? જીવ એટલો તો અપૂર્ણ છે કે તેને પોતાના વીતેલા અનુભવ ઉપરથી ખરો સાર કહાડતા કે ઘટતો બોધ લેતા આવડતુ નથી તેની એટલી સ્મૃતિ નથી, શકિત નથી, નિર્મલ બુદ્ધિ નથી, પરતુ એનો

નવો ભવ પાછો ઘડાય છે તે તો એની પોતાની સ્વતંત્ર ઇચ્છાથી જ; અને આગલા ભવના અનુભવો રૂપી કારણો વડે એની જેટલી અને જે પ્રકારની ઉત્ક્રાંતિ ઘટે તેટલી અને તેની સાધનારો જ એ નવો ભવ ઘડાય છે, આ ચમત્કાર શી રીતે સંભવે? કવિ કહે છે, મૃત્યુ વખતે જીવને પરમાત્માતત્ત્વના દર્શન થાય છે એ તત્ત્વના શ્રુતિધ્વનિપ્રવાહમાં જીવ ભળે છે અને એટલા સાક્ષાત્કાર દરમિયાન એની સ્મૃતિ બુદ્ધિ—શક્તિઓ જે વિશેષ વિમલતા અને બલ અનુભવે છે તેના વડે એ પોતાના ભૂતજીવન ઉપરથી ખરો સાર અને ખરો બોધ મેળવીને પછીના ભવ માટેની "પ્રકૃતિ નવી" ઘડી શકે છે ઉત્તરોત્તર વિકાસ કે ઉત્ક્રાંત અને પરિપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્ય એ બેનો આ કાવ્યમાં આ પ્રમાણેનો સમન્વય કરેલો છે, વળી કવિ કહે છે, આપણે જેને જીવન કહીએ છીએ તે તો બહુ ઝાંખુ જીવન છે, એ જીવન દરમિયાન જીવ પોતે આત્મા છે એ સત્ય લગભગ ભૂલી જાય છે એવા બે જીવનના વચગાળાનો મૃત્યુનો સમય, પરમાત્માતત્ત્વના સાક્ષાત્કારનો સમય એજ ખરૂ જીવન છે આત્માને પોતાના આત્માપણાની સ્પષ્ટ પ્રતીતિ એ સમયે જ હોય છે અને તે કારણથી જ તેની સ્વતંત્ર ઇચ્છાશક્તિ તે કાળે યોગ્ય નિશ્ચય ઉપર આવી શકે છે અને પોતાનો તે પછીનો ભવ એ નિશ્ચય પ્રમાણેનો રચી શકે છે ધર્મના આ ગૂઢ તત્ત્વો કવિએ આ કાવ્યમાં ચીતર્યા છે, તેમાં સરલતા, છટા, મોહકતા અને સફલતા કેટલે સુધી આવી છે કે બીનકુલ આવી જ નથી એ દરેક વાચનારે પોતાની મેળે જોઈ લેવુ" ( મળેલી નોંધ )

---

## કાવ્ય ૨૮ નદી

આ કાવ્યના લેખકમાં બહુધા વિચારની પ્રૌઢતા, તથા વિષયમાં ઉંડા ઉતરી તેના સત્યસ્વરૂપના વર્ણન સાથે ઉપયોગી બોધ, એ બે એમાં સારી રીતે સમાયેલા માલમ પડશે જે કાંઈ વર્ણન હોય તેમાં કાઇને કાંઈ ગૂઢ

અર્થ, સાંસારિક ઉપદેશ તથા કવિતાના રસપ્રવાહ સાથે બોધવારિનુ સમીલન, સર્વત્ર દૃશ્યમાન થાય છે

કલ્પનાના સુખપ્રદ સપાટા તથા તરંગવૃત્તિની લ્હેજતદાર ભ્રમણા નથી એમ નથી 'વર્ષા વર્ણન'મા વર્ણનની સુન્દરતા સાથે મળેલ રસવર્ષી તરંગવૃત્તિ પદે પદે કાવ્ય ટહેમા લીન કરે છે તેમ આ કાવ્યમા 'વનમા જયમ કોકિલમાળ' આદિ ઝુલ છે તેમા પણ તેવી જ રમણીય કલ્પના કામે લાગેલી છે પરંતુ લેખકના તત્ત્વજ્ઞાની હૃદયમા સત્યની આતુરતા ભરી શોધમા, ઐહિક પદાર્થોને ખરા સ્વરૂપમા સમજાવવાની પરોપકારી ઉત્કંઠામા, કલ્પનાને બહુ નિર્મુક્તિ આવવામા આવી નથી અને પાછળની લીટીઓ પાછી આત્મશોધન અને સ્વરૂપવર્ણનમા ઉતરી પડે છે

---

## કાવ્ય ૨૯ આકાશ

આકાશ પોતે પોતાના સ્વરૂપ, ગુણ, અવધિ વગેરેનુ વર્ણન કરે છે આ સ્વરૂપવર્ણનની સાથે આશ્વાસક બોધવચન, સંસારયાત્રામા સફળ થવુ હોય તો રાખવુ પડતુ જ્ઞાન, તથા અંતે 'નથી તે નવુ થાશે નહિ' આદિ વચનોથી ભૈતિક પદાર્થવિજ્ઞાનની સમજ સાથે અપાયેલો ઉમદા દિલાસો—આ બધા સમાયેલા છે લેખકની વિષયમા ઉંડા ઉતરવાની ખુબી તથા અન્તર-દ્વાર ખોલી અન્તરવર્ણન રસભરી રીતે આપવાની શકિત એવી સુન્દર છે કે અનેક જાતના શાસ્ત્રીય જ્ઞાનનો બોધ કાવ્યમા આપેલો હોવા છતા કાવ્યનુ કવિતાપણુ જરા ન્યુનતાને પામ્યુ નથી, અને અન્ત સુધી બોધમય આનન્દમય રસ જળવાઈ રહ્યો છે

લી ૪૧ નથી નવુ ઇ૦ જુઓ, કલાપી

અરે ! કો પ્યાલામા શરબત ભર્યું તે પડી ગયુ,
ઢળ્યુ પાણીમા ને ઉદધિવીચિ માહી મળી રહ્યુ,
ન પીવાયુ, ખોયુ, પણ નવ ગયુ પૃથ્વી પરથી,
રહ્યા તત્ત્વો મીઠા ઉદધિ કડવામા ભળી જઈ

મ્હારૂ કબુતર. ]

---

## કાવ્ય ૩૦ શ્રાવણી અમાસ

આ ઉત્તમ ભાવભર્યા, ચિન્તાકર્ષક સૌન્દર્યભર્યા, ભવ્ય વર્ણનવાળા લેખને કાવ્ય કહેવુ કે કેમ એ સવાલ ઉત્પન્ન થાય તેવો છે કાવ્યને સકુચિત અર્થમા ન લેતા હૃદયના અર્થ ભર્યા, ઉચ્ચગ્રાહી, ભવ્ય અને ઉન્નત ઉદગારને લગાડવામા આવે તો આ લેખને પણ તે નામ કોઇ આપી શકે પરતુ સગીત વિષય જોતા તો તે ગવાઈ શકે તેવુ લાગતુ નથી અને ભાવોર્મિનુ આંદોલન છદમય સ્વરૂપમા થતુ હોય તેવા લેખને કવિતા કહેવાય એમ અર્થ લેખાય તો આ લખાણને પદ્ય કરતા ગદ્યનુ નામ વધારે યોગ્ય છે લખમાનુ વર્ણન ખરેખર ભવ્ય છે અમાસની કાળી રાત્રીનો અન્ધકાર સર્વ વ્યાપી થઈ તેમા ઝબકતા તરગ વૃત્તિના ચમકારાઓ હૃદયચક્ષુને પ્રમોદકારી નીવડે છે

લી ૨૨ ડોલતી પર્વતાવલિ આવેશવાળુ નાન નાકપણ પદાર્થ સ્હામુ અનિમિષ જોઈ રહે તો થોડી વારે તે આવેશનુ આન્દોલન ગતીમા આવે છે અને અંતે બહારના પદાર્થમા તે દેખાય છે એવી રીતે જ આ પર્વતમાળા ડોલતી અને તેથી જ તે નતન નેત્રગતી કાયાનુ રૂપક લઈ શકે

(ના દ કવિ)

લી ૨૫ તમરાજની સનાયભૂમિકા—અજ્ઞાની માણસ ઘણુ કરી બહુ વ્હેમશીલ હોય છે અન્ધાગના રાજાનુ રાજ્ય અજ્ઞાનરૂપી ભૂમિપરજ હોય છે

— — —

## કાવ્ય ૩૬ ચદ્રા

સા શ્રી ગોવર્ધનરામના સજ્જનારોહણને મળતુજ આ કાવ્ય છે, તેમા ચદ્રાને બોલતી કલ્પી છે ફેર માત્ર એટલોજ છે કે સૃષ્ટિ, નદી, આકાશ આદિ કાવ્યોમા તે તે પદાર્થોનુ સૂક્ષ્મ દૃષ્ટિથી સ્વરૂપવર્ણન થયેલુ છે, તેમાથી ઉડા અર્થ સમજાવાયા છે, રહસ્યનુ સ્ફોટન

થયુ છે, તે વિષયે વિશાળ જ્ઞાન અપાયુ છે એકમાથી અનેક અર્થ નીકળી શકે તેવી અર્થગૌરવભરી શબ્દરચના થયેલી છે તે તે પદાર્થોનુ વર્ણન વાચી આપણે તેને વધારે સારી રીતે પિછાનીએ કા તો કાઈ નવુજ સત્ય જાણીએ છીએ, બહુધા તેનુ સ્વરૂપ યથાસ્થિત જોઇએ છીએ અને તે વાચી વધારે જ્ઞાનવાળા, ડાહ્યા વિચાર કરનારા થઇએ છીએ જ્યારે આ ચદ્રા વાચતા અલબત્ત આપણને કઈક નવુ તો મળે છેજ, પણ તે તે નવીનતામા ગભીરતા કે ડહાપણ કરતા આનન્દ, મજા અને વિલાસ વધારે રહેલા છે તે વાચતા હૃદય પ્રસન્ન થાય છે તરગવૃત્તિ સોત્સાહ બને છે ને કલ્પના જાગે છે, એક કડી વાચ્યા પછી બીજી શી ચાતુરતર કલ્પના થશે તે આકાક્ષા સહિત વિચારીએ છઇએ, ને તેમા પણ વળી કાઈ ઔર તરેહની નવીજ ખુબી જોઈ અત્યન્ત પ્રસન્ન થઈ વાચ્યા જઇએ છઇએ

ચદ્રા જેવી વિલાસપ્રિય રમતીયાળ સ્વચ્છદી, બાળકી કલ્પાયેલી છે તેવુ જ તેનુ વર્ણન પણ પ્રમોદકારી અને રસભર્યુ છે ચદ્રા પોતાને વિષે આનન્દભર્યા, મજા આપનાર, દિલને હલકુ કરી આનદઓઘમા નવરાવનાર શબ્દોમા જે વ્યાખ્યાન કરે છે તે ખગોળ શાસ્ત્રને દૂર મૂકી સ્વચ્છદે વર્તનારૂ નથી, પોતાને વિષે, પોતાના માતા પિતા વિષે, રાક્ષસી રાત્રી વિષે, મસ્તીખોર મેઘ વિષે તથા રસિલા સાગર વિષે જે જે કહે છે તેમા શાસ્ત્રીય સત્યને અવલબનજ થયેલુ છે આ સાથે, લૌકિક કહાણીનો ઉપયોગ પણ બહુ મજેદારીથી અને યોગ્યતાથી થયો છે કાવ્ય વાચતા વાચતા આપણે ચદ્રા જેવા રમતીયાળ સસારના રાગારાગથી વિમુક્ત, હલકા અને આનન્દમગ્ન થઈ તેની સાથે હસવા, રમવા, તથા તેના સોના રૂપાના દડાથી જાણે ખેલવાજ મડી જઇએ છીએ

લી ૨૫ નાવડુ—ચન્દ્રમા નાવડાની તથા મૃગલાની હકીકત બારીક તરગવૃત્તિથી ઘટાવવામા આવી છે

લી ૩૪ સુર-સરખાવો અગ્રેજ કવિઓમાના Music of the Spheres, (જો કે એ કલ્પનાઓમા કાઈક ભેદ પણ છે)

લી ૫૯ અચળ પેલા તારલા—ઉત્તરધ્રુવ

લી ૭૯ મુજ ઠરે રૂપેરી ઈo તરંગવૃત્તિના વિલાસીપણા તથા રસિકપણાનો સારો નમુનો છે આખા કાવ્યમા તરંગવૃત્તિના રસવર્ષી, ઉલ્લાસ આપનારા વિલાસ ઠેકાણે ઠેકાણે મનરંજન કરે છે- અન્ધારી નિશામા, કાળા આકાશમા ઝગમગતા, શીળો પ્રકાશ આપનાર, તારલાના જેવા આ વિલાસ ચળકી રહે છે, અને હૃદયને પરિતોષ આપી પૂર્ણાનન્દમા મગ્ન કરે છે

શેલીના The Cloud નામના કાવ્ય પરથી આ લેખ સૂચિત થયો છે તે ઉત્તમ કવિના કાવ્યથી બહુ ઉતરે તેવુ આ કાવ્ય નથી એમ કહેવા હિમ્મત ધરાય તો ખોટુ નથી એમ સુજ્ઞ વાચનાર જાણી શકશે

આના અનુકરણ રૂપે 'ચન્દ્ર' મા 'નૂતનવાદળી' તથા કલાપીનુ 'કમલિની' એ બે લખાયા છે, પરન્તુ આના જેવી છટાદાર મનભરતી વાણી, સુંદર મનોરંજક તરંગવૃત્તિ આખા કાવ્યમા વ્યાપી રહેતો વિશિષ્ટ જાતનો આનન્દરંગ અને વિલાસ તે અનુકરણોમા હોય તેમ લાગતુ નથી

---

## કાવ્ય ૩૭ દિવ્ય સુન્દરિયોની ગરબી

ચંદા તારા, શુક્ર અને વનદેવી એ ચાર દિવ્ય સુન્દરિયો છે તેમના ગરબા–કાવ્યમાથી તે તે દેવી પોતાના સ્વરૂપની પિછાન આપે છે તેવી એ ગરબી લેવામા આવી છે

---

## કાવ્ય ૩૮ પંખીડાને

સખીની ખબર લાવનાર હશે એમ માની પંખીડાઓને ખુલ્લા હૃદયથી ઉમંગે આવકાર આપ્યો છે નિખાલસ હૃદય, તેમા ઉંડી ઓતપ્રોત છવાએલી સૌંદર્ય ને સૌજન્યની લાગણી, ને તેથી નીકળતો હર્ષભેર, સસ્નેહ, સોલ્લાસ આવકાર છે હૃદયને હલકુ કરી આનંદના વાતાવરણમા ઉડાડનાર આ નાનકડુ કાવ્ય પ્રિય જનને ખરા ભાવથી ભેટ આપનારના હૃદયનુ સારૂ ચિત્ર પાડે છે

### કાવ્ય ૩૯ કોકિલાને

વર્ડ્ઝવર્થના To the Cuckoo અને શેલીના To the skylark એ બે કાવ્યોની છાયા આમા સ્ફુટ રીતે દેખાઈ આવે છે.

And thou wert still a hope, love,
Still longed for, never seen

એ વિચાર ' તમો દેખાવ ના ન ઝલાવ, ' એ શબ્દોમા તથા ' તેજ તારા તણુ ચળકતુ ' આદિ ઉપમાઓ

Like a star of heaven
In broad day light
Thou art unseen, but yet I hear, the shrill
delight.

વગેરે શેલીની ઉપમાઓ તથા કલ્પનાના ઉડ્ડયનોને મળતી આવે છે.

ઘટતી ઉપમા અને રસભર્યુ વર્ણન આખા કાવ્યને સુદર મોહક રૂપ આપે છે વર્ડ્ઝવર્થ તથા શેલીની છાયા સાથે લેખકનુ પોતાપણુ મળવાથી સુન્દર સમિશ્રણ થયુ છે શબ્દોની લલિત રચના અને મધુર ચુટણીથી કાવ્યની મોહકતા વધે છે

---

### કાવ્ય ૪૧ મધ્ય રાત્રીયે કોયલ.

' મધ્ય રાત્રિયે કોયલ બોલે જ નહિ માટે આ કાવ્ય કુદરતી નથી ' એમ એક વખત શકા કરવામા આવી હતી પરતુ આ લખનારે પોતે જ અનેકવાર મધ્ય રાત્રિયે કોયલનો ટહુકો સાભળેલો છે, એ થયેલો અનુભવ જણાવવાની જરૂર જણાતા આટલો ઉલ્લેખ કર્યો છે

### કાવ્ય ૪૩ ફુલની સાથે રમત

જડ જગતને પવિત્ર, શુદ્ધ, નિર્મળ અને કોમળ માનનાર મનુષ્યની સાથે રહેવાથી પોતાનુ મુખ કરમાઇ ગયુ છે એમ કહે છે જનસમાજના

દોષો તેને પણ વળગ્યા છે માત્ર સુંદર, નિર્દોષ તો કુસુમો જ છે, તેથી તેની બાહ્યાભ્યંતર સમાન સુંદરતા પર પ્રસન્ન થઈ, મનુષ્યસંઘથી દૂર કુસુમ સાથે રમવાની ઉત્કંઠા જણાવે છે

જનસમાજ પર અભાવથી અને સંસારમા સર્વે રીતે સુંદર રહેવાની મુશ્કેલીથી ઉત્પન્ન થયેલ દુઃખવાદ આ કાવ્યનું નિમિત્ત કારણ લાગે છે એ દુઃખવાદ માત્ર કવિત્વના ભાવનું એકદેશી સ્વરૂપ જ છે

કુસુમમા વસતો એકાંત—અમિશ્ર આનંદ-નીચેની લીટીઓમા સારો દર્શાવાયો છે —

ન આનંદે ત્હારા બિલકુલ હુશે ધ્વંસ કદિએ
ઉદાસીની છાયા તુજ દિલ પરે ના રજ લસે,
કરે છે પ્રીતિ તુ, સરવ તુજ પ્રેમે ખુશ રહે,
અતિ તૃપ્તિની તુ સમજ નહિ પીડા પણ ખરે !

(પુષ્પ કલાપી)

મનુજ સમૂહમા રહેવાથી વદન કરમાઈ જાય છે અને મનુષ્યના સુખ માત્ર નામનાજ છે એવો વિચાર પણ તે જ કાવ્યમા છે —

સુખી આ સંસારે સુખમય નહિ કો તુજ સમુ,
અમારે આનંદે દિલ પર રહે છે દુઃખ છુપ્યુ
દુઃખી જો ઓછુ તો સુખ બસ થયુ એમ ગણશે,
બિચારૂ ભોળુ એ મનુજ સુખ પૂરૂ ન સમજે !

(પુષ્પ કલાપી)

---

## કાવ્ય ૪૫ વસન્તગીત

ન્હાનાલાલના વસન્તોત્સવમા આ ગીત બાલિકાઓ ગાય છે ગીતના પાંચ ખંડ છે આ ગીતના બીજા ખંડમા " લાખી શિશિર તણી રજની

વીરી ! આજ ડુબી જતી " તેમ જ 'વસન્તોત્સવ'ના અર્પણ કાવ્યમા "વિરમે છે કાલી યામિની ?" એવી કડીઓ છે હેમત અને શિશિરમા હિમ પડવાથી વનસ્પતિ પ્રફુલ્લ નથી થઈ શકતી વસન્ત બેસતાજ આકાશ સ્વચ્છ થાય છે, ઘનશકલો ક્ષિતિજ પાર ચાલ્યા જાય છે, મેઘાચ્છાદનથી નીપજતી ગ્લાનિ-ગમગીની ઉડી જાય છે, વનસ્પતિ, પક્ષીકુલ આદિ પ્રકૃતિમાળ આનદમા આવી જાય છે હવે હિમ પડતુ નથી, ઠીજી નાખે એવી થડી પણ નથી, સર્વત્ર પ્રકાશ, ઉષ્મા છે આ બન્નેના પ્રભાવે વનસ્પતિ નાનાવિધના અલકાર પરિધાન કરે છે, પક્ષીઓ કઠ ખોલી ગીતમાધુરી રેલાવી દે છે

અગ્રેજોના સહવાસમા આવ્યા પ્હેલા આપણા દેશમા શિશિર હતી-કાળીરાત હતી હવે વસન્ત બેઠી છે-પ્રભાત થયુ છે

" નયન ઉઘડ્યુ પેલુ ઓજસ્વી નવલ પ્રભાતનુ,
જગત ભરતુ વ્હાલા ! જો તેજ ઉતરે તાતનુ,
નવવસન્તાનિલના પમરે પરાગ અલૌકિક,
વિરલ વિભૂતિ વર્ષે સુરનાથ આધિદૈવિક "

( અર્પણ કાવ્ય )

વસન્તનુ આગમન કોણ સૂચવે છે ? વસન્તના આનદમા મત્ત થઈ કોણ બીજાને મત્ત બનાવે છે ? વસન્તદૂતિકા કોકિલા

ગહન ગુફામાથી યોગેન્દ્ર ગાય,
ત્હેના મહામન્ત્ર જગતમા સચરે,
ભૂત ઉપરથી તરી આવી
વર્તમાન મહાસગીતે ભરે,
અને ભવિષ્યને ભવ્ય જગાડે
ફુલપલ્લવવાસી કોકિલા

'વસન્ત' 'વસન્ત' 'વસન્ત' ની
પુરાણુ મન્ત્રઘોષણા
તેમ નવ ચૈતન્યથી પુકારતી,
નિષ્ઠુર જગતને સુણાવતી
આબાવાડિયુ ગલ્લોલ બોલતુ,
લીમડીઓની કુજમા ધ્વનિ પાડતુ,
માનવકુજે પડઘા વિરામતુ"

આ ઉતારામા 'વસન્ત' 'કોયલ' આદિ જે ભાવના વ્યક્ત છે તે સ્પષ્ટ કરવામા આવેલ છે એ કોકિલાને કવિ પોતાનુ વસન્તગીત સબોધે છે

ખડ ૧ મ'ના=મેન (કાઠીઆવાડી પ્રયોગ છે)

મોગલી છેડની=મોગલી વગાડની

રગ્યા વ૦=સૂર્યના પ્રકાશથી જાણે દિશાઓના ચીર રગાયા ન હોય

અર્ચા =સૂર્ય દિવસને જાણે પ્રકાશની અર્ચા ન કરી હોય (પ્રભાતનુ વર્ણન છે)

ગન્ધવતી પૃથ્વી

સર્વત્ર પ્રકાશ ફેલાઈ રહ્યો છે સુગન્ધ પણ પ્રસરી રહી છે આ ચેતનપ્રદ સામગ્રીનો ઘુઘટ કાઢી નાખીને સત્કાર કરો

ખડ ૨ હજુ ભરતખડમા વસન્ત બેઠી છે, હજુ તો પ્હો ફાટ્યો છે પ્રભાત ઉઠે છે,

સોના૦—પ્રભાતના પ્રકાશનુ વર્ણન છે

સાત્વિક૦—વસન્ત સર્વસ્થાને સાત્વિક પ્રકાશ ફેલાવે છે સાત્વિક એટલે ઉન્નત

હવે આ વસન્ત કેવી છે? મીઠી, સાન્ત્વન કરનારી, સજીવન આપનારી, ઉદ્ધાર કરનારી, બધે ફેલાનારી, પૂર્વ પશ્ચિમ (સકલ જગત્), દિશાઓ—સૌની પરમ કલ્યાણ કરનારી-આજે નવી ચેતના આવી છે તે એકદેશી નથી, પરંતુ અખિલ પૃથ્વીનુ હિમ નિવારની ઉષ્મા છે

આ ખડમા જેટલા ઉપમાનો છે તે Concrete જડ વસ્તુ જેવા નથી પરંતુ Abstract ભાવના રૂપ છે ન્હાનાલાલના ઉપમાનો ઘણાખરા આ વર્ગના હોવાથી સાધારણ માણસને તે સમજતા મુશ્કેલ પડે છે જેની વિચારશકિત પ્રદીપ્ત હોય છે, તેઓથીજ આવા ઉપમાનોનો રસ આસ્વાદી શકાય છે

**ખડ ૩** ન્હાનાલાલ કોયલને પૂછે છે કે ત્હારા ગીતનો પડઘો ક્યા પડ્યો? પ્હેલા ખડમા અનતગુણ છે, બીજામા એ કોકિલગીતનો પ્રભાવ વર્ણવ્યો છે હવે ત્રીજા ખડમા કવિ બતાવે છે કે આ ગીત ચેતનભર્યું, ભવ્ય પ્રભુને ત્યાથી આવતુ છે

જગતના ભીષણ દુર્ગ (સીમાઓ) ભેદી નાખી એ ગીતનો સ્વર ક્યા જઈને આથડ્યો? પ્રભુની ભુમિમા—જ્યા અનહદ ગીત થઈ રહ્યુ છે ત્યા એ સ્વર પહોચ્યો છે આ વસન્ત માનુષી નથી-મનુષ્યે આણેલી નથી પ્રભુએ મોકલી છે પ્રભુતા ભરેલી છે

વસન્ત ક્યહા ક્યહા પધારે છે—ક્યહા વિકસે છે? જ્યહા જ્યહા સસ્કૃતિ (civilization) નો પ્રસાર થાય છે, ત્યહા ત્યહા નિરતર—પ્રકાશ અને તમિસ્ત્રામા એ પ્રવૃત્તિ ધપતી જાય છે એ પ્રવૃત્તિમા યશ અને જયની પ્રાપ્તિ છે

જગતમા બે વિરોધી ભાવના વસે છે દૈવી અને આસુરી પ્રકૃતિઓ સતત યુદ્ધ કરે છે એવુ મનાય છે ન્હાનાલાલ કહે છે કે "સુરો અસુરોની મેદની અખડ ત્યહા રાસ રમે છે આછેરી જો!" એ 'ત્યા' નુ વર્ણન છે

દેવ દાનવના નૃત્ય (રાસ) ને દોરનાર (નેતા) મોરલી ત્યહા હલકનો સૂર કહાડે છે રાસ રમતા પગ પડે છે તેનો તાલ મહા

ગમ્ભીર હોય છે આ વિરાધી ભાવનાઓ, સાથે નિવસી, બ્રહ્માડને પ્રવૃત્તિમાન કરે છે આપણુ જીવન આ બન્નેને અન્વયેજ વિકસતુ—ખીલતુ જાય છે આ રાસમા જે સગીત સભળાય છે તે અપાર્થિવ છે જગતની બધી વેણુઓના સૂર આ સગીતમા ભળી જાય છે માનવજીવનના આધ્યાત્મિક આદર્શનુ અહિઆ આપણને દર્શન કરાવ્યુ છે

કાલ સકળ બ્રહ્માડમા વ્યાપી રહ્યો છે અનેક નાનાવિધની પરિક્રાતિ, ઉત્ક્રાતિ તે રચતો જાય છે હાલ તે ભરતખડમા રમે છે ભરતખડનો ઉદય ઉત્કર્ષ સાધે છે આના ભરતખડમા બ્રહ્માડમા રમતી સુરાસુરની રાસમડળીના સગીતનો પડઘો પડયા છે એકલો ચેતના—વસન્તનોજ સૂરપડઘા નહિ પરતુ અનેક ઉન્નત દિવ્ય ભાવનાના પડઘો પડયા છે

**ખડ ૪** પ્હેલા ત્રણ. ખડમા સર્વદેશી--તત્વસ્પર્શી આલોચન થયુ આ ખડમા એકદેશી-પોતાના પ્રાણમા વસન્તની વિભૂતિ સચવા પ્રાર્થના છે જાદુથી અજાયબ ફેરફારો થઇ જાય છે તેવુ વસન્તનુ આજણ છે એના જાદુગર આજણથી આખ અજાવા પ્રાર્થના છે નવુજ જીવન ઐન્દ્રજાલિક પ્રભાવથી જાણે ન આવતુ હોય એવો વસન્તનો પ્રતાપ છે આ આજણ સુગન્ધ ભભૂકે છે તેમ બીજાઓમા પણ સુગધ ઉદ્દીપન કરે છે પ્રાણમા ચેતના આણે છે પ્રિયતમાની નયનકાન્તિમા જેવુ સ્થિર--અનિમિષ સૌન્દર્ય હોય છે તેવા સૌન્દર્યથી એ ભરેલુ છે

પ્રાણમા ચેતન સામગ્રી સચવા પ્રાણના બધનો (આભ) વાળી લીધા છે અપ્રતિબન્ધ વસન્ત પધારી શકે એની સગવડ કરી આપે છે પ્રકાશથી આપણે નવુ જ જીવન જીવીએ છીએ-શરીર તેમજ આત્મામા પણ સ્ફુર્તિ આવે છે પરિમલથી પણ એવુજ થાય છે જડતા, શૈથિલ્ય, ગ્લાનિ આદિ સરી પડે છે સ્ફૂર્તિ, પ્રવૃત્તિ, આનદ, વિગેરે શરીરમા વ્યાપી જાય છે પ્રાણમા પરમચેતન ભરનાર જે ઉદાત્ત અપાર્થિવ, દિવ્ય ભાવનાઓ--શક્તિઓ તે ન્હાનાલાલ પ્રકાશ અને પરિમલથી વ્યજે છે

**ખડ ૫** આમા વસન્તમન્ત્ર પ્રભુતાની સાથે પધારે એવી પ્રાર્થના

છે બાલિકાઓ ગીત ગાય છે માટે સ્નેહને પણ સભારે છે. સ્નેહને અંગેજ ચેતના, પ્રભુતા એમને વ્હાલા છે વીધ=બાકુ, વ્હે

આ નવા યુગમા આ નવી ચેતનાને પ્રભાવે "રસ, જ્ઞાન, આનદ, પ્રેમ, પૂજા, પ્રભુતાના (reverecne and godlines~) શુદ્ધ કિરણવતી ચદ્રિકામા જગત ન્હાય છે આ કાવ્યનુ વ્યગ્ય હાર્દ આટલા ઉપરથી ગ્રાહ્ય થયુ હશે

જેમ વક્તા વિશેષણોનો દુરૂપયોગ કરે છે તેમ સુકવિ તેમનો સદુપયોગ કરે છે વિશેષણ પ્રયોગથી તેને જે કહેવુ છે તે સ્પષ્ટ તેમ જ સપૂર્ણત કહી શકે છે આ ગીતમા પણ જો વિશેષણની શક્તિ ગ્રહણ થઇ શકશે તો પછી રસાસ્વાદનમા કશો પણ પ્રત્યવાય નહિ રહે

રણજીતરામ વાવાભાઇ

---

## કાવ્ય ૪૮ ઉડી રજની

લી ૬ ગૂઢ સદેશ વ્હેનાર–સરખાવો–

ઓ જન, ઓ જન, દુર દેશથી તુજ ઉર ડાજે માલ,
લેઇને આવ્યા સઘ બનીને તારાવર વણઝાર
"મધ્ય રાત્રીએ ચળકતા તારા"–સ્નેહમુદ્રા (ગો મા ત્રિપાઠી)

શાતિપૂરમા વર્ણન સાથે સરખાવો તેજ લેખકનો ટેકરીઓમા સાઝનો સમય શાતિપૂરમા ડુબી રહેલા વિશ્વનુ વર્ણન ત્યા પણ આવીજ કલ્પનાથી કરવામા આવ્યુ છે પરતુ તે કાવ્યમા માત્ર ઇસારોજ થયો–આમા સવિસ્તર વર્ણન છે

શાતિ શૂન્યતાના આવા અજબ ચિત્ર વાચનારના હૃદયમા પણ તેવીજ શાતિ પ્રસારી તેની ભવ્યતા ગભીરતા તથા ગૂઢતાની ઉંડી છાપ પાડી રહ્યા છે

---

## કાવ્ય ૫૧ અમર આશા

સ્વામીશ્રી આત્માનદજીએ આ કાવ્યપર ટીકા કરી છે અને તે વીરપૂર ( કાઠીઆવાડ ) ના કવિ ગૌરીશકર ગોવીદજીએ છપાવી છે તે ટીકા અધ્યાત્મ-રહસ્ય બતાવનારી છે-અહિ તો માત્ર શબ્દાર્થ સુલભ કરવા જ પ્રયત્ન થયેલ છે સનમને બ્રહ્મ સત્ય જ્ઞાનના અર્થમા લેવાથી અધ્યાત્મ રહસ્યનો માર્ગ કઈક મળી શકશે

કડી ૧ લાખો નિરાશા છતા પણ મનુષ્ય પોતાનુ જીવન નિભાવી શકે છે, સકટથી ઘેરાયલો છતા હૃદય બળ જાળવી શકે છે, અને મરણ વખતે પણ શાન્તિથી મોતને તાબે થાય છે, તે નિરાશા પાછળ છુપાયેલી ' અમર આશા ' ને લીધે જ છે સનમ ખફા થઈ ખજર મારવા તત્પર થાય, તોપણ તે ખફગીમા ઉડી રહેમ ધરાવે છે દૃષ્ટિગોચર થતા સનમના ગુસ્સાના આવેશમા જેમ પ્રિયજનપ્રતિ અતરની રહેમ સમાયેલી હોય છે જ, તેમ લાખો નિરાશામા અમર આશા સદા છુપેલી હોય છે

કડી ૨ સનમ સાથે એકતા સાધવા માટે આખી જીદગી સુધીની જુદાઈ રોઈને વ્યતીત કરી અને આખર જો કે ગરદન પણ કપાઇ ગઈ તો પણ વસ્લની-મેળાપની-આશા રહીજ ગઈ-તે આશા કદી પણ સફળ સફળ થવા વારો આવ્યો નહિ

કડી ૩ વસ્લ=મેળાપ સપૂર્ણ મેળાપ, યોગ, એકતા, દ્વૈક્ય, અદ્વૈત.

નહિ કે સનમ વિષે કશો પત્તો મળ્યોજ નહિ, તેના દિદાર દર્શન તો થયા, એટલુજ નહિ પણ ગોષ્ઠી સુખ મળ્યુ એક રાત નહિ, પણ અનેક રાતો તેના સુખમા ગાળી, પરતુ આખર તો સનમ છેતરીને ચાલી ગઇ અને સપૂર્ણ ઐક્યની ઘડી તો આવી જ નહિ, હજારો રાત જે ગાળી તેની કમાણીમા સનમ તો ન મળી, પણ તેરાતો ગુમાવી એજ કમાઈ હાથમા રહી--સનમ ઉડી જતા તેનો શોધક માત્ર હાથ ઘસતો જ રહ્યો

કડી ૪ સનમ માટે એટલી ઉત્કંઠા હતી છતાં ત તો ચાલી ગઈ તેને પરિણામે શોધકની દુનિયા મશ્કરી કરવા લાગી તે શોધક ટીકાખોરોની લવલવીના ઝખમો સહ્યા, લોકોની ભયરૂપી-કટારીની-મુસીબતો ભોગવી, તેવા દુખમા કતલ થવા જેટલી સ્થિતિ આવી તેને પણ સનમના ચરણ ચુબન જેવીજ સુખદ માની લીધી -કારણ, ઉપર-દુનિયાની ઉપર-ખુદાઈ કયામત છે ( કયામત day of judgment ખુદા પાસે પાપ પુણ્યનો હિસાબ થવાનો દિવસ ) કયામતને દિવસે ખુદા પાસે ઇનસાફ મળવાનો છે, અને તે ઇન્સાફ વાજબીજ હોય તેથી તે અમર ( ખુદાથી થવાના ન્યાયને પરિણામે સનમ મળશે તો ખરી એવી અમર ) આશામા ઉપરની નિરાશા અલ્પ બને છે-નિરાશા પાછળની અમર આશાથી જીવનના પ્રયાસ જારી રહે છે

આ ત્રણ કડીમા સનમની શોધ, તેની સાથે એકતા સાધવાની મુશ્કેલી, અને પરિણામે મળતી નિરાશા પાછળ રહેલ ' અમર આશા 'નુ બયાન કરી પહેલી કડીને સદૃષ્ટાન્ત બનાવી દે છે દરેક દરેક કડીને નિરાશા પાછળ છુપાયેલી અમર આશા બતાવવાના અર્થે જ લેવાશે તો આખા કાવ્યની અને દરેક કડીની સાર્થકતા તથા પ્રયોજન અને બળ જણાશે

કડી ૫ શમા - દીવા - પર પતગીયુ - પરવાના—ચડચડી મરે છે, ફરહાદ શીરીનના પ્રેમ ખાતર પોતાના જીવનની પણ દરકાર કરતો નથી આની રીતે અગમ્યને ગમ્ય કરવાની ખરાબી-આત્મહાનિ થાય તેવી ખરાબ લગનીમાજ ઇશ્કના દિવાનાઓ ખરી મઝેદારીની લૂટ અનુભવે છે

પ્રેમના બતાવેલા માર્ગનુ પરિણામ મૃત્યુ છે એમ જાણતા છતા ' અમર આશા ' આ ભોગ કરાવે છે

શીરીન અને ફરહાદનો કિસ્સો પતગ અને દીવાના જેવા પ્રેમને બતાવનારો છે તેની વાત એવી છે કે ફરહાદ સાધારણ સ્થિતિનો એક માણસ હતો અને તેને બાદશાહની કુવરી શીરીન માટે પ્રેમ પ્રકટ્યો

પોતાની માગણી વૃથા જશે તેની દરકાર કર્યા વિના તેણે બાદશાહ પાસે અરજ ગુજારી બાદશાહે તે પ્રેમઘેલાને હુકમ આપ્યો કે ફલાણા પર્વતમાથી તુ એક મહેલ કોતરી કાઢે તો શીરીન આપુ દિવ્ય પ્રેમની દટના ખરેખર ઘણીવાર અસભવીત કામો પણ કરે છે, તેમ ફરહાદે દિવસ અને રાત અનવરત શ્રમ લઇ મહેલ તૈયાર કર્યો તે મહેલ તૈયાર થવા આવ્યો એવુ બાદશાહે જાણ્યુ ત્યારે તેને બીક લાગી કે રખેને કુવરીને આના હલકા માણસને આપવી પડે એટલે તણે ફરહાદને ખબર મોકલી કે શીરીન તો ગુજરી ગઇ તે ખબર સાભળતા જ જે પાલખ ઉપર પોતે કામ કરતો હતા ત્યાથી ફરહાદે પડતુ મૂક્યુ અને પ્રેમ પાછળ પોતાનો ભોગ આપ્યા શીરીનના અત વિષે બે વાત કહેવાય છે એક એવી છે કે તે ખબર મળતા પોતે ફરહાદની કબર ઉપર ગઈ અને ત્યા પોતાનો જીવ આપ્યો બીજી એવી છે કે પોતાના પિતાના વિશ્વાસઘાતના અપકૃત્યના પ્રાયશ્ચિત તરીકે તેણે પોતાની જીદગી ફકીરી હાલતમા જ પુરી કરી

કડી ૬ ફના કરવુ—પ્રિય જનને પોતાનામા મેળવી દઈ તેને ફના કરવુ—અને ફના થાવુ—પોતાને પ્રિય જનમા સમાવી દઈ, ફના થાવુ-એ ફના થવા અને કરવામા જ શાહ—બાદશાહી-ઇષ્ટતા-(આત્માનદ) સમાયેલ છે દિલબર—સનમની દુહાઈ—સત્તા—મા એવા તો મોહનમત્ર છે કે જેથી મર્યા પછી જ ખરી જીદગી શરૂ થાય છે-પોતે પ્રિયજનમા લય પામી ફના થાવુ-અને એ પ્રમાણે મૃત્યુ પામવુ એજ ખરી જીદગી છે—પ્રિયજનમય જીવન એજ ખરૂ જીવન છે

આ કડીમા મૂળમા તેમજ આત્માનદજીની ટીકામા બીજી લીટીમા 'પરીને જીવવાનો' એવો પાઠ છે અને સ્વામીશ્રીએ જીવવાને બદલે જીતવાનો' એવો વિકલ્પ પણ ગ્રહણ કરેલો છે પરતુ અહિ 'મરીને' પાઠ રાખ્યા છે તે પાઠ બતાવનાર સદ્ગત અમૃતલાલ કેશવલાલ નાયક-એમ એ બનાકેના લખનાર હતા તેણે રૂબરૂમા કહેલુ કે 'પરીને' એ ભૂલ છે—'મરીને' જોઇએ તે સુધારાથી અર્થ પણ વધારે સારી

રીતે મેળ લેતો લાગ્યો એટલે તેની સૂચનાથી આ ફેર કર્યો છે તે અમૃતલાલે સ્વ મણિલાલભાઈના પ્રાણ વિનિયમનુ હીન્દીમા ભાષાતર કર્યુ છે અને સ્વર્ગસ્થ મણિભાઈ સાથે તેને સીધો સબધ હતો એમ તેના કહેવાપરથી તેની સૂચના ગ્રહણ કરવા જેવુ લાગ્યુ છે

કડી ૭ રફાઈ-ગળામા, આખમા, છરી ભોકવી, હૂલ ખાવી વગેરેને ગુરજ મારવી કહે છે તે પ્રયોગ કરનાર રફાઈલિની પ્યાલી પીએ છે છે અને તે પ્યાલો પીવાની ક્રિયા રફાઈ કહેવાય છે

હકીકતની રફાઈ—હકીકત-તત્ત્વ જાણવા માટે પ્યાલો પીવાની ક્રિયા

સનમના હાથની છેલ્લી રફાઈ માટે રફાઈલિના પ્યાલા માટે-જે ઝહર ગણાય છે અગર જે અન્ય રીતે ઝહર તરીકે મનાતો પદાર્થ છે, પણ રફાઈલિમા પીવાથી દિવ્ય અસર કરે છે તેનુ તુ જલદી નામ જાણી લે અને ખુશીથી તુરત પી લે પ્યાલો પીધાથી હકીકત (હક=સાચુ)—સાચુ જ્ઞાન—તત્ત્વ—જાણવા જીરવવા માટે યોગ્ય બળ મળશે તે પ્યાલો સનમના હાથની છેલ્લી રફાઈ તરીકે પી લે કે જેથી તને સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય

કડી ૮ સનમ માટે દિલ તલપે છે--તે તલપ જ્યારે સાચી, કાયમની, ઉદ્દામ થાય છે ત્યારે તે દ્વારા સનમનો રસ્તો જાણવામા આવે છે ઘણા તડપવાથી—અસહ્ય લાગણી થવાથી— આશકનુ મન તૂટી પડશે, પણ તે જ્યારે તૂટશે ત્યારે અદર માશુકરૂપી સાઇ--ગુરૂ હાજરાહજુર ઉભેલ માલમ પડશે-તે ફના થવામા, તે તૂટવામા-તે આત્મ વિનાશમા જ ઈષ્ટ પ્રાપ્તિ છે

સાઈ--ફકીર, ગુરૂ

કડી ૯ ગુલો--ગુલાબના ફુલો—પર આફરીન થઈ તુ આ બગીચામા આવી ઉભો છે સુદર વસ્તુથી લોભાઈ તુ તેને મેળવવા તેની શોધમા આવ્યો છે પરતુ ગુલોમા તો કાટા છે તેમાથી બચનાર તો બદન-ગુલ-ગુલાબ જેવુ જેનુ કોમળ બદન છે તેજ છે, કોમળ શરીર

હોવા છતા કાંટાથી બચવુ એ નવાઈ છે, તોપણ ગુલાબના ફુલ જેમ કાંટાથી નિરાળા રહી શકે છે તેમ તુ પણ જો તેના જેવી કોમળતાભર્યો હોઈશ તોજ બચી શકીશ સનમની શોધમા આવતી મુશ્કેલીરૂપી કાંટાથી ન ડરતા જો બદન ગુલ રાખી તટસ્થપણે ઈષ્ટ પ્રાપ્તિ માટે પ્રમાણિક પ્રયત્ન કરીશ તો તને મળશે એમા શક નથી

કડી ૧૦ માશુકની શોધમા હજારો ઉસ્તાદો, બડેખાંઓ ડુલી ગયા છે, જે ડુલ્યા નથી તેણે એવી સખત કલામ ગાઈ છે કે કેમ જાણે તેઓ પણ મુનાજ પડ્યા હોયની માશુકની પ્રાપ્તિમા જીવનહાનિ છે—જેને સત્યજ્ઞાન પ્રાપ્ત થયુ નથી તે જીવને ખુવે છે—જેને તે પ્રાપ્ત થાય છે તેઓને એવો અનુભવ થાય છે કે તેનો અનુભવ બીજાને નવાઈ જેવો લાગવાથી તેઓ પણ મુના જેવા જણાય છે

---

## કાવ્ય ૫૨ આશાપખીડુ

આશા પખીડાનુ મોહક સ્વરૂપ ઘણુ સરસ ચિત્રાયુ છે આખી આલમને આશા જેવી મોહક, તથા જીવનને લોભાવનારી અને ટકાવનારી થઈ પડે છે તેવુજ આ ચિત્ર ચક્ષુને પ્રસન્ન કરનાર, હૃદયને લોભાવનાર અને જીવનને ટકાવનાર જ બને છે જે તરગવૃત્તિથી તેવુ મનોહર ચિત્ર અપાયુ છે તે ખરેખર કેળવાયેલ, પ્રસાદયુક્ત અને વિવેકભરી જ હોવી જોઈએ 'ચકા'ના સુંદર, રમતીયાળ સુખપ્રદ કાવ્યની સાથે આ કામ પણ તેના લખનારની દીનપસદ તરગવૃત્તિ તથા તેના ઉચ્ચ ઉદ્દેશોની ખાત્રી આપે છે

---

## કાવ્ય ૫૪ ચકવાકી

ચકવાકી ઉત્સાહક શક્તિની પ્રેરણાનુ દષ્ટાંત છે આખી રાત વિરહ દુખમા ગાળ્યા છતા પ્રભાતની 'નવલ છબી નિહાળી' પાછી ઉત્સાહની

સ્ફુરણા થઈ રહે છે સસારની અદર પણ તેવીજ રીતે પડેલા દુખો વિસારી ભવિષ્યમા 'નવુ નવુ જોવાને' રસ્તે પડી, ઉચે ઉચે ઉડવાનો ઉત્તમ બોધ અપાયો છે "મ્હોટા નાના" ઈત્યાદિ કડી તથા "ખેચાના પણ જવુ" ઇત્યાદિ વિચાર, સસારમા સફળ થવા માટે ગ્રહી લેવાના એ ઉત્તમોત્તમ સત્યો દાખવે છે

---

## કાવ્ય ૫૫ સરસ્વતીને

રા રા ધ્રુવના લખાણમા જ્યા બહુજ સાધારણ અને સાદા વિચારો નથી ત્યા ત્યા બવેય અર્થ એટનો ગૂઢ ગ્હેલો હોય છે કે તે સ્હેજે પામી શકાતો નથી હૃદયમા રસપૂર ભાવના વર્તનમા એકતાનપણુ લાગવાને બદલે છુટક છુટક પ્રયાસ થયા હોય અને પછી એક સાથે સાધવામા આવ્યા હોય એમ પ્રથમ વાચને ભાન થાય છે, પરતુ જરાતરા તેનો માર્ગ ખ ના પછી તથા મધ્યમા પ્રવેશ થયા પછી તેના લખાણનો ઉત્સાહ, લાગણીની ઉચિતતા તથા વિચારની ઉચ્ચતા સમજી શકાય છે

આ કાવ્ય 'કૈમુદી માધવ' નામના ખડ કાવ્યમાનુ પહેલુ છે કુજવિહારમા તે પુરેપુ થી કારણ તે ખોવાઈ ગયેલુ હતુ હરિલાલભાઈના સદ્ગત પુત્ર રા રા નરસિહ ધ્રુવ પાસેથી મને તે મળ્યુ છે તે ખાતર તેમનો ઉપકાર થયો છે વાચકને માલમ હશે કે તે કાવ્ય મળી આવતા હમણા છપાયુ છે

મિત્ર મૃત્યુની આની પડેલા શોક ભારથી જાગૃતિ આણવા સરસ્વતીને પ્રથમોત્તેજન રચના આવ્યુ છે, પહેલી ૭ લીટીમા શોકની લાગણી ઉભરાઈ આવી છે હશે, હશે, પ્રિય વગેરે સમાશ્વાસન સ્વયમેવ ગ્રહણ કરી ઉત્સાહે ૮૨ પ્રર્યન થયુ છે, તથા સ્વર્મન્દાકિની નિકટે માનસ સરવર તટે રહી આગનો શુભ થયેલી સ્થિતિને નિરખવાની વિનતિ સાથે કાવ્ય પુરૂ થયુ છે

લી ૧ રત્ન થયુ એતાલ—પોતાના પતિ માણેકલાલના અકાળ મરણથી વિધવા થનારી રત્નલક્ષ્મીનો સસાર એતાલ થયો

લી ૫ મુક્તાકરે સતત નિકળતા ' આસુ નિકળતા '

લી ૧૫ કૌમુદી પૂર્ણેન્દુ--મુક્તાપ્રાશી=પૂતમના પૂર્ણ ચન્દ્રના અમૃતથી ભરપૂર રાત્રિયે-શરદ પૂતમની રાત્રિયે—ઉત્પન્ન થનારા મોતીનો ચારો ચરનાર

લી ૧૭ શરદાગમથી ઈ૰ શરદ ઋતુ બેસનાથી મત્ત બનેલ અવ્યક્ત મધુર શબ્દ કરનાર, ચન્દ્રના પદ વિન્યાસ જેવો પદ વિન્યાસ ઉજ્જવળ કે મનોહર જેનો છે એવો

લી ૧૮ માનસ સરોવર તટે વીઆમતા=માનસ સરોવરનો વાસ જેને પ્રિય છે એવા (હસ)

---

### કાવ્ય ૫૬ માનસ-સર

તોફાન વખતે, અતિવૃષ્ટિના સમયમા પાળ બાધેલ સરોવરની જે સ્થિતિ થાય છે તેનો ચિતાર સત્ય અનુભવથી લખાયો લાગે છે માનસ-મન-જ્યારે ડોળાણે ચડે છે—કોઈ પ્રસગથી જ્યારે ચિત્તમા ક્ષોભ થઈ રહે છે-બુદ્ધિ નકામી થઈ પડે છે-અતરાત્માનો કાબુ જતો રહે છે, વિવેકસૂર્ય અસ્ત થાય છે અને કોઈ પણ જાતના વિકારનુ તોફાન આખા હૃદયને ખળભળાવી મૂકે છે તે વખતનુ આબેહુબ વર્ણન છે શબ્દાર્થ સુલભ છે, વિચાર પણ સાધારણ છે, પણ ચિત્ર અનન્ય છે અને વર્ણન યથેષ્ટ છે

---

### કાવ્ય ૫૭ ભણકારા

ઉંડા ભાવભર્યા શબ્દોમા, પરિપક્વ જામેલ વિચારમા તથા પ્રૌઢ અર્થ ભરી શૈલીમા સુદર તદ્રુપ જગતવર્ણન આ લેખકના કાવ્યોમા સપૂર્ણ-

પણે પ્રકાશી રહ્યુ છે ( જુઓ આરોહણ, ફ્રેયસાગર ) રચના કાઇક દુર્ઘટ લાગે છે અને શૈલી પણ બહુજ મિતાક્ષરી છે, પરતુ વિચાર તલસ્પર્શી, કલ્પના પ્રસાદયુક્ત અને કથન ગભીર, પરિપૂર્ણ ( જેને પ્રાકૃત ભાષામા સડકો બેસારનાર કહે છે તેવુ ) છે અલબત, સગીતની મધુ-રતા કે શબ્દની કોમળતા બહુ દેખાઇ આવે તેની કે મન હરે તેવી નથી, પણ તેને માટે વિચારની ઉચ્ચતા, શૈલીનુ જોમ, કલ્પનાની ઉત્કૃષ્ટતા તથા શબ્દોની યોગ્યતા અનુરૂપ અને મોહક છે

લી ૧ તટધુમસ--નદીના તટ ઉપર દેખાતુ ધુમસ

લી ૧-૪ નદીમા નાવ પડે ઉપડે છે--છેટે ઝાડ તટધુમસમા વીટ-ળાયેલા કેમ જાણે મીઠી નિદ્રા લેતા હોય તેમ શાન્ત, સ્થિર છે ને તે વૃક્ષો અને નાવની વચમા પ્હોળો પથરાતો રેવાનો પ્રવાહ શોભી રહ્યો છે

લી ૫-૬ નિજ-પોતાની ચન્દ્રની

લી ૭-૮ ઉપમા રમણીય છે વાયુ કેમ જાણે બધાઈ રહ્યો હોય તેમ ધીમો ધીમો થોડો થોડો વય છે—તે કેમ જાણે કમળમા સુતેલો ભ્રમર સૌંદર્યથી ઘેલો થયલો લોટતો હોય નહિ !

લી ૧-૮ વર્ણન સુદર છે--ચિત્ર ચક્ષુ આગળ ખડુ થઇ જાય છે તેમા વર્ણનનો ચિતાર ચિત્રપટ પર જોવાની ઇચ્છા થાય તો તે કાઈ હિદુસ્તાનમા તો પુરી પડે તેવુ નથી એવી શાતિમા સભળાતા ભણ-કારાનુ કથન છેલ્લી ૭ લીટીમા છે

લી ૯ અનાયાસ છદ--મેળે જ નીકળી આવતા છદ

લી ૧૩ એ ઉપમા પણ યોગ્ય, ભવ્ય અને મનોહર છે જેમ કમલપત્ર પરથી વગર અવાજે, એક નિમિષ માત્રમા સ્વચ્છ પાણીના ટીપા રૂપી મોતી સરી જાય છે તેમ ' સેહેની ' એ બાનીના ભણકારા પડી વિરમી જાય છે.

## કાવ્ય ૫૮ મણિમય સેથી

ગુજરાતી સાહિત્ય માટે હજી એટલો બધો અનાદર દેખાઈ રહ્યો છે કે આવા સગ્રહનો સ્વિકાર થશે કે કેમ એ સન્દેહાત્મક રહે છે વિશેષ શોચનિય તો એ છે કે શેલી કીટસ, વર્ડઝવર્થ, ડેન્ટી આદિ વિદેશી કવિઓના કાવ્યોનો ઘણા રસપૂર્વક તથા માનપૂર્વક સત્કાર કરનારા ભાઈ ઓમાથી ઘણાને સ્વભાષાના કાવ્યરત્નો વિષે જરા પણ દરકાર હોતી નથી

આ કાવ્ય એક ઉત્તમ રત્ન બરાબર છે આખા કાવ્યમા રહેલો ભાવ તેને ઉદ્‌ગીર્ણ કરવામા વપરાયેલ મનને રસાસ્વાદનના ઉજમાળા પ્રદેશમા ઉડાવનાર શૈલી તથા તેમા તરી આવતી આશાભરી મનોવૃત્તિ વિગેરે ગુણોનુ બયાન 'જ્ઞાનસુધા'ના એક અકમા થયેલુ છે આહિ તેનો ભાવર્થ તથા લેખકની વિવક્ષા વિષે ટુકામા કહેવાનુ યોગ્ય લાગે છે

કાવ્યનુ નામ 'મણિમય સેથી' છે સ્ત્રીઓના ચોટલામા વાળ છુટા પાડવામા આવે છે ત્યા વચ્ચોવચ, શ્વેતરેખા હોય છે તેને 'સેથી' કહે છે, તે સથીને આભૂષણોથી શણગારાય છે, ત્યારે તે 'મણિમય' બને છે સસારરૂપી કાળા અરણ્યમા પણ 'મણીમય સથી' (=વગથી)--સુદર સુખદ, પ્રકાશવાન્ સત્યોથી વિભૂષિત કેડી--આડકો માર્ગ આખા કાવ્યમા સેથી એ અથમા વપરાયેલો છે, પરતુ ખાસ કરીને ભાટનીમાથી સત્ય સ્થાને લઇ જનાર નાના સાકડા પણ લાભકારી માગનુ અસ્તિત્વ સ્થાપેલુ છે અને જગના ઘેર ગીત સાસળતા પણ મણિમય પથ હાથ લાગે છે એ અર્થ વધારે વિક્ષિત જણાય છે

શ્લોક ૧ મા જગત તેના ઘેર ગીત ભલે ગાય અને કાત ચિત્તને સુખદુખાદિથી ભલે નચવે, તેની નમેરી છાયા વિકટ રીતે ભલે વ્યાપી રહે, તો પણ આધ્રી આડી પ્રસરતી ચાદનીવળો મ ગુમર પ્રીતિપથ હાથ લાગ્યો છે તે સુખાનદે ભવસાગર તરશેજ એવો ભાવર્થ છે

મણિમય પથ છેજ, તો પછી પ્રિયે ' ભલે વાયુના ધમસાણો મચી રહે અને વાદળીઓની દોડધામ થયા કરે, આવા દુ ખદાયિ દેખાવ તરફ માનવ કઠોર દ્રષ્ટિ નહિ નાખે, પણ પ્રેમભીનો થઈ, તે તો સૌદર્યરેખાનીજ ઝાખી કર્યા કરશે, જગતની અ દર ગમે તેવા દુ ખ હોય તોપણ ખરો માણસ જગત્કર્તાના કાર્યોમા સહેતુકતા જોઈ, તેણે રાખેલો મણિમય પ્રીતિપથ ખોળી તે પથેજ પળે

પાતળા મેઘરગ છેડેના શ્યામ અબ્ધિતરગને ચુમ્બે છે, ( દુ ખ તથા સુખ એકત્ર વાસો કરી રહેલ જ છે ) તથા સન્ધ્યાના ઝળઝળા તેજમા આખુ બ્રહ્માડ રમી રહ્યુ છે, અને વ્હાલી ! રસદ્યુતિ પણ તારા પ્રેમમા આથમે છે-ભળે છે-વિલીન થઈ જાય છે આગલી કડીમા સુખનો માર્ગ શોધી સૌદર્ય રેખાની ઝાખી કરવાનો જે વિચાર જણાવાયો છે તેને અનુકૂળ પ્રસગ આ કડીમા વણવાયો છે

પ્રેમમા રસ ુતિ ગળી જવાની છે તો પછી ગળી જતા, આથમતા, સધ્યાના વખતની રહેતી સૌમ્ય દ્યુતિની ઝાખી કરી લેશુ ને પ્રેમમા ભળેલ રસદ્યુતિને પ્રસારનાર રમેન્દુનુ સ્થાન અતરમા રાખશુ હે પ્રાણેશ્વરી ' તે વખત ઉજ્જવળ સત્યને રાખીને દિવ્યતાભરી સેથી બતાવજે જે સેથીથી કરીને જગતના ગીતની ઘોરતાને ત્યજી દિવ્ય પ્રદેશમા ગમન થશે

આગલી શ્યામ અબ્ધિતરગની કલ્પના પાછી મગજમા તરી આવતા તેમા વ્હાલીની મૂર્તિ મેઘરગમા ભળેલી દેખાય છે

અને તે શ્યામ અબ્ધિતરગમા વ્હાલીની સુદર મૂર્તિ દેખાય છે તેમ વિશ્વમા ગાજી રહેલા ઘોર ગીતડામાથી પણ પ્રણયરમીલુ આત્મબિદુ વિરાજી રહે છે દુ ખના કાળા અધકારમા પ્રણયથી દીપી રહેતા આત્મજ્ઞાનનુ તેજ દિવ્યતાભરી સેથી બતાવી રહ્યુ છે

જો એમજ છે તો પછી હે જગત્ ! તુ ત્હારા ઘોર ગીત ગજ-વ્યાજ કરજે ! વિમલ આત્માને ઘડીભર તારી શ્યામતાના પટમા ગોપી

દઈ લજવજે ! તોપણ અંતે તારી નમેરી છાયાનો વિકટ ઘટ મટશે અને જ્યોત્સનામય મણિમય પ્રીતિપથ **स्वतएव** દીપી રહેશે

આટલા વિસ્તારથી અર્થ સમજાવ્યા પછી તેના રહસ્યની સા૰ શ્રી નરસિંહરાવે કરેલી કદર જોવાશે તો વિશેષ લાભ થશે એમ જાણી નીચે તે અક્ષરે અક્ષર આપવામા આવે છે –

"જગતના ઘોર ગીત" એટલા શબ્દોમા એ રહસ્યનો અર્ક ઉતારી શકાય છે આ જીવનમા સુખ અને દુ ખ એ બેનુ બાહ્યાભાસે વિરોધી સ્વરૂપ આ અર્કમા અવિરોધી બનીને રહે છે જીવનના વિષમ પ્રસગો ઉત્પન્ન કરનાર જગતને મન મનુષ્યના સુખ દુ ખ તરફ ઉપેક્ષાની વૃત્તિને લીધે, એ વિષમ પ્રસગો તે પણ એક પ્રકારનુ આત્માવનોદનુ ગાનજ છે, એ આશય તો કાઈક ગૂઢ અને કાઇક ગૌણ રીતે ધ્વનિત છે પરતુ દિવ્ય શ્રદ્ધાને બળે ઘોર પ્રસગોમા પણ કવિ સુખહેતુ જુવે છે અને સુખ અને દુ ખ બને એકજ ભવ્ય દિવ્ય સગીતના ઉચા નીચા સુર છે એમ માને છે, તેથી આખા જગતમા એકરૂપ સવાદી સગીતજ પ્રવર્તે છે એ શ્રદ્ધાને લીધે નમેરા અન્ધકારની છાયામાથી પણ જ્યોત્સનાનો મણિમય પ્રીતિપથ પ્રગટે છે આ શ્રદ્ધાને બળે ગીતની ઘોરતામાથી પણ ઉલ્લાસ--ઉદ્ધત નહિ પણ ગભીર ઉલ્લાસ-અકુરિત થઇને સર્વ વિશ્વમા સુખ દુ.ખનો અન્યો-અન્ય સવાદી સયોગ કવિ જુએ છે, સિન્ધુતરગની શ્યામતા આછા મેઘ રગથી મધુરતા મેળવે છે, એ તરગમા પ્રિયતમાની મૂર્તિ રસસ્વરૂપના પ્રતિબિમ્બરૂપે દીપે છે, અને વિશ્વના ઘોર ગીતમા પણ પ્રેમમૃદુલ આધ્યાત્મિક સૌન્દર્ય ગૂથાયલુ જણાય છે, આ ઉન્નત શ્રદ્ધા કવિના હૃદયમા એ જગતના ઘોર ગાન તરફ એક પ્રકારની પ્રેમમય આદરભાવથી મિશ્રિત ઉપેક્ષાવૃત્તિ પ્રેરે છે આમ આ કાવ્યનુ તત્ત્વ જણાય છે

"છન્દોમા રૂપાતર સ્થળે સ્થળે થાય છે તે પણ જાણે સૌન્દર્યસરિતા પર્વત અને લીલા ખેતરોમા થઈને વહી જતા સ્વેચ્છાનુસાર, પરતુ રસિક રીતેજ, વાકી ચૂકી પોતાની લલિત ગતિ ચલાવતી ના હોય, એમજ ભાન થાય છે"

## કાવ્ય ૬૦. કૃતઘ્નતા

આ રાજવી કવિની ઓળખ વિશેષ આપવી પડે તેમ નથી તેનુ હૃદય કેટલુ કોમળ છે, તેની લાગણી કેટલી ઉત્કટ તથા ઉભરાતી છે, તેની લેખનશૈલી કેવી સચોટ છે, તથા તેની લેખનકળામા કેટલા ચાતુર્ય અને પ્રબળ પ્રયાસ છે, તે સૌ વાચક સ્હેજમા જાણે તેમ છે વગર પ્રયાસે સમજાય તેવી કવિતા હોવા છતા તેમા ઉચા પ્રકારનુ કવિત્વ અક્ષરે અક્ષરે ઝળકી ઉઠે છે તેમા fluent freshness of poetic style એવી તો રસભરી છે કે તેનુ એકે કાવ્ય—નાનુ યા મોટુ—હાથમા લીધા પછી અથેતિ વાચ્યા વગર મુકાય તેવુ નથી, તેટલુજ નહિ પણ દરેકમા કાઈ ને કાઇ નવુ, નવો ભાવ, નવો વિચાર, નવો ઉદ્ગાર, નવુ ચિત્ર કે નવી પ્રતિભા જણાયા વગર રહે તેવુ નથી પરિચિત વસ્તુઓને પણ એવુ નવુ રૂપ આપતા આવડે છે કે આપણે કેમ જાણે તે વસ્તુ નવીજ જોતા હઇએ તેવો ભુલાવો ખાઇએ છઇએ

આ કાવ્ય પોતા તરફ બતાવાયેલી કૃતઘ્નતાથી પ્રેરાયુ છે–તેમા કવિનો ખરો જુસ્સો, નિરાશા, વૈરભાવની તીવ્ર લાગણી અને દુષ્ટ જનોનો તિરસ્કાર આબેહુબ દ્રશ્યમાન થાય છે પરતુ આખર તોફાની સરોવર વાયુના ઝપાટા નરમ પડવાથી હળવે હળવે શાત, સ્વસ્થ સ્થિતિમા આવી જાય તેમ તેનુ કોમળ, નરમ, પ્રેમીલુ હૃદય પાછુ મૂળ અવસ્થાને પામે છે ને આશ્ચર્યકારક ઉદારતાથી થયુ તે ભુલી ઉત્તમ દિલાસો આપી વિરામે છે

---

## કાવ્ય–૬૪ ચાલ સખિ ઉડિયે

જડ, દુ ખભર્યા, દયાભર્યા જગતથી કટાળી, દુનિયામા કયાય પણ વિશ્રામસ્થાન કે વિશ્વાસસ્થાન ન મળતા પોતાની હૃદયગમા સહચારિણી સાથે દુનિયા છોડી ઉડવાની આકાક્ષાના ઉદ્ગાર છે જગતનો કટાળો, સસારમા સર્વ જુદા જ છે એવી માન્યતા, તથા વ્હેમથી ભરેલા પામર

લોકો એક બીજાનો તિરસ્કાર કરવામા જ મચી રહેલા છે એ વિચાર સર્વોપરી છે એજ આ કાવ્યનુ નિમિત્ત કારણ છે

લી ૫-પોતાના માનેલા તે પણ ત્યજી ઉડી ગયા, સસારની વિકટતા તથા અસત્યતાનો કડવો પ્યાલો પીવા મને એકલો મૂકી તે સર્વ તો ગયા

લી ૭-૮ એકલા પડતા મન વિરક્ત થયુ હતુ પણ ત્યા તારી સહાયતા ને સગતિથી કાઈ આશા બધાઈ

લી ૯-૧૬ કરેલા સર્વ પ્રયાસમા દેખીતો લાભ બહુજ કિમ્મતી લાગે તેવો મળતો પણ જરા તેનો અનુભવ થયો કે તે તો જાદુની બનાવટ જેવુ! આમ કયાય પણ ઇષ્ટ સુખ મળ્યુ નહિ ઘેલા સુખડા-જે સુખડાને માટે મથનારા જણ પણ ઘેલા થઈ જાય છે તેવા સુખડા

લી ૧૭-૩૯ સુધીની લીટીઓમા અવનિપરના સર્વ પદાર્થ ને તેથી મળતા સુખો ક્ષણિક છે અને દુખ કરે છે અને તેથી અગ્રાહ્ય છે એમ બતાવ્યુ છે

લી ૩૧-૩૨ "To divide is not to take away-વ્હેચી લેવુ એટલે પાછુ લેવુ એમ નહિ-અગ્રેજ કવિવર શેલીના એ સૂત્રની ભાવનાને જગના સ્થુલ વાસનાથી ભરેલા લોક પોતાના પ્રપચી વ્યવહારમા મનગમતી રીતે પરોવી દે છે એ રીતિ ક્ષુદ્ર છે, એવો ભાવાર્થ છે" (લલિત)

લી ૪૦ પ્રકૃતિજ પીજરા-જન્મથી મળેલી ઉપાધીઓ

લી ૪૫-૫૬ રસ નિતરેલો-રસ જેમાથી નીતરી ગયો છે-ટપકી ગયો છે—જતો રહ્યો છે તેવો

કાવ્યમા અખડ અનત રસ માટેની ઉત્કઠા, અવનિનો રસ તો ક્ષણિક હઈ તેનો તિરસ્કાર, અને આ સસારના બધ તોડી ઉજ્જવલ, રસભરિત, સુખ વર્ષી પ્રદેશમા જવાની ઉત્કટ ઇચ્છા પ્રબળપણે દેખાઈ આવે છે

## કાવ્ય ૬૬ એકાંત

એકાંતને પસંદ કરનાર, પૂજનાર, શખ્સને મોજમજામા જીદગીનુ સાફલ્ય માનનારા તેના મિત્રો ગમત પાર્ટીમા આવવા નિમંત્રે છે

પહેલી ચાર લીટીમા આ નિમંત્રણ છે અને તેમા જગતના-કમભાગ્યે સૌથી વિશેષ શોચનિય હિન્દુસ્થાનના ભણેલાઓમાથી પણ ઘણાના અને તેથી પણ પતગવત્ જીવન પૂર્ણ કરી જન્મની કૃતાર્થતા માનનારા માનવોનુ સારૂ ચિત્ર છે

લી ૫ ગયા એ ઉક્તિ એકાતમા મજા માનનારની છે લહે માણે, જાણે, ભોગવે કર્તા, 'એ' 'ભરે' નો પણ કર્તા 'એ'

લી ૬ નહિ વિચારમિત્રો મળે—મને વિચારરૂપી મિત્રોનુ સુખ છે તેવુ તેઓને નથી

લી ૯ રાચતા, કર્તા—'એ' મને—મનમા સુણી, ગણી, અવ્યયકૃદત

લી. ૧૦ દેવી ! O muse ! ધૃષ્ટ-અવિચારી-પામર હે સદય દેવિ ! એ પામર જીવોના અજ્ઞાનને ક્ષમા આપજે તેઓને માટે નિરાશા સાથે કાઇક તિરસ્કાર ભરી લાગણી થતા—ઉદાર, વિચારશીલ હૃદય પોતાની ઉમદા વૃત્તિથી તેઓ માટે ક્ષમા જ યાચે છે

લી ૧૧ પધાર-કર્તા [ અધ્યાહાર ] તુ [ દેવી ] મિલાવ, પૂર બહલાવ, એનો કર્તા પણ 'તુ' અધ્યાહાર

લી ૧૩ આ મોરલો—બોલનાર

લી ૧૪ અને જેવી રીતે સુધાને લીધે વિધુ હળવે હળવે બધી કળાઓ પામે છે તેમ હુ પણ તારી અમૃતવર્ષી હાજરીથી સપૂર્ણ કળાધર થઇશ ધરે-કર્તા, મોરલો

અગ્રેજીમા 'સોનેટ' કહે છે તેવી આ કાવ્યરચના છે તેમા ચૌદ લીટી હોય છે પહેલી આઠમા વિચારને માટે પ્રસ્તાવિક મડાણ, અને છેલ્લી છમા તે વિચારનો ઉપસહાર, પરિણામ જણાવેલ હોય છે

સોનેટ બે જાતના છે ઈટાલીયન તથા અગ્રેજી ઈટાલીયનમા સગીતનુ પ્રાધાન્ય હોય છે જ્યારે અગ્રેજીમા વિચારનુજ પ્રાધાન્ય હોય છે, એક સુદર, સુસબદ્ધ વિચાર, યુક્તિ સહીત ઘટાવી, ટુકામા અસરકારક રીતે દર્શાવવા આ જાતના લખાણ બહુ કામે લાગે તેવા છે તેમા છદનો હજી કાઈ ચોક્કસપણે મેળ થયો નથી પણ ઘણુ કરી પૃથ્વી છદ, તથા વખતે શિખરણી, મદાક્રાતા કે કોઈવાર શાર્દૂલવિક્રીડિત છદ વપરાય છે ગી ખબરદારે એક જુના છદ પરથી ધ્વનિત નામનો નવો છદ ઉપજાવી કાઢેલ છે

---

## કાવ્ય ૬૭ આત્મબોધ

સૃષ્ટિના ક્રમ પ્રમાણે એક પછી એક ઋતુઓ ચાલી જાય છે, મનુષ્યની જીદગીના જુદા જુદા ભાગો પણ ચાલ્યા જાય છે, અનેક અતરાયો મનુષ્ય જીવનની સરળતાના બાધક થઈ પડે છે, છતા પરમ કર્તવ્ય નથી સુઝતુ શુ ? એવો સવાલ ઉઠાવી તે કર્તવ્ય કયુ તે સુઝાડી તેને અવલબવાનો બોધ અપાયો છે

આયુષ્ય પાણીના રેલા જેવુ છે–કલાપીના શબ્દોમા તો 'જીદગી પાણીનુ પતાસુ' છે જેને સરી જતા, ગળી જતા વાર લાગતી નથી, તોપણ શુ ઉત્તમ કર્તવ્ય સુજતુ નથી ?

પહેલી બબ્બે લીટીમા નડતી અડચણો કહેવાઈ છે અને તેને ખેસવવાની મુશ્કેલી બતાવાઇ છે ચરણની બીજી બે લીટીમા એકજ બોધ શબ્દાતરમા સચોટ રીતે દેવામા આવ્યો છે

લી ૫ પ્રકૃતિ, પ્રીતિ, આશા, એ 'નડે'ના કર્તા છે તેમજ ત્રીજા ચરણમા કલ્પના, મતિ, અધૈર્ય, ચલભાવના 'નડે' ના કર્તા છે ઘડી=ઘડેલી, આજ સુધીના જીવનની ઘડેલી પ્રકૃતિ વગેરે.

લી ૬ જુની જડો ઉખેડવા જતા તે તો ઉલટી ઉડી પેસતી જાય છે કાટો કાઢવા જતા જેમ કેટલીક વાર લાગ ન ફાવવાથી ઉડો ઉડો બેસતો જાય છે તેમ

લી ૮ વમળ–પાણીમા વટોળીયાથી ભમરીઓ પડે છે તે વમળ નવુ પરમ કર્તવ્ય ઉપસ્થિત થતા જુની પ્રકૃતિ પ્રીતિ આશા એજ તે કર્તવ્ય તરફ તરવામા નડી ભવસાગરમા વમળોની ગરજ સારે છે, એ વમળો–ભવસાગરમા ચકરાવો ખવરાવતી ડુબાવતી પીડાઓ–વામ, તરી ઉતર તે પછીનુ કર્તવ્યમય જીવન કેવુ સુભગ અને શાત થઈ રહે !

લી ૧૦ રહ્યા–કર્તા પાપો (લી ૯) ડસે ને ડખતા તેનો પણ કર્તા તેજ, 'ઘર કરી રહેવુ' એ ઉક્તિ સાધારણ છે

લી ૧૨. મામ–અહકાર એ પાપોને તુ શુ નિર્મૂળ કરનાર હતો ? સ્વામી અને કર્તવ્યનુ બળ જ એ શક્તિ ધરાવે છે

વિચારનુ ગૌરવ તથા શૈલીની પ્રૌઢતા અને જેમ બને તેમ થોડામા થોડા શબ્દોનો પ્રયોગ, એ આ લેખકના સઘળા કાવ્યમા દેખાઈ આવતા લક્ષણો છે તેમા અપાયેલો બોધ, જ્ઞાનથી ભરેલો, તથા પુખ્ત ધ્યાનથી પાકેલો છે, પણ તે તત્ત્વજ્ઞાનની છાયા ( tinge of abstruse philosophy ) થી નિર્મુક્ત રહ્યો છે

– – – –

## કાવ્ય ૬૮ બોધ

યોગ્ય શબ્દોમા, અસરકારક રીતે, આવેશભરી શૈલીમા અપાયેલો બોધ ઘણો કિમ્મતી છે લેખકનો આવેગભર્યો જુસ્સો એવો તો સુજ્ઞાત છે કે તેને કેટલાક મડળમા તો 'મસ્ત કવિ' એવુ યથાર્થ નામ અપાયુ છે એની દુનિયાના બધનથી બેદરકાર રહી, પોતાની ધૂનમા મચી રહેવાની વૃત્તિ તેની દરેક કવિતામા પ્રત્યક્ષ જણાઈ આવે છે 'દુનિયાથી પછી આ બાલ બેદરકાર જુદો છે, એ શબ્દોના લખનારનુ મન દુનિયાથી કોઈ ન્યારી જ સૃષ્ટિમા મસ્તાનીના આવેશમા ધુન મચાવી રહે છે.

દુનિયા જેવી છે તેવી ખરે રૂપે સમજી તેમા પ્રવૃત્ત રહેવા માટે અને સફળ થવા માટે જોઇએ તેવો આ બોધ સારી શીખ ભરેલો છે.

## કાવ્ય ૭૩ વિકરાળ વીર કેસરી

કડી ૨ લી ૧ આફાટ આ-દશ્યમાન જગત-ફાટે એવી રીતે.
કડી ૨ લી કરીં કૃષ્ટિ ઉપજાવે-સોસાવે
અગજે પજે=કોઇથી પરાજય ન પામનારા પંઝાથી
રંજ=હેરાનગતિ, ત્રાસ
અજે=આજવાપણાથી
ચૂર=ચૂરેચૂરો થઈ જાય એવી રીતે
કડી ૩ લી ૨ ઉલ્કાપાતે ધુમાની-ધુમાડાથી ભરી

---

## કાવ્ય ૮૨ એક પત્ર

રમ્ય ગિરિના અદષ્ટ સ્થળમાથી નીકળતા, શાંત ગિરિ પ્રદેશને મધુર ઝંકારથી ભરતા, ઝરણના જેવુ આ કાવ્ય ખરેખર રસભરી ખુબીથી લખાયુ છે

બે ઝરણા એક પર્વતમાથી નીકળી, રસળતા રસળતા, ધીમે ધીમે આગળ વહેતા અને મધુર નાદથી ગાજી રહેતા હતા ધરા પોતાના અંગ ઉંચા નીચા કરતી, ખોળો પાથરતી, પાછે પગલે ચાલતી, લળી લળીને અનેક રીતે માતાની માફક તેમની સાથે રમતી અને તેમને મોટા કરતી તથા બોધ આપતી-એ ઝરણાને-આગળ આકર્ષી ગઈ

ઝરણા આગળ જતા વિશાળ બને છે-તેમ થતા પ્રારંભની વિમળતા જો કે મૂળ રૂપમા ગઈ હતી-ઉપર મેલ જણાતો હતો-તે છતા અંતરમા તો તે વિમળતા વિસ્તૃત રૂપમા રહેલી જ હતી આગળ ઉપર તે ઝરણાનો સંગમ થાય છે તે પણ પ્રફુલ આનંદવર્ષી છે

આ બે વિમલ સુંદર ઝરણાના જેવા બે મિત્રહૃદય પણ મળે છે-મળ્યા છે ને પ્રફુલતાને પામેલા છે, 'અને હવે' એ ઉક્તિથી એવુ ભાન થાય છે કે આજ સુધી મૈત્રી હતી તેમા કાંઈ ખલેલ પહોચી હોય, તેથી છેવટે ગતજીવન ધ્યાનમા લેવાની નમ્ર વિનતિની સાથે સુંદર કાવ્ય પુરૂ થાય છે

---

## કાવ્ય ૮૪ અગતિ ગમન

અનેક સ્થુલ અડચણોને ઓળગી, માનસિક બળ હોય તો માનસિક રીતેજ હૃદય ગમન કરી કેવા આનદ અનુભવે છે એ કહેવાનો આ કાવ્યનો ઉદ્દેશ લાગે છે

સ્વલ્પ શિરના નમને-સ્હેજ માથુ નમે કે-શિશુના જેવી નિર્દોષ આખો-કેવલ આનદમા ન્હાતા ન્હાતા સ્વર્ગનુ સુખ અનુભવે છે

તે ક્ષણિક અનુભવ મેળવી પાછુ તરતજ સર્વ ભાન સર્વ કલ્પના, નષ્ટ થાય છે અને ગાઢ અધકાર જેવો હતો તેવોજ પ્રત્યક્ષ થાય છે

ગતિ કર્યા વગર-સ્થુલ રીતે એક ડગલુ પણ ખસ્યા વિના ઘણે દૂર હૃદયનુ થયેલુ ગમન કાવ્યનુ વસ્તુ હોઈ નામ ‘અગતિ ગમન’ રખાયુ છે **न गति अगति । अगति. एव गमनम् अगति गमनम ।**

લીટી ૨ પથિક-પથના, રસ્તાના,

લી ૧૦ સખાના વિચારમા તેની સાથેના માનસિક આલિગનમા સ્નેહજલમા ન્હાતા ન્હાતા મસ્તક આનન્દથી કમ્પે છે અને આખોમા સ્વર્ગીય દ્યુતિ ઉભરાય છે

લી ૧૨ ચરણ સમજીને અધારામાથી ખસી જાય છે ખસતુનુ કર્તા ચરણ

નિસ્તેજ વિધુવાળી રાત્રીમા ઝાડોથી ભરેલા વનમા મુસાફરી કરવાનુ વર્ણન છે, પણ બાહ્ય અધકારથી સૂચિત થતો માનસિક અધકાર જ આ કાવ્યનો વિષય છે દુખમા, નિરાશામા, દિડ મૂઢતામા હૃદય પ્રિયજન તરફ વળે છે તેના સ્નેહમા ન્હાય છે અને ઠરે છે, અને એ હૃદયાલિગનની પળો ક્ષણિક હોય છે તથાપિ તે દરમિયાન સ્વર્ગીય સુખ અનુભવાય છે તેમજ તેવાથી હૃદયનો ભાર હલકો થાય છે “ચરણ એની મેળેજ અધારામાથી સરી જાય છે” એ માનસિક અનુભવનુ આ ટુકા કાવ્યમા આબેહુબ વર્ણન થયુ છે

(બલવતરાય કલ્યાણરાય ઠાકોર)

## કાવ્ય ૮૫ કલ્પના ને કસ્તુરીમૃગ

કવિએ કલ્પનાને સ્વતંત્ર મૂકી દીધી છે તે સ્વચ્છંદે વિહાર કરતી કરૂણ ભાવથી ભરપૂર ચિત્ર ખડુ કરે છે કલ્પનાની મનોરમણીય પ્રવૃત્તિ કેવી આનંદજનક થતી હશે એ તો તેના અનુભવી જ સંપૂર્ણપણે જાણી શકે પણ તેના શબ્દમય અવતરણના આસ્વાદની મીઠાશ, સસ્કારી હૃદય આવા લેખો દ્વારા ચાખી શકે છે

કવિતા દેવીની દાસી કલ્પના, કવિને આશીર્વચન આપીને, દુનિયાની રચના દેખાડવા લઈ જાય છે કલ્પનાની પાખ ઉપર ચડી ઉડતા એક શોભિતા પર્વત પાસે એક કસ્તુરીમૃગ વિહ્વલ વૃત્તિથી આગળ આગળ ધસ્યુ જતુ નજરે પડ છે છેટેથી બીનના જેવો મધુર નાદ સભળાય છે અને મૃગ શરીરથી વીધાયેલુ હોવા છતા તે નાદને લક્ષી નજીક નજીક જતુ જાય છે કસ્તુરીથી લુબ્ધ થયેલ લુબ્ધક બીજા શર માટે તૈયારી કરે છે, તેથી બીનનો સુર બધ થવા લાગે છે ને તેથી મૃગ પણ નિરાશ, ઢીલુ થતુ જણાય છે શરની તૈયારી કરતા પારાધિને જોઇ કવિનુ દયાળ હૃદય અનુકપાથી કપે છે ને તેને મારવા તત્પર થાય છે કલ્પના તેને તરવાર લાવી આપે છે, પારાધિને તે તલવાર લાગતા બીન હેઠે પડે છે ને મૃગ પણ ગાન વિરમતા પ્રાણ તજે છે કવિ, આવા દુખભર્યા દેખાવ પાસે લાવનાર કલ્પનાપર ગુસ્સે થઈ તેને ધમકાવવા જયા ફરે છે ત્યા કલ્પના ઉડી જાય છે

આ લેખકના વર્ણનોની મધુરી ખુબી સર્વ કોઇ વાચતાવેત જ અનુભવી શકે તેવી છે, રચના સરલ ચિત્ર સુગમ્ય ને સુદર, વિચાર સાધારણ છતા ભવ્ય અને શૈલી માધુરી ભર્યા નિર્મળ સરોવરમા મગ્ન કરાવનાર છે નથી તેમા વિચારની અટપટી ગુચવણી, શબ્દોની અતડી પરૂષતા કે રચનાની ગહન ગોઠવણી, શાત સમુદ્રમા ધીમા નિયમિત રીતે વહેતા મોજાપર હલકવાળી મદ ગતિથી પ્રયાણ કરતી વિહાર નૌકામા

સધ્યાના સમયની મીઠી લ્હેર વાતા જે મીઠી મજાનો અનુભવ થાય તેવી મજા આ લેખકના કાવ્યો વાચતા અનુભવાય છે ચોમેર કુદરત અનુપમ સૌંદર્ય પ્રગટ કરી રહી હોય-વૃત્તિઓને શાતિ ને શીતળતામા નવરાવી ઉન્નત વિચારોમા મશગુલ કરાવી રહી હોય, અને સરળતા, મધુરતા અને ભવ્યતનુ અલૌકિક સમીલન હૃદયને અનન્ય તુષ્ટિદાતા થઈ રહ્યુ હોય તેવો અનુભવ થતો જણાય છે

આ લેખકના નાના નાના સગીતોમા ભાવનુ આલેખન સપૂર્ણ કલાચાતુર્યથી થયુ લાગે છે તેથી કઈક મોટામા વર્ણનની ખુબી ભળે છે અને આમ બધા કાવ્યો સુદર, મનોહારી અને ભવ્યતાભરી છાપ પાડી રહે છે

---

## કાવ્ય ૮૬ સ્નેહનિદાન

ભરતખડમા સતી થવાનો રિવાજ ચાલતો હતો તે સમયે કોઈ પરદેશી મુસાફરને એક બાલિકાને બાળી દેવાનુ નિર્ઘૃણ કર્મ જોઈ દયા આવી અને તે બાળાને બચાવવા પોતે દોડી ગયો બાળાને ચિતામાથી બહાર કાઢી, તેના સગાવહાલાને શમ તથા દમથી સમજાવ્યા અને બાળકીની આસનાવાસના કરી તે સાજી થઈ ત્યારે તેને તેનુ વૃત્તાત પૂછ્યુ તે ઉપરથી તે બાળા પોતાનુ વૃત્તાત કહેવાની શરૂઆત કરે છે

તે બાળા તેના પિતા પાસે ભણી હતી પિતાએ તેને ઉપયોગી જ્ઞાન બક્ષ્યુ હતુ વિવાહ સમય થયો ત્યારે તેને પરણાવવામા આવી સાસરે જતી વખત પિતા શીખામણ આપે છે ત્યારે બાળા પોતાના સદેહ પિતાગુરૂ પાસે મૂકે છે ને તેમા લગ્નનો અર્થ, હેતુ, પ્રકાર વગેરે સમજાવે છે.

લી ૧૯—મન જોડવા વિધિહાથમા ઈ૦ સરખાવો—

**व्यतिषजति पदार्थानान्तर कोपि हेतु ।**

---

## કાવ્ય ૮૭ પ્રેમ- વિકાસ

હાલમા નવી જાતના લેખો ઉત્પન્ન થયા છે ર. ન્હાનાલાલે શરૂઆત કરી છે અને હળવે હળવે બીજા પણ લેખકોને તેની મોહની લાગવા મડી છે જો કે તેના લેખની વિરૂદ્ધ વાધો બહુ જબરો છે તો પણ તેવા લેખની અદરની ખુબી એટલી તો મોહકારક અને સુલભ છે કે તેના તરફની પ્રવૃત્તિ તરત અટકે તેમ નથી સુલભ હોવાને લીધે તે પદ્ધતિ અધમતાએ પણ જઈ બેસશે એની ધાસ્તી છે ખરી તો પણ તેટલા માટે સસ્કારી લેખકોને હાથે તેનો સદુપયોગ થતો જોઇ તે નવીનતાને અભિનદ્યા વગર ચાલે તેમ નથી રા મૂળજી વેદ 'શુકદેવ'ના અભિધાનથી ગુજરાતી અને અગ્રેજી કવિતા લખે છે એ તો વિદિત હશેજ કઈક અજબ જેવુ છે કે અગ્રેજીમા જે રસ, જે વિશદતા, જે સરળતા અને જે કવિત્વ માલમ પડે છે તેનો વણો થોડો જ અશ ગુજરાતીમા આવી શકે છે

---

## કાવ્ય ૮ પ્રેમનો મૂર્તિપૂજા

આગળ કહ્યુ છે તેમ આ જમાનામા અગ્રેજ કવિની અસર ઘણી થયલી છે પરિણામે ભાષાતરો પણ પુષ્કળ થયા છે સસ્કૃતમાથી સાગોપાગ તેવા ભાષાતર થયા છે પણ અગ્રજીમાથી છૂટક છુટક કાવ્યોના જ થયા છે તેના ભાષાતરો આ સગ્રહમા પણ સારી પેઠે છે તે ઠેકાણે ઠેકાણે બતાવી વૃથા લબાણ કરવાની આવશ્યકતા લાગી નથી પરતુ આ ભાષાતર તો એટલુ બધુ રસમય અને ભાવોર્મિનુ તદાકાર ચિત્ર ખડુ કરનાર છે કે તેની નોધ લીધા વગર ચાલે તેવુ નથી અગ્રજ મહાન નાટકકાર શેક્સપીયરના Winter's Taleના ચોથા અકમા ત્રીજા પ્રવેશમાની ફ્લોરીઝલની 'What you do' ઈત્યાદિ ઉક્તિનુ ભાષાતર છે રસ, ભાવ, અને અર્થ સપૂર્ણપણે જળવાયા છે ક્યાઇક આ લેખકની કલ્પના સ્હેજસાજ ભળી છે ખરી પણ તેથી મૂળ માધુર્ય વધે છે.

---

## કાવ્ય ૯૭ વરવહુ અમે

ટેનીસનના એક કાવ્યનો તરજુમો છે ભાવ સારી રીતે અનુકૂલ થયો છે અને છંદ પણ બહુ યોગ્યતા પ્રમાણેજ નૂતનત્વને પામ્યો છે શિખરિણીને આમ મરડવા મચડવાનુ—અને રા રા ન્હાનાલાલના શબ્દોમા કહીએ તો છંદોના આવી રીતે સરવાળા બાદબાકી, ને ગુણાકાર ભાગાકાર કરવાનુ—કેટલાકને પસદ નહિ હોય પરતુ નવા ભાવ, નવા વિચારો અને નવા રૂપ સાથે છદ પણ નવીનતા પામે તો કાંઈ નાપસદ કરવા જેવુ નથી ભાવના આદોલનને સ્પષ્ટ રીતે બહાર કાઢતા આવા નવા છદો પરિણમે છે, અને તે નવીનતાની યોગ્યતા રા શ્રી નરસિહરાવે રા રા ન્હાનાલાલના ' વસન્તોત્સવ ' પરની વિદ્વત્તાભરી ચર્ચામા સારી રીતે સિદ્ધ કરી છે

અગ્રેજી કાવ્ય આપવાને બદલે ટેનીસનના કાવ્યોની ગ્લોબ એડિશનને ૧૭૩ મે પાને તે કાવ્ય છે તે જોઈ લેવા વિનતી કરૂ છુ

આ સગ્રહમા ભાષાતરો પણ એકથી વધારે છે પણ તે બધામા પણ આ તથા કલાપીના ' **પ્રેમીનો મૂર્તિ પૂજા** ' ના જેવા તાદૃશ, તેજ ભાવ, રસ અને મીઠાશવાળા બીજા થોડા છે

---

## કાવ્ય ૧૦૪ વસતવિજય.

આ કાવ્યની કથા મહાભારતના આદિ પર્વના સભવ પર્વના પાડુ પરમ નામના ૧૨૫મા અધ્યાયમાથી લીધેલી છે, એ અધ્યાયના પ્હેલા બાર શ્લોકમાજ આ કાવ્યનુ વસ્તુ આવી જાય છે એક વખતે પાડુ રાજા મહારણ્યમા શિકાર કરતો હતો ત્યા કિદમ નામે મુનિ અને તેની ભાર્યા મૃગ મૃગીને રૂપે મનુષ્યોની લજ્જા મુકી રતિ કરતા હતા મૃગ જાણી પાડુએ તેમને બાણથી ભેદી નાખ્યા મરતા મરતા પોતાનુ સ્વરૂપ ધારણ કરી તે તપસ્વી ઋષિપુત્રે પાડુને શાપ દીધો કે ' સર્વ પ્રાણીઓના હિત અને ઇપ્સિત કાલમા તે મારી કામમોહિતની હિસા કરી માટે હે મૂઢ

તારો પણ એવી જ અવસ્થામા અન્ત આવશે ઋષિના મરણ પછી શોકદુખાર્ત પાડુએ વનમા તપ કરી દેહ પાડવાનો નિશ્ચય કર્યો, તેની બે સ્ત્રીઓ–કુન્તી તથા માદ્રીએ કહ્યુ કે અમે પણ કામસુખ તજી ઇન્દ્રિયોના નિગ્રહ કરી તમારી સાથે તપ કરીશુ પછી તેઓ વનમા રહ્યા અને શતશૃગ વગેરે પર્વતોમા ફર્યા (અધ્યાય ૧૧૮—૧૩૪) હવે આપણા કાવ્યની કથા શરૂ થાય છે એક પ્રસગે વસત ઋતુમા વનમા ફરતા વનની લીલા જોઈ પાડુના હૃદયમા કામ ઉત્પન્ન થયો માદ્રીયે વાર્યા છતા પાડુ કામને દાબી રાકયો નહિ શાપનો ભય છોડી બળથી માદ્રીને ગ્રહણ કરતા પાડુ કિન્દમ ઋષની અવસ્થામા મરણ પામ્યો. આટલા પ્રસગને લઇ આ કાવ્ય રચ્યુ છે એમા વસતનો તપ ઉપર વિજય વર્ણવ્યો છે કેટલીક વાર કામ ઇન્દ્રિયનિગ્રહને જીતે છે અને અનિષ્ટના પૂર્વજ્ઞાનથી તથી દૂર રહેવા કરેલો નિશ્ચય વકારના પ્રાબલ્ય અગાડી જતો રહે છે તેનુ કવિયે યથાસ્થિત વર્ણન કર્યુ છે સદ્ અને અસદ્ વૃત્તિનો વિરોધ થતા મનમા કેવી અકળામણ થાય છે, મનમા કેવા જુદા જુદા ભાવ ઉત્પન્ન થાય છે, મન કટલી વાર સત્કર્મનો (કે ઇષ્ટ કર્મનો) નિશ્ચય કરે છે ને કટલીક વાર તે નિશ્ચય તોડી પાછુ નિર્બલ થઈ પડે છે, અને અન્તે કેવી રીતે અસત્ (કે અનિષ્ટ) વૃત્તિનો જય થાય છે તેનુ તથા મનુષ્ય સદ્ ઇષ્ટનુ જ્ઞાન છતા અસદ્ અનિષ્ટ કૃત્ય કરે છે તેનુ રસમય ચિત્ર કવિએ અત્યુત્તમ કૌશલ્યથી આપ્યુ છે નીતીશાસ્ત્રના એક ઉપયોગી તત્વનુ ઉદાહરણ આપતા કવિએ પરોક્ષ રીતે પ્રશસ્ત ઉપદેશનુ યોજન કર્યુ છે સનાનુભવરસિક કવિતાના ત્રણે વિષય–સૃષ્ટિરચના, પ્રસગ અને જનસ્વભાવ—નો એમા સમાવેશ થયો છે વર્ણન, વૃત્તાત અને મનોવૃત્તિના ચિત્રમા છેલ્લાનુ ચિત્ર વિશેષ મહત્વનુ છે અને તે આ કાવ્યમા અદ્ભુત છે

'શ્લોક ૧ કાવ્યની કથા ત્રીજા શ્લોકથી શરૂ થાય છે, પણ પ્રસ્તાવના દાખલ વચમાથી એક શ્લોક કહાડી કવિએ પહેલો મુકયો છે ચમત્કારની આ એક યુક્તિ છે માદ્રીની આ પાડુ પ્રતિ યુક્તિ છે

ર મ નીલકઠ

લી. ૧૫૬ જાણુ બધુ ઇ૦—પાહુના હૃદયમા વિચાર અને બુદ્ધિ વચ્ચે થઇ ગ્હેલ તુમુલ યુદ્ધનુ યથાસ્થિત ચિત્ર છે અમુક કાર્ય હાનિ-કર્તા થશે એમ જાણ્યા છતા ઘણી વાર તે અટકાવી શકાતુ નથી એવો અનુભવ ઘણાને થયો હશે. એવી સ્થિતિમા હૃદય કેવુ પામર થઈ જાય છે, બુદ્ધિ કેવી મૃતપ્રાય થઈ રહે છે, સારા નરસાનો વિવેક કેવો નષ્ટ થઈ જાય છે, અને આંધળીયા કરી પતગની માફક બળતી ઝાળમા કેવી સહેલાઇથી ઝપલાવાય છે તેનુ તાદશ ચિત્ર બહુ જ સફળ રીતે અપાયેલુ છે આ કાવ્યનો હેતુ જ એ છે માણસની બુદ્ધિ ઉપર પણ લાગણીનો કેટલો જુલમ છે, અને તેને વશ થતા ‘હબસીઓની ગુલામ-ગીરી, ભારે જુલમી નિરકુશ રાજાઓની પ્રજાનુ દાસત્વ પણ મનની આ અસ્વતત્ર વિકારાધીનતા આગળ કાઈ નથી’ એ સિદ્ધ કરી આપે છે

કાવ્ય તરીકેની કિમ્મત ઉપરાત નીતિશાસ્ત્રના એક ઉપયોગી તત્ત્વને સમજાવવાની અતુલ શક્તિથી કાવ્ય એક પથે બે ઉત્તમ કાર્ય સાધે છે. (સવિસ્તર ટિપણ માટે જુઓ ૧૮૯૦ના જાન્યુઆરીના બુદ્ધિ પ્રકાશમા આવેલી આ કાવ્ય પરની રા રમણભાઇની ટીકા )

### કાવ્ય ૧૦૮ વદાય

સધ્યા સલૂણી ઇત્યાદિ વિચાર જેમ શેલીની કવિતામા ઠેકઠેકાણે દર્શાવાયા છે તેમ આ લેખમા પણ તેવાજ વિચાર શબ્દાતર કે રૂપાતર પામી નીકળી આવે છે

સરખાવો શેલીનુ Flight of love

When the lamp is shattered &c.

આપણા હાલના લેખકોમાથી કેટલાકના વિચાર સાથે અગ્રેજ કવિઓના વિચારનુ સમિશ્રણ એવુ તો થયુ છે કે તે સબધે વિદ્વત્તા-ભરી ચર્ચા રસભરી થાય તેવુ છે પરતુ આવા નાના સગ્રહમા ને તેમાએ તેની ટુકી ટીકામા ઠેકાણે ઠેકાણે તેવી નોધ લેવી એ વધારે

પડતુ ગણાય એવી ધાસ્તીથી તેમ કર્યું નથી તોપણ કોઈ કોઇ ઠેકાણે તો વિચારનુ તાદાત્મ્ય કે સામ્ય એટલુ બધુ મળી આવે છે કે અગ્રજ કવિના શબ્દો ઉતારવાના મોહને અટકાવી શકાયો નથી

## કાવ્ય ૧૦૯ વિપ્રયોગ

પહેલી આઠ લીટીમા પ્રશ્ન છે ને છેલ્લી આઠમા તેનો ઉત્તર છે

પત્નીવિયોગની દુખી થયેલુ હૃદય સસૃતિની અન્ય વસ્તુઓ તેવી ને તેવી દેખે છે--તેને નાશ કે વિકાર નથી આકાશમા તારલી, ચન્દ્રની જ્યોત્સના, અને નિશાનો વિલાસ--એ જેવા હતા તેવાજ દેખાય છે પણ હની તે દારા ક્યા છે ?

સ્વાભાવિક રીતેજ પ્રશ્ન ઉઠે છે કે શુ ત્યારે હવે એ નહિ જોવાય ? રોનારા પ્રિય જનના આસુડા, આશ્વાસક શબ્દો સાથે તે નહિ લ્હોવે ? શુ ત્યારે ત્યા ( પરલોકમા ) એની એ દારા ત્યારે ( મૃત્યુ પછી ) લાઇલાજ રોયાજ કરવાની ?

દુખી હૃદય, શોકના અગાધ પૂરમા નિમગ્ન થયેલુ હૃદય આખર કાંઇક દિલાસો શોધી ઉત્તર મેળવે છે કે જયા સ્વર્ગની જ્યોત્સના વસી રહે છે અને જ્યા નિશાનો અધકાર કોઈ દિવસ દ્રષ્ટિગોચર થતો નથી ત્યા તે દારા છે

છેવટ શોકોદધિમા ડુબતા ડુબતા દિલાસારૂપી ત્રાપો હાથ આપે છે અને જો ત્યા તે દારા છે તો તેને ત્યા મળશે અને ત્યા એ આસુ પણ લૂછશે એમ વિચારી દુખભાર ઓછો કરવા પ્રયત્ન કરે છે અને એની એ દારા છે તેને મળાશે માટે હમણા સાથે રોવા કે આસુ લોવા ન આવે તોપણ તે ત્યા તો છે અને આખરે મળશે એવા દિલાસાથી મન વાળે છે

આ નાનકડા સગીતમા જે મીઠાશ અને કોમળ ભાવના લલિત ઉદ્દગાર નીકળ્યા છે તે ખરેખર અતિ સુદર લાગે છે શોચની પરાકાષ્ટા

તથા કોમળ હૃદયની નિરાશામાંથી જાગી ઉઠતી અમર આશાનુ ચિત્ર રસવૃત્તિને મોહ પમાડે ને હૃદયને પીગળાવે તેવુજ છે કલાપીના નાના સગીતો-માજ કેટલેક ઠેકાણે આ માર્દવ આ કરૂણભાવ, આ મીઠાશ અને આ હલક કઈક અશે દેખાય છે બીજામાથી તો ભાગ્યેજ આની પાસે ઉભુ રહી શકે તેવુ કાવ્ય મળશે

---

## કાવ્ય ૧૧૦. સ્વપ્ન-વાટિકા

મૃત્યુવશ થયેલી એક સ્નેહીબાઈની કબર પાસે આવતા 'હવામા કાઈ તરલ ઝુલતી લાગણી' લાગવા મડી, અને તેને પરિણામે આ લીટીઓ લખાઇ મી૦ તારાપોરવાળાને ગુજરાતી-શુદ્ધ ગુજરાતીના સસ્કાર થયેલા છે તે આ કાવ્યમાથી દેખી શકાય છે પારસી ભાઈઓને આવી શુદ્ધિ તરફ વળતા જોઇ કોને હર્ષ નહિ થાય ?

## કાવ્ય ૧૧૧ તુ ગઇ.

"આ કરૂણ અને માર્દવથી ઉભરાઇ જતુ લઘુ સગીત કાવ્ય મારા એક મિત્રે પોતાની પત્નીના સ્વર્ગવાસ ઉપર લખેલુ છે પ્રબલ ચિત્તક્ષોભના ઉદ્દગાર કે શાતિના સમયમા સભારેલી અને ફરી તાદશ થતી અવ-શ્થાનુ ચિત્ર એ આમા નથી જે સ્થિતિમા વિચાર અને લાગણી અભિન્ન થઇ જઈ પ્રસ્તુત સમયનુજ દર્શન થાય છે તે નહિ, પણ ફરી એકવાર દૃષ્ટિ થઈ શકાતા સમગ્ર જીવન જે પ્રકારનુ ભાસે છે, તેનુ પ્રતિબિબ છે પ્રદીપ દૂર થતા શૂન્ય જણાતી મદિરના જેવી દશાવાળા અતકરણનુ આ નિરાશારૂદન છે આવેશના કરતા માર્દવ વિશેષ હોઇને સહૃદયનુ હૃદય વધારે દ્રવિત બને છે દૃષ્ટા થઈ જીવનને નિહાળી જોતા પણ વિસ્તૃત કરેલા નયન બાષ્પજલથી ભરાય છે, અને લૂછાય છે આ બધુ સમજનારને નીચે કેટલુ બધુ છે એ કલ્પના આવતા અસામાન્ય અસર થવી જોઇએ, પણ સામાન્ય વાચનારને તો ફકત શુદ્ધ પ્રેરણા અને સરલ-

તાનોજ અનુભવ થવાને સભવ છે આપણી ભાષામા આવા પૂર્ણ કાવ્યરત્ને ઘણા થોડા મળી શકશે લી ૨૫–૨૮ આ કલ્પના એટલી બધી સુશોભિત અને તેની સાથે એટલી બધી અસરકારક છે કે પ્રસ્તુત અવસ્થાની પૂર્ણ પ્રતીતિ થવામા કાઈ પણ ન્યૂનતા રહેતી નથી ”

મ ર ભટ.

---

## કાવ્ય ૧૧૩ માળીને ઉપાલભ

આ કાવ્ય આજ સુધી છ લ દવેની કૃતિ તરીકે મે માનેલુ હતુ પરતુ મારા મિત્ર રા લલિતને ખબર થતા તેમણે ખાત્રી કરી જણાવ્યુ કે તે તો રા ઇન્દ્રજીત જયેષ્ટારામનુ કરેલુ છે, તેથી યોગ્ય ફેરફાર કરવાનુ વાજબી માન્યુ છે

---

## કાવ્ય ૧૧૪ પ્રાર્થના

આ અતિ નાના કાવ્યમા દુખી દીલને સૌ સાથે મળી માથે પડયુ સહી લેવાને ઉપદેશ બહુ ટુકામા, પણ હૃદયના ખરા ભાવથી દર્શાવવામા આવ્યો છે જેમ ભાવ બળવાન, તેનો ઉદ્ગાર આવેશભર્યો અને હૃદયની છબી ખરી હોય, તેમ શબ્દોનો ઉપયોગ થોડો કરવો પડે છે વૃથા વાગ્જાલને ત્યા અવકાશ રહેતો નથી રોનારનુ હૃદય ગમે તેવુ હૈયાફાટ રૂદન કરતુ હોય તોપણ તેના હૃદયને અસરકારક આશ્વાસન આપવુ એ બાહ્યોપચારથી બનવુ અશકય છે, સખાનુ હૈયુ ‘વ્હાલા કેરા દુખ શ્રવણથી પીગળે’ છે અને નિરૂપાય બની દુખી થતા વ્હાલા સ્વજન સામુ મુગામુગા જેયા કરે છે ને બહુ ત્યારે સાથે આસુ સારે છે ત્યારે વ્હાલાઓ પ્રતિ ઉપદેશ એવો છે કે સાગરમા (ભવસાગરમા) સૌ સાથે ઇ૦

રોવાની નિષ્ફળતા છતા માનુષી હૃદયપર તેની સત્તા, બાહ્ય ઉપયો-

ગની નિરર્થકતા અને વ્હાલામા વ્હાલા સખાનુ વધારામા વધારે જોર અશ્રુસમર્પણનુ જ છે આ બધુ મિત શબ્દોમા અમિત ભાવથી દર્શાવી, પાછળથી સૌ સાથે રહેવાનો અમોલ ઉપદેશ આપનાર આ નાનકડુ કાવ્ય સસારયાત્રા સફળ રીતે કરવા ઉત્તમ શિક્ષણ અપે છે

### કાવ્ય ૧૧૫ વિધવા બ્હેન બબાને

પ્રભુપર ખરી આસ્થા–તેના સર્વ રસ્તાઓ સારા માટે છે એવો દૃઢ વિશ્વાસ અને આવેલી સ્થિતિમાથી પણ ઉત્તમ બોધ અને સપૂર્ણ સતોષ મનાવનાર આ કાવ્યની મધુર છાપ અનેરી જ છે

એ લેખકના કાવ્યમા કળાવિધાન એવુ તો સાવધાન રીતે થયેલુ છે કે તેની એકે લીટી નવીન આનદભરી મીઠાશ વિનાની નથી, એટલુજ નહિ પણ તેના સર્વ લખાણમા અથથી તે ઇતિ સુધી ભાવ વધતા જતા રસથી જળવાઈ રહે છે

---

### કાવ્ય ૧૧૬ વિદ્ધ મૃગ

સ્વ હરિલાલભાઈ જ્યારે ચન્દ્રના તત્રી હતા ત્યારે તેમની નવા લેખકોપર માયાળુ વૃત્તિને લીધે કેટલાક નવા જણને લખવાનો ઉત્સાહ ચડતો અને મળતા અભિનદનથી કાયમ રહેતો આવા બધામા મી૦ બોટાદકરના લેખ ઘણા ખરા બધા ખરા કવિત્વથી ઝળકી ઉઠે છે

આ કાવ્યનો પ્રસગ બહુજ બારીક છે સહજ સમજાય તેવુ છે–તેમા પ્રદર્શિત થયેલ કરૂણ ભાવ અને માર્દવ વિષે વિશેષ વિવેચન કરવા જેવુ રહેતુ નથી

તેજ લેખકનો બીજો લેખ ‘ પ્રેમ અને સત્કાર ’ પણ તેની કલમની સચોટ લેખનશૈલી તથા વિચારમા ઉડા ઉતરવાની રીતિનુ સારી રીતે ભાન કરાવે છે

‘ કલ્લોલિની ’ નામનો કાવ્ય સગ્રહ તેમના તરફથી હમણા બહાર પડયો છે બીજો પણ ‘ સ્રોતસ્વિની ’ નામથી પ્રકટ થઈ ચૂકયો છે

લી ૨૦ આ પ્રેમ પારાવારમા ૪૦ સરખાવો
કાઈ તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામા
(તુલસી કલાપી)

---

## કાવ્ય ૧૧૭ મ્હારા મયૂરને

આ કાવ્ય સ્વર્ગસ્થ લાઠી ઠાકારશ્રી સુરસિહજીના (कलापी) સ્મરણાર્થે રચાયેલુ હતુ

---

## કાવ્ય ૧૧૯ મૃગલીને.

'મઝા કયા છે' ના લખનાર રા લલિતનુ જ આ કાવ્ય છે, પરતુ આમા દિલની સ્થિતિ તદ્દન જુદી જ છે પહેલી કડીમા ગ્રીષ્મના પ્રચડ તાપથી થતી દુખદ અવસ્થાનુ વર્ણન છે અને તેમા તૃષાથી પીડાતી, અધોગતી પામેલી મૃગલીને ઉન્નતિ માટે અવનતિ પણ સહી લેવાનો ઉપદેશ અપાયો છે દુખના કાળા વાદળા દુર થઈ સુખસૂર્ય ઉગશે, લીલી લીલા બવે પ્રસરશે અને અનત વસતની ભભકભરી ખુબી પાછી અવનીમા ખીલી ર્‌હેશે એવો આશાભર્યો ઉપદેશ તથા દિલાસો અપાયેલ છે

---

## કાવ્ય ૧૨૨ શિકારીને

આ નાનકડા કાવ્યમા કેટલી ગભીરતા છે, એ હવે સમજાવવુ પડે તેમ નથી જો કે પોતાનામા કળાની ખામી છે એમ કલાપી માનતા હતા, તોપણ વાચનારને આ કાવ્ય વાચ્યાથી જાણવામા આવશે કે, કળાવિધાનમા તે રાજવી કવિ પોતે કહે છે તેટલા પાછાત હતા નહિ સુદર વિચારને સુન્દર રીતે વર્ણવી થોડી સુદર લીટીઓમા સમાપ્ત કરવાની સુદરતા આ નાના સુન્દર કાવ્યમા સર્વ વાચકને પ્રતીત થશે એમ આશા છે.

## કાવ્ય ૧૨૪   થોડેક છેટે બળતી ચિત્તા

લી ૮ મૂર્ખમનુ--મનુષ્યને મૂર્ખ ઉપનામ વાસ્તવિક જ છે માયાના ખેલ પ્રત્યક્ષ છતા તેનુ ભોપાળુ, છતી આખે પણ જોઇ ન શકે તો પછી તેને મૂર્ખ કહેવોજ ઘટે છે

બાળુ ને બળતી દેખાઉ, નળતી બાળતી ખાઉ,

મૂર્ખ મનુ તોયે ના સમજે માયાનુ ભોપાળુ

એ લીટીઓ ઉત્તમ સત્યને ઘણીજ સ્વભાવિક રીતે, સુદર, સહેલા, સાદા, શબ્દોમા સમજાવે છે ને ખરા કવિત્વની પ્રતિભાનુ સૂચન કરે છે

આવા સુદર, મોહક ઉદ્ગારો પ્રસાદી કવિમા ઠેકાણે ઠેકાણે મળી આવે છે તેને માટે રસીક વાચકને જ્યા ત્યા સૂચન આપવુ યોગ્ય લાગ્યુ નથી

---

## કાવ્ય ૧૨૫   વ્હાલાઓને ઉપદેશ

દયા ધર્મ કો મૂલ હે, તથા आत्मवत् सर्व भूतेषु આદિ મહાત્માના મહા વચનોમા ઉપદેશાયેલી भूतदया નો ઉપદેશ આમા પણ છે ઉદારચરિત મહાત્માઓના જીવનનુ સત્ત્વસાર-આમા જ છે મનુષ્ય જાતિ પર બધુભાવ રાખવાનો ઉમદા, ઉત્તમ અને ઉદાર ઉપદેશ, તેવાજ સરળ શબ્દો, સ્હેલી શૈલી અને રસભરી છટાથી થયેલો છે

આ લેખકના આવેલા જુદા જુદા કાવ્યોના અનુભવથી વાચકને તેના કાવ્યની ભાવપૂર્ણતા, રસિકતા અને મધુરતાનો તો સ્વાદ આવ્યો જ હશે અને તેથી તેના સ્વચ્છ હૃદય, તેને ઉકેલવા માટે વપરાતા આબેહુબ શબ્દો, તેમા વહેતી કોમળતા અને પદલાલિત્ય, તથા આખા કાવ્યમા ઓતપ્રોત પરોવાઇ રહેલો ભાવ વિગેરેનુ વિવેચન જરૂરનુ નથી

---

## કાવ્ય ૧૨૮.   સખા પ્રત્યે ઉક્તિ

સસારમા નેહનો અભાવ દેખી દુખી થતા હૃદયની સખા પ્રત્યે

ઉક્તિ જલને પડદે—આંસુ ભરી આંખે નિરખતાં નેહ જણાતો નથી જરા જોતાં જાઉં છું કે હૃદયમાં ગ્લાનિ, અસંતોષ, નિરાશા ઉત્પન્ન થતાં અશ્રુધારા વહે છે ને તેથી ચક્ષુ આડે જળનો પડદો રહે છે

જો ભવસાગરમાં તારા હૃદયની સાથે મારાં હૃદયથી વહાય તો મને ઐહિક આશા નથી એમ કહી સખાને ઐહિક આશામાં મોહ ન પામવાનું વિનવી, સ્નેહ સિંધુ વહેતો કરવા માટે આતુર વિજ્ઞપ્તિ સાથે કાવ્ય અવસાન પામે છે

---

## કાવ્ય ૧૩૧ તુલસી

'કલાપીના કેકારાવ' માં આ કાવ્યને 'બિલ્વમંગળ' એવું નામ આપવામાં આવ્યું છે ત્યાં તથા અંદરની લીટીઓમાં પણ છેવટના ભાગમાં જ્યાં નામ આવે છે ત્યાં ફેરફાર કરાયો છે તુલસીદાસ માટે દંતકથા જુદી તરેહની છે અને આમાં વર્ણવેલી વાત સુરદાસને વધારે લાગુ પડે છે, તે ખરૂં હોય તો પણ કવિએ જેવી રીતે લખેલ હોય તેજ રૂપમાં તે કવિતા વાચક આગળ સાંગોપાંગ મુકી ને પછી તે સમ્બન્ધે જે ચર્ચા યોગ્ય લાગે તે કરવી એ વધારે ઉચિત છે, એમ ધારી, કલાપીએ પોતે 'ચંદ્ર' માં જેવી છપાવી હતી તેવીજ આમાં પણ દાખલ કરી છે

---

## કાવ્ય ૧૩૬ ચક્રવાક મિથુન

"મેઘ અને કમલ, ચંદ્ર અને કુમુદ એવા કેટલાએક પ્રેમી જોડાં સંસ્કૃત કવિઓએ કલ્પ્યાં છે ચક્રવાકચક્રવાકી વિષે તેઓની કલ્પના એવી છે કે એ બન્નેનો પરસ્પર પ્રેમ એટલો બધો હતો કે બેમાંથી એકનું મોત થતાં બીજું તેની પાછળ જીવ કહાડતું, તેમાં દૈવયોગે કોઈના શાપથી, દરેક રાત તેમને વિયોગમાં કહાડવાની થઇ ત્યારથી, તેઓ રોજ સાંજથી સવાર સુધી કોઈ નદીને સામસામે કાંઠે કે બીજે એવેજ કોઈ સ્થળે બેસીને

આખી રાત એક બીજાને ગદ્‌ગદ્ સ્વરે બોલાવવામા ગાળે છે, અને દિવસે એક ઘડીભર પણ વિખુટા પડતા નથી આ કાવ્યમા ચક્રવાકચક્રવાકીનુ હૃદય, મનુષ્યહૃદય જેટલુજ સુકુમાર કલ્પ્યુ છે ફેર માત્ર એટલો જ કે મનુષ્યનુ વિશાલ હૃદય અનેક મહાન અને તીવ્ર વિકારોથી કપાયમાન થાય છે, પણ આ પક્ષિઓનુ હૃદય એક પ્રેમનો જ મહાવિકાર અનુભવે છે 'સ્નેહ-બાલ' ચક્રવાકના નિરૂપણ દ્વારા મનુષ્યહૃદય પ્રેમમય જ બની રહ્યુ હોય, એ વખતની તેની સ્થિતિ સૂચવવાનો આ કાવ્યનો હેતુ છે"

બ ક ઠાકાર

પ્રેમ એ જ જેના જીવનનુ પરમ કર્તવ્ય મનાએલ છે તેવા પ્રેમમગ્ન યુગલને પ્રેમીના સહવાસથી મળતા સ્વર્ગીય સુખ અને તેના વિયોગથી-વિયોગના વિચાર માત્રથી પણ-થતા અસહ્ય શોક અને અગાધ દુ ખનુ આબેહુબ વર્ણન આ કાવ્યમા થયુ છે એક નિર્જન ગિરિ પ્રદેશમા વ્હેતી નદિને કિનારે ચક્રવાકમિથુન રહેતુ હતુ થવાના વિરહથી સભય થયેલી નાયિકા વ્યાકુલ થયેલી છે માણેલા અનવધિ સુખ પછી આવતા વિરહથી થતી વ્યાકુલતા કેટલી બધી બેસુમાર થાય તેની તુલના કરવા ખાતર સયોગના સમયે તેઓના અમિતસુખદાયી વિહારનુ વર્ણન લી ૧૫ થી ૪૬ સુધીમા છે થવાના વિરહનુ ભાન સ્નેહમગ્ન જોડાને વિલાસને વખતે રહ્યુ ન હતુ, તે ભાન થતા—સ્મૃતિનાશની જવનિકા ત્રુટતા તેઓ ઉન્મત્ત (ગાડા જેવા) થઈ ગયા અને આખરે જુદા પડવાનો સમય લબાવવા માટે ઉચે ઉચે ઉડવા લાગ્યા—એવી આશાથી કે તેઓ સૂર્યતેજની સમીપ રહે તો વિયોગ ન વેઠવો પડે, પરતુ દિનતેજના છેલ્લા કિરણો જવા લાગ્યા અને તેથી રહેલી ક્ષણમા પણ તેઓ પરિરભ કરી રહ્યા વિરહ વેદનાથી બળતુ જોડુ 'છુટી છુટી સહન ન થતા મત્ત પાછુ મળે છે' અને ટળવળતી નાયિકા 'પાષાણોમા' ઈત્યાદિ તૃષ્ણા બતાવે છે, તેના જવાબમા નિરાશામા ડુબી

રહેલો નાયક ધૈર્યને છેદનાર દિલાસો આપે છે ને કાવ્યનુ મૂળ વસ્તુ પુરૂ થાય છે લી ૧૦૭ થી ૧૧૪ મા કવિની કળાની પરાકાષ્ઠા છે "કવિતાદેવીએ કરેલા દિવ્ય લોચનથી કવિને જુદોજ આભાસ થાય છે મનવાછિત ચિત્તહારક રસતેજપૂર્ણ એક નવીન 'દુનિયા' મા આ 'સ્નેહઆલ ચક્રવાકમિથુન" પૂર્ણ આવેગથી દાખલ થઈ જતુ હોય એમ તેને ઘડી ભર જણાય છે પણ કવિતાદેવીનો હાથ જ્યા મસ્તક ઉપરથી ખસી જાય છે, આખો બધ કરીને જ્યા પાછી ઉઘડે છે, ત્યા તેની ખાત્રી થાય છે કે એ દેખાવ તો ફક્ત એક ઇન્દ્રજાલ હતુ—છેલ્લી બે લીટીઓથી કાવ્ય માત્ર હૃદયજન્મ કવિતાના (Pure Subjective poetry) કરતા ચઢતી પક્તિનુ બને છે"

બ ક ઠાકોર

---

## કાવ્ય ૧૩૯. સ્મરણાજલિ

સ્વ મણિલાલ નભુભાઇને અર્પણ કરેલી સ્મરણાજલિમાથી આ લીટીઓ લેવામા આવી છે

---

## કાવ્ય ૧૪૫ આલોક

"પ્રભાકર" નામના માસિકમા આવેલુ આ કાવ્ય લેખનશૈલી અને મસ્તી ઉપરથી બાલાશકર ઉલ્લાસરામનુ છે એમ એક મિત્રના કહેવાથી સ્વીકારવામા આવ્યુ હતુ પરતુ રા મહેતાએ તા ૨૪-૬-૧૯૦૭ ને રોજ લખેલા પતાથી મને જણાવ્યુ તે પ્રમાણે નામમા સુધારો કર્યો છે

---

## કાવ્ય ૧૫૦ પ્રાર્થના

પ્રાર્થના કરનારના જીવનને સરિતાનુ રૂપ આપ્યુ છે, અને તે રૂપક અગેઅગમા પ્રયુક્ત થયેલ છે ખરી જીગરની લાલસા—નદીને

ઊંડાણે રહેતુ સ્વચ્છ પાણી, બુદ્‌બુદો, મેલ, ફીણ, વમળ–પ્રાર્થના કરનારના પાપ, ખાર (એ પરપોટાઓ પોતે નાશ પામે છે, છતા તેના અસ્તિત્વના ચિરસ્થાયી ચિન્હ ખાર રૂપે મુકી જાય છે)—કરેલા પાપનો પસ્તાવો, પવન કેટલીકવાર અજાણતાજ આપણા કર્તવ્ય અમુક રસ્તે દોરાઇ જાય છે તે દોરનાર અકસ્માત, ઉદધિની વેલા–સસારની ધડમથલ (સત્ય જ્ઞાનને સ્ફુરવા નહિ દેનાર રીતિરિવાજ, લાજશરમ વગેરે વગેરેનુ જોર) તિમિર ગહ્‌વર (=નદીની અદરની બખોલ)–જુના પાપ આમ સર્વાંશે રૂપક અનુસ્યૂત હોઈ કાવ્ય એક પરમ્પરિત રૂપક બને છે

---

## કાવ્ય ૧૫૩ કલમ કરનાર વનમાળી

આ માત્રાત્મક ચિત્રબધના પ્રથમ પદ્યમા, અનુવાદ સાગોપાગ સજીવન હોવાની, રસપ્રવાહ મૂળના જેવો જ સાહજિક ગતિવાળો હોવાની, અને નવી વાણી નવી ખુબીવાળી હોવાની આશસા પ્રદર્શિત કરી છે, ને પરોક્ષ એમ સૂચવ્યુ છે કે શબ્દાર્થ શુદ્ધિ સાચવતા એ અનુવાદ નિર્જીવ હોય છે, ભાવ ઘટાવતા એ રસપ્રવાહ ક્લેશથી વહેતો હોય છે, અને જૂની વાણીની ખુબી લાવવાના પ્રયાસ થતા એ નવી વાણી ખામી ભરેલી હોય છે બીજા પદ્યમા પ્રસગ મળ્યે ન્યુનતા દૂર થઈ શકે એટલા માટે છુટથી વિરૂદ્ધ પણ હિતબુદ્ધિની ટીકા કરવા વિવેચકને અનુવાદકની પ્રાર્થના છે અને નવીન આવૃત્તિમા અનુવાદને અગે ઉદ્‌ભવતી નૂતન શોધ ભરેલી ચર્ચાની મજરી વાચકને નિવેદન કરવા અનુવાદકની ગૂઢ પ્રતિજ્ઞા છે

કેલિ કરતુ–રમતુ, રમતિયાળ (Sportive) ધજ ધરણી અનુવાદની ચારૂતર (ચરોતર) ભૂમિની ગુજરાતી ભાષારૂપી ભૂમિ વિદ્યાધર–વિદ્વાન સજીવની—મૃત સસ્કૃતના મૃતપ્રાય નાટકને પોતે જીવતી હોય સજીવન કરનારી નવ જીવન-અનુવાદની ભાષાની સમર્થના (Express.-venes.), વ્યજકતા, મધુરતા, આદિ વિશિષ્ટતાથી જે નવુ ચૈતન્ય

અનુવાદમા આવે તે કવાસવા—વિરુદ્ધ છતા પણ હિતબુદ્ધિના વૃન્દાવનના વનમાળી-શ્રીકૃષ્ણ ભગવાન મથન-સમુદ્રમથન, નવનીત-માખણ સુરવન-નદન વન કાચનપુરી-સોનાની દ્વારકા બ્રહ્મારણ્ય-બ્રાહ્મણોના આશ્રમોને લીધે પ્રાચીન કાળથી "બ્રહ્મારણ્ય" સજ્ઞા પામેલો ગુજરાત ગિવાણ-દેવવાણી, સસ્કૃત પમરાવી—પરિમળથી મહમહ બનાવી

કેશવ હર્ષદ ધ્રુવ

## કાવ્ય ૧૫૪ અવસાન

વશવર્તી ઈ૦ સગીતના ધ્વનિથી જળ પણ થભી જાય છે તેવો વિચાર જુના કવિમાથી પણ મળી આવે છે * 'ગોપીનો રાસ' નામના એક કાવ્યમા કૃષ્ણની વાસળીથી જડ અજડ સૃષ્ટિપર થતી મોહક અસરનુ અતિ સુદર અને તાદૃશ વર્ણન છે, તેમા આ વિચાર દર્શાવાયલો છે

હરિ વૃન્દાવન આવીયા જીરે,
કઇ વાયો મધુરો નાદ, વ્રજગોપીને રાસ રમાડીયા જીરે
શબ્દ ગયો ચૌદ લોકમા જીરે
પછી બ્રહ્માજી ભૂલ્યા વેદ, વ્રજ૦
પવન રહ્યો મૂર્છાઇને જીરે

* * * *

જમનાના જળ થીર થભીયા જીરે
પછી તૃણ ન વહે ગાય—વ્રજ૦

* * * *

આખા કાવ્ય સાથે સરખાવો શેલીની
Mus c when soft voices die, ઇત્યાદિ લીટીઓ

---

* આનો રાસ મોહક ભાવની છાપ પાડે તેવો છે આવા કિસ્મના રત્નોનો ભડાર જોવ કાણુ આતુર નહિ થાય? પરતુ તેની પરીક્ષા કરી એકત્ર કરનાર જોઇએ છે આશા છે - આ નમ્ર અને જેવા તેવા પ્રયાસનો દાખલો લઇ બીજા પણ એ ક્ષેત્રમા નીકળી પડશે

# પહેલી લીટી પ્રમાણે કાવ્યાનુક્રમ.

# શબ્દકોષ

અકળ=કળી-સમજી ન શકાય તેવુ

અકળિત=અકલિત=ન સમજી-પારી શકાય તેવુ

અકારણ=કારણ વગરનુ

અકારો=રી-રૂ=અણગમતો-કંટાળો આપનાર

અકીક-એક જાતનો પત્થર- જેનાં બટન વગેરે બને છે તે

અખંડ
અખંડિત } =ખંડ-ભાગ-વગરનુ આખુ

અગણિત=ગણી ન શકાય તેટલા, અસંખ્ય

અગતિ=૧ ન જવુ તે ૨ અસદ્‌ગતિ

અગમ્ય=જવાય નહિ તેવુ, જાણી ન શકાય તેવુ

અગમ્યતા=ન સમજી શકાય તેવી સ્થિતિ

અગર
અગરૂ } =એક જાતનુ સુગંધી લાકડુ (જે ધૂપ તરીકે વપરાય છે)

અગાધ=ઘણુ ઊંડુ, જેનુ તળીયુ ન માલુમ પડે તેવુ.

અગજે-અગજે પજે જે પજે ગાજયો ન જાય તેવા પજાથી.

અગ્રણી=અગ્રમાં આગળના ભાગમાં ચાલનાર, દોરનાર

અગ્રાહ્ય=ગ્રહણ ન કરી શકાય તેવુ, ન લેવા લાયક

અગ્રિમ=પ્રથમ, પહેલુ

અઘોર=ભયંકર, ઘણુજ ખરાબ

અઘોર નીર- ગભરાવી નાખે તેવુ-ભવ્ય ગૂઢ—અગમ્ય-ગૌરવ ભર્યું-નીર-પાણી

અચરજ=આશ્ચર્ય, નવાઈ

અજર=ઘડપણ ન આવે તેવુ

અજવાળવુ=ઉજળુ—પ્રકાશિત—પ્રદીપ્ત-કરવુ

અજા=બકરી

અટન=રખડવુ તે, પ્રવાસ, ફરવુ તે.

અટારી=ઉંચી મેડી, ઝરૂખો, ગોખ.

અટળ=ટળે નહિ તેવુ.

અડગ=ડગે નહિ તેવુ, બહાદુર.

અડપલુ=અટકચાળુ

અડબંગ=નાદાન, બોથડ, જડ, અભણ; મૂર્ખ, વિચિત્ર તરેહનુ.

અડી=અટકીને, હઠીને

અણુછતી=છતી ન હોય તેવી, ગુપ્ત, છાની, અદૃશ્ય

અતિ } =ઘણુ
અતિશય }

અતુલ-અતુલ્ય=જેની તુલના ન થઇ શકે તેવુ, અનુપમ

અથાગ=ઘણુ, થાગ ન લાગે તેવુ

અદતુ=વધારાનુ, વધતુ

અદ્રિ=ડુગર, પર્વત

અધમ=ઘણુ હલકુ

અધર=(ના) નીચલો હોઠ (વિ) લટકતુ, આધાર વગરનુ

અધાર્ય=ધારણ ન કરી શકાય તેવુ

અધિદેવી=મોટી દેવી, અધિષ્ઠાતા દેવી

અધીર=ધીરજ વિનાનુ, ઢચુપચુ

અધોગતિ=અવનતિ, પડતી, હલકી ઉતરતી સ્થિતિ,

અનહદ=હદ વગરનુ, ઘણુ જ

અનગ=અગ-દેહ વગરનો, કામદેવ

અનગ સુત-કામદેવ પુત્ર-અનિરૂદ્ધ

અનામી=નામ દઇ ન શકાય તેવુ

અનાયાસ=આયાસ—શ્રમ—મહેનત વગર

અનાયાસ છદ=શ્રમ વગર-પોતાની મેળે નીકળી આવતા છદ

અનિદ્રાશ્રમ=અનિદ્રા--ઉજાગરાથી લાગતો થાક

અનિમિષ } =આખનો પલકારો
અનિમેષ } માર્યા વગર

અનિલ=પવન

અનિશમ્=નિરતર, બધ રહ્યા વગર

અનુકરવુ=અનુકરણુ કરવુ, એક કરે તે જોઇ તે પ્રમાણે કરવુ, નકલ કરવી

અનુકપ } દયા, એકને કપતો જોઇ
અનુકપા } બીજાને કપારી આવે તે

અનુગુણ=સમાનગુણી, એકના જેવા બીજામા ગુણ હોય તે

અનુગ્રહ=કૃપા

અનુપ } =જેને ઉપમા ન આપી
અનુપમ } શકાય તેવુ શ્રેષ્ઠ

અનુમતિ=સમતિ, અનુમોદન, મજુરી, પરવાનગી

અનુમોદીને=અનુમોદન-ટેકો આપીને, એકે કહેલુ મજુર રાખી, સમતિ આપી, સતોષ માની, ખુશ થઇને

અનુસાર—અનુસારે=ની પ્રમાણે, ની પાછળ.
અનેરી-રૂ=ઓર તરેહનું, જુદી જ જાતનું
અન્યૂન=પૂરેપૂરી, જરા પણ ન્યૂન (ઓછી) નહિ તેવી
અન્યોન્ય=પરસ્પર
અપાર=પાર વગરનું, ઘણું જ
અપૂર્વ=પહેલા નહિ જોયેલું હોય તેવું
અફાળવું=પછાડવું
અફાળી=પછાડીને
અબુધ=અજાણ, જ્ઞાન વગરનું
અબ્ધિ=સમુદ્ર
અભિન્ન=ભિન્ન નહિ તેવું,એક રૂપ
અભિરામ=સુંદર, ખુશકારક
અભિષેક=પાણી રેડવું તે
અભેદ્ય=ભેદી-કાપી ન શકાય તેવું, અંદર પેસી ન શકાય તેવું,
અભંગુર=શાશ્વત, હમેશ ટકે તેવું, દૃઢ
અભ્ર=વાદળું
અભ્રાસન=વાદળાનું આસન
અમર=(ના) દેવ, (વિ) મરે નહિ તેવું
અમલ=(ના) સત્તા, (વિ) સ્વચ્છ
અમળ=સ્વચ્છ, ચોખ્ખું
અમંદ=મંદ નહિ તેવું
અમાનુષ } =દેવતાઈ, દૈવી, માણ-
અમાનુષી } સમાં ન હોય તેવું
અમિત=અમાપ, અપાર
અમી=અમૃતનો પ્રવાહ
અમીદ્રવ=અમૃતનો પ્રવાહ
અમીવેલડી=અમૃતનો વેલો
અમૃતાલાપ=અમૃત જેવી વાણી
અમોલ=અમોલા=અમૂલ્ય
અયુત=દશ હજાર
અરણ્ય=વગડો, જંગલ
અર્ચા=પૂજા
અર્ધાધ=અરધોઅરધ
અલક=વાળ
અલકશ્રેણી=અંબોડો
અલાપવું-આલાપવું=ગાવું
અલિ=ભમરો
અલૌકિક=સ્વર્ગીય, ઉત્કૃષ્ટ જગતમાં ન હોય તેવું
અલ્પ=થોડું
અવકાશ=ખાલી જગા
અવગણવું=ન લેખવવું ની દરકાર ન કરવી,
અવતરણ=અવતરવું તે
અવતંસ=એક જાતનું કાનનું ઘરેણું.

અવધાન=ધ્યાન, કાળજી

અવધિ=છેડો, સમાપ્તિ, હદ, મર્યાદા

અવધિ અંકુશ—મર્યાદાનો અંકુશ અમુક મુદત માટેજ અમુક સ્થિતિ રહેવાની છે તેવો અંકુશ

અવનતિ=ઉતરતી સ્થિતિ, પડતી

અવનવીન=વિશેષ કરીને નવુ, નવી જાતનુ, નવનવુ

અવનિ=પૃથ્વી

અવમાન=અપમાન

અવમાનવુ=હલકુ પાડવુ, અપમાન કરવુ

અવર=બીજુ

અવરોધ=અટકાવ

અવલંબન=આશ્રય, આધાર, ટેકો

અવલોકવુ=જોવુ, તપાસવુ

અવસાન=છેડો, સમાપ્તિ, મૃત્યુ

અવાસ=રહેઠાણ, ઘર

અવિકૃત=જેમા ફેરફાર ન થયો હોય તેવુ

અવિરત=અટકયા વગર

અવ્યક્ત=અસ્પષ્ટ, વ્યક્ત દૃષ્ટિ ગોચર નહિ તેવું, અદૃશ્ય.

અશબ્દ=શબ્દથી જણાવેલુ ન હોય તેવુ

અશ્રુ=આંસુ

અશ્રુરૂદ્ધ=આંસુથી રૂંધાઇ-બંધ થઇ ગયેલ

અસહ } =સહન ન થઇ શકે
અસહ્ય } તેવુ

અસિ=તરવાર

અસિમ=અસીમ=સીમા હદ વગરનુ

અસ્તિત્વ=હયાતી

અક્ષુબ્ધ=ક્ષોભ નહિ પામેલ, શાન્ત.

અંક=૧ આંકડો ૨ ચિન્હ ૩ ખોળો

અંકાવવુ=લીટી દોરી ચિન્હ કરવુ, અંકાવજે=પરખાવજે, બતાવજે, ચિન્હ કરી સુઝાડજે

અંકિત=ચિન્હવાળુ, નિશાની કરવામા આવી હોય તેવુ

અંકુર=ફણગો

અંકુશ=હાથીને કાબુમાં રાખવા માટેનુ અણીવાળુ હથિયાર, દાબ, બંધન

અંગના=સ્ત્રી

અંગાર=ધમધમતો કોયલો

અંગુલી=આંગળી

અંચળ=કપડાંની કોર, પલ્લો,

અંજલિ=ખોબો

અંટીવાળે=અંટીવા=અડફટ —
અંટીવાળે આવવુ=અડફટમા આવવુ, અટવાવુ.

અંતર=૧ છેટુ ૨ તફાવત ૩. જૂદાઇ ૪ મન, હૃદય.

અંતરદીપ=હૃદયનો દીવો-પ્રકાશ.
અંતરાળ=અંતરાલ=વચલો ભાગ
અંતરિક્ષ=અંતરીક્ષ=આકાશ
અન્તર્વિકલ્પ=હૃદયની અંદર થતા સંકલ્પ વિકલ્પ
અંધાર=અંધારૂ
અંધારી=અંધારી, ઝાંખ
અંબર=૧ આકાશ ૨ કપડુ
અંબાર=ઢગલો, ઢગ
અંબુદ=વાદળુ
અંબુદ ચાપ=ઇન્દ્ર ધનુષ, મેઘ ધનુષ્ય
અંબુધિ=સમુદ્ર
અંશ=ભાગ
અંશી=જેને ભાગ છે તેવુ
અંશુનાથ=અંશુ=કિરણુ અંશુનાથ =કિરણોના નાથ સૂર્ય, ચન્દ્ર
આકસ્માતિક } =અકસ્માતથી બ-
આકસ્મિક } નેલુ, એકાએક
આક્રંદ=રડારડ, કલ્પાંત, રૂદન
આગળો=બારણાની સલામતી વધારવા માટે લાકડા કે લોઢાની પટ્ટી રાખવામા આવે છે
આગાર=ઘર
આચરવુ=ચાલવુ, વર્તવુ,
આચ્છાદવુ=ઢાંકવુ
આજીવિકા=ભરણપોષણ, નિભાવ
આતિથ્ય=પરોણાચાકરી, ખાતર, બરદાસ્ત
આત્મજ=પુત્ર
આત્મજા=પુત્રી
આત્મપંખી=આત્મારૂપી પંખી
આત્મ મંદિર=આત્મા રૂપી મંદીર
આત્મા કળી=આત્મારૂપી કળી
આત્મીય=પોતાનુ
આદર્શ=નમુનો
આદ્ય=પહેલુ, પ્રથમ હોનાર
આદ્યન્ત=આદિથી તે અંત સુધી
આધિ=મનમાનુ દુઃખ
આનન=મોઢુ
આનન્દ હિંડોળો=આનંદ રૂપી હિંડોળો
આફાટ=એકદમ ફાટી પડે તેવી રીતથી
આફરીન=વખાણ, શાબાશી
આફરીન થવુ=ઓવારી જવુ, મોહી જવુ
આપ=પાણી
આભ=આકાશ
આભિજાત્ય=કુલીનતા, કુળવાનપણુ.

આભો=વિસ્મય પામેલ, બાવરો
આભોગ=વિસ્તાર, પટ
આમોદ=સુગંધ.
આમ્ર=કેરી
આરામ=૧ વિશ્રાન્તિ ૨ બગિચો
આરો=ઘાટ, કાઠો
આરોગવું=જમવું
આર્જુની=અર્જુનને લગતી
આર્તિ=દુઃખ, શારીરિક પીડા
આર્દ્ર=ભીનું
આર્દ્રતા=ભીનાશ, રસમયતા
આર્ષ=ઋષિને લગતું
આર્ય=સારા સરકારવાળા લોક (હિન્દુઓ આર્યો કહેવાય છે)
આલમ=દુનીયા,
આલાપ=વાતચીત
આલિંગન=ભેટવું તે, આશ્લેષ
આલી=૧ સ્ત્રી મિત્ર, બ્હેનપણી ૨ હાર
આલેખવું=ચિત્ર કાઢવું
આવલિ-લી=હાર
આવાસ=રહેઠાણ
આવાહન=બોલાવવું તે
આશંકા=શંકા, વહેમ, સંશય
આશીષ=દુવા, શુભ ઇચ્છવું તે
આશ્ચર્ય=નવાઇ, વિસ્મય

આશ્લેષ=ભેટવું તે, આલિંગન
આસમાન=આકાશ
આહ્નિક=દિવસને લગતું દિવસ દરમ્યાન કરવાનાં નિત્ય કર્મ
આહ્લાદ=આનંદ, હુલ્લાસ
આહ્લાદિની=આનંદ આપનાર
આળું=કોમળ-જરા કાંઇક અડકે તો દુખે તેવું-સુંવાળું
આંતર=અંદરનું
ઈતર=બીજું
ઇતરેતર=એક બીજાને
ઇતિહાસવાહી=ઇતિહાસનું વહન કરનાર-જ્ઞાન આપનાર
ઇન્દરા=લક્ષ્મી
ઇન્દુ=ચન્દ્ર
ઇન્દ્રધનુ=મેઘ ધનુષ
ઇન્દ્રપ્રસ્થ=પાંડવોનું મળેલું ગામ
ઇન્ધન=બળતણ
ઉકલવું=વાંચી શકાય તેવું હોવું
ઉકેલવું=વાંચવું
ઉક્તિ=બોલવું તે
ઉખળવું=વિંટાળેલું પાછું ફરવું
ઉખેળવું=વિંટાળેલું પાછું ફેરવી નાખવું.

ઉખળ્યા=ઉખળેલા ઠેકાણે રહેલા પાછા દૃષ્ટીમાં આવી રહેલા હોય તેવા

ઉગ્ર=આકરૂ, પ્રચંડ

ઉચ્છૃંખલ=મસ્તીખોર કાબુ કે દાબ વગરનો

ઉછંગ=ખોળો

ઉછરંગ=ઉમંગ, ઉત્સાહ

ઉછળી-તા=ઉછળતા—ઉછળી રહેલ

ઉજ્જ્વલ=ઉજળુ

ઉઝરડા=ચામડીપર અણીદાર વસ્તુની અણી વસાવાથી જે લીટા પડી રહે તે

ઉટજ=ઝુંપડુ

ઉટજ-કુંજ=ઝુંપડાનો સમુદાય

ઉડુ=તારા

ઉડુ ગણ }
ઉડુ મંડળ } =તારાના ઝુંડ

ઉડ્ડયન=ઉડવુ તે

ઉત્કટ=ઉદ્દામ, આકરૂ

ઉત્કર્ષ=મોટાઈ, શ્રેષ્ટતા, ઉન્નતિ

ઉત્તરંગ=ઉછળતા મોજાવાળો

ઉત્તાન=(૧)છીછરૂ ૨ વિસ્તારવાળુ

ઉત્તુંગ=ઉંચુ

ઉત્સાહ=ઉમંગ, ઉલ્લાસ, ઉલટ,

ઉથાપવુ=હોય તેને ફેરવી નાખવુ, ની વિરૂદ્ધ થવુ, ન માનવુ

ઉદર=પેટ

ઉદાસીન=તટસ્થ, અલગ રહેનાર, વૃત્તિ માત્રને દાબી દઈ ત્યાગી-વિરાગી થઈ ગયેલ

ઉદે=ઉદય

ઉદ્ગાર=ઉચ્ચાર, હૃદયમાથી કુદરતી રીતે નીકળી આવતા શબ્દો

ઉદ્ગ્રીવ=ઉંચી ડોકવાળુ

ઉદ્દામ=જોરદાર, ઉગ્ર, ધીટ

ઉદ્ધરો=ઉદ્ધરવુ=ઉદ્ધાર કરવો દુઃખમાંથી છોડાવવુ.

ઉદ્યાન=બગીચો

ઉદ્યોત=પ્રકાશ, તેજ.

ઉદ્વેગ=ચિંતા, દુઃખ અકળામણ

ઉન્દાધગ્ર=બહુ ગરમ, જેને અડવા થી દાઝી ઝવાય તેવા

ઉપકંઠ=કાંઠા-કિનારા પાસેનો ભાગ

ઉપની=ઉપન્યા, 'ઉત્પન્ન થવુ' ના અર્થમાં 'ઉપનવુ' ધાતુના રૂપ.

ઉપમર્ત્ય=મર્ત્યની પાસેનુ

ઉપવન=બગીચો

ઉપહાર=ભેટ

ઉપાલમ્ભ=મેણુ, ઠપકો

ઉભય=બંને

ઉભરે=ઉભરાઈ જાય

ઉભાય છે=ઉભરાઇ છે ના અર્થમાં વપરાયેલ છે (પારસી પ્રયોગ છે.)

ઉર-લાસ=હૃદયનું નાચવુ, ઉરનો આનંદ=ઉમળકો

ઉર=છાક=ઉરનો છાક=છાક=મિજાજ અહંકાર, ધુન

ઉર્જીત, ઊર્જીત=વધારે ઉમદા, વિશિષ્ટ

ઉલ્કાપાત=(૧) તારો ખરે તે (૨) મોટો ઉત્પાત

ઉલ્લંઘવુ=ઓળંગવુ, ની ઉપર થઇને જવુ

ઉલ્લાસ=આનંદ, હર્ષ

ઉષા=પ્રભાત, પરોઢીયુ

ઉષ્ણરશ્મિ=સુર્ય

ઉષ્મા=ગરમી

ઉટ વૈદ=લેભાગુ વૈદ્ય, વૈદક શાસ્ત્રનો અભ્યાસ કર્યા વિના થોડા ઘણા જ્ઞાનથી ધરાળ વૈદ્ય થઇ બેઠેલ વૈદ્ય

ઊર્ધ્વ=ઉંચુ

ઊર્ધ્વગામી=ઉંચે જતું

ઊર્મિ=મોજા (દરિયાના).

ઋતુરાજ=વસન્ત

એકમય=એક બની ગયેલ

એકમયતા=એક બની જવુ તે. ભિન્નભાવ ભૂલી જઇ એક રૂપ થઇ જવુ તે, 'એકમય' થવુ

એકમયતા અનુભવવી=એક બની જવુ

એકાગ્રતા=એકાગ્ર=એકજ વસ્તુપર ધ્યાન લાગી રહેલુ હોય તેવી સ્થિતિ

ઐહિક=આ સંસારનુ, અહિંનુ

ઓઘ=૧ ઢગલો, સમુદાય ૨ પ્રવાહ

ઓથાર=અમુક અમાનુષી શક્તિના, અગર અવર્ણનીય વિચિત્ર સ્થિતિના ક્ષોભથી થતુ ભાવમય દબાણુ, છાતીપર કેમ જાણે કાંઇ દબાણુ થતુ હોય તેવુ થઇ આવે ત્યારે ઓથારની' અસર કહેવાય છે

ઓપ=ચળકાટ, દિપ્તિ, તેજી, પ્રકાશ

ઓપવુ=ઘસીને ચળકાટ આપે તેવુ કરવુ, ચકચકાટ હોવુ

ઓપતી=ચળકાટ મારતી

ઓલિયા=સંત, સાધુ પુરૂષો ઓલિયા એ બહુ વચન છે એક વચન ઓલિયો વલી=મિત્ર, ખુદાનો મિત્ર સંત, સાધુ.

ઓષ્ઠ=ઓઠ

ઔદાર્ય=ઉદારતા, મનની મોટાઇ

ઔદાસ્ય=બેદરકારી, ઉદાસીનતા, વૈરાગ્ય, એકાંતપણુ

કચ્છ=કાંઠાનો-છેડાનો-પ્રદેશ (પાણીના અગર બીજી કોઇ હદના કાંઠા કે છેડાનો )

કજળવુ=હોલાતા હોલાતાં ઉપર રાખ વળી જવી

કજળતા=કજળી ગયેલા=જેના ઉપર રાખ વળી ગઈ છે તેવા

કટાણે=કવખતે, અયોગ્ય વખતે

કટાક્ષ=આંખ મારવી તે, વાંકી આંખે સંજ્ઞા કરવી તે અપાંગ દૃષ્ટી

કટુ=કડવુ.

કણિકા=કણી

કતલ=હથિયારથી કાપી નાંખવુ તે, ખુનરેજી,

કદમ=પગલુ, ચરણ.

કદમ બોસી=પગ ચુંબવા તે, ચરણ ચુંબન

કદર=ગુણજ્ઞતા, કિમ્મત કરવી તે

કનક=સોનુ, સુવર્ણ

કનકમય=સુવર્ણમય, સોનાનું બનેલુ

કનડવુ=હેરાન કરવુ.

કન્યકા=કન્યા

કપિ=વાંદરા

કપિદળ=વાંદરાનુ ટોળુ

કપોલ=ગાલ

કપોત=પારેવુ (નર)

કપોતી=પારેવી (માદા)

કમનીય=શોભામણુ, આકર્ષક, સુન્દર

કમંડળ=સંન્યાસીઓ વાપરે છે તે-ધાતુ અગર લાકડાનુ એક જાતનું પાત્ર

કયામત=ખુદા પાસે પાપ પુણ્યનો હિસાબ થવાનો દિવસ ( મુસલમાનોના ધર્મ પ્રમાણે )

કરતાર=કરનાર, પ્રભુ

કરાકર=(કર=કિરણ, આકાર=સમુદાય, જથ્થો ) કિરણોનો સમુદાય

કરાડ=પર્વતનો ઉંચો સીધો ભાગ, ભેખડ

કરાળ } =ભયંકર
કરાલ }

કરૂણાર્દ્ર=કરૂણા-દયાથી આર્દ્ર-ભીનુ પીગળેલુ.

કરંત=કરન્ત=કરતા-તી

કર્કશ=કઠોર

કર્ણ=૧ કાન ૨ વહાણનુ સુકાન.

કર્ણયવનિકા=કાનનો પડદો

કર્તવ્ય=ફરજ, કરવા લાયક, જે કરવુ જ જોઇએ તે.

કર્દમ=કાદવ.

કલકલ=અવ્યક્ત અવાજ, દૂરથી આવતો ધીરો અસ્પષ્ટ ઘોંઘાટ,

કલગી=છોગુ, પાઘડી-ટોપીમાં ખોસવામાં આવે છે તે

કલતા=કલકલ, અવાજ

કલાપ=૧ મોરપીંછ, ૨ જથ્થો

કલાપી=મોર.

કલામ=શબ્દ

કલિ=૧ કજીયો ૨ કલજુગ

કલહ=કજીયો

કલોલ, કલ્લોલ=૧ આનંદ, ઉમંગ, હર્ષ ૨ મોટાં મોજાં, લોઢ

કવવુ=કવિતા કરવી, કહેવુ

કવાસવા-કવા=પ્રતિકૂળ પવન-ખરાબ પવન સવ=અનુકૂળ પવન, સારો પવન

કવિત્વ=કવિ હોવાનો ગુણ, કવિતા કરવાની શક્તિ

કસબી=કસબવાળુ, હુન્નર કારીગરીવાળુ, હુશીયાર

કસવુ=કસોટી કરવી, મહેનત કરવી, ખૂબ ખેંચવુ મજબૂત કરવુ

કસાવુ=૧ કાટ ચઢી જવો, ખરાબ થઇ જવુ ૨ દુ:ખ વેઠવુ, કઠણ કામમા લાગુ રહેવુ સહન કરવુ કસોટીમાથી પસાર થવુ

કળના-કળવુ=જાણવુ.

કળાપ=જથ્થો, સમુદાય

કળાવુ=દેખાઇ જવુ

કળાશ=કળાનો ભાગ

કંચન=સોનું

કંથા=કન્થા-થીગડાંવાળી ધાબળી, ગોદડી, સન્યાસી રાખે તેવી ઝોળી

કંદર=કન્દર=ગુફા

કાછીઆ=શાકભાજી વેચનાર, બકાલી

કાજળકાળી=કાજળના જેવી કાળી

કાતિલ=કતલ કરનાર, ક્રૂર

કાનન=જંગલ, અરણ્ય

કાબિલ=હુશિયાર

કામિની=સ્રી

કામદેવ=મદન, અનંગ

કાય=શરીર

કારમી=કારમો=ભયંકર, બીહામણીણો, વિચિત્ર, અદ્ભુત

કારાગાર, કારાગ્રહ=બંદીખાનુ

કાર્પણ્ય=દૈન્ય, હલકાઇ

કાસાર=સરોવર

કાંત-કાન્ત-પ્રિયજન

કાંપવુ=ધ્રુજવુ

કિતાબ=પુસ્તક, ચોપડી

કિર=પોપટ

કિશોર=બાળક, પંદર વરસથી નાની ઉમરનો

કિંકરી=ચાકરડી
કીકી=૧ નાની-બાળક છોકરી ૨ આંખના ડોળાની વચમાં નાની કાળી ગોળ ટપકી હોય છે તે
કીટ=કીડો
કુછન્દી=ખરાબ લક્ષણવાળો, ખરાબ ટેવવાળો, તોફાની
કુટિલ=આડુ, કપટવાળુ, વાંકુ હઠીલો
કુટિલતા=કપટ, લુચ્ચાઈ, આડાઈ
કુઠારિ=કઠીયારા
કુણો=કુમળો, ઓછી ઉગ્રતાવાળો, કોમળ
કુતૂહલ=ઉત્કંઠા, કૌતુક, વિસ્મય
કુત્સિત=ધિક્કારવા લાયક, ખરાબ, નીચ
કુમારિકા=કુમારી, અવિવાહિત કન્યા.
કુલ=વંશ.
કુસુમ=ફુલ
કુસુમ વસન=ફુલરૂપી કપડાં
કુહર=ગુફા
કુક્ષિ=કૂખ, પડખુ
કુંજ=માડવો, લતાગૃહ વેલાઓથી ઢંકાયેલો મંડપ.
કુંભ-કુમ્ભ=ઘડો
કૂજવુ=કોયલનું બોલવુ, ટહુકો કરવો
કૂજન=ટહુકો કરવો તે
કૂમડો=વરવો, કદરૂપો
કૃતાર્થ=કૃતકૃત્ય, કર્તવ્ય જેણે કર્યું હોય તેવો
કૃતિ=કામ, કાર્ય,
કૃપણ=લોભી, હલકુ, નીચ
કૃષિક } =ખેડુત
કૃષિવલ }
કૃષ્ણ=૧ કાળુ ૨ પ્રભુનો આઠમો અવતાર
કેકા=મોરનો ટહુકો
કેકી=મોર
કોકિના=કોયલ
કોટિ=૧ કરોડ (ગણતરીમાં) ૨ છેડા ૩ આલિંગન ૪ વર્ગ
કોટિક=કરોડેક, લગભગ કરોડ, ઘણા
કોડ=હોંસ
કોડે=હોસે
કોલ=વચન
કોલાહલ=અવાજ, ઘોંઘાટ
કોશ=૧ ભંડાર ૨ તરવાર વગેરેનું મિયાન ૩ કમળ વગેરે ફુલનો ડોડો
કૌતુકકર્ષિ=કૌતુક ઉત્પન્ન કરનાર
કૌમુદી=ચાંદની.
ક્રાન્તિ=હુમલો, હરાવવુ તે હલ્લો
ક્રમ=૧ પગલુ કદમ ૨. રિવાજ

ક્રમે ક્રમે=ધીમે ધીમે.
ક્રુસ—ક્રૉસ-ખ્રીસ્તીઓના ધર્મનુ ચિન્હ
ખ=આકાશ
ખગ=પક્ષી.
ખચિત-ખચીત=નક્કી
ખગોળ=આકાશનો ગોળો
ખફા=ગુસ્સો, અકૃપા.
ખરજ=સંગીતમાના સાત સૂર માહેનો એક સૂર
ખંજર=કટારી
ખાક=ધૂળ
ખાપ=અરીસો
ખાર=કાટા
ખાળવુ=અટકાવવુ, રોકવુ
ખુટ=ખોટ=ખામી, ઓછપ, ન્યૂનતા
ખુશનુમા=સુખકારક, સુંદર
ખુન=૧ લોહી ૨ મારી નાખવુ તે
ખે=આકાશ.
ખેચર=પક્ષી
ખેશી=સગા
ખો=૧ નાશ ૨ ટેવ, આદત ૩ ગુફા, બખોલ
ખોફ=બીક
ખોળ=શોધ
ખ્યાત=જાણીતુ, પ્રસિદ્ધ
ખ્યાલ=વિચાર તર્ક
ખ્યાલી=વિચારવાળા
વિપરીત ખ્યાલી=વિપરીત ખ્યાલ કરનાર
ખ્વાબ=સ્વપ્ન
ગગણવુ=ગણગણવુ
ગગન=ગગણ=આકાશ
ગગનાગણ=આકાશરૂપી આંગણુ
ગજ=હાથી
ગજગતિ=હાથીના જેવી ચાલ
ગજગામિની=હાથીના જેવી ચાલ જેની હોય તે સ્ત્રી ગંભીર, ઝુલતી મદભરી જોનારને ભવ્ય અને અસરકારક છાપ પાડે તેવી ચાલ
ગણિતિ=ગણના
તિ=૧ ચાલ, ૨ અવસ્થા, ૩. પહોચ ૪ સમજ
ગતિમાન=ગતિવાળુ, ચાલતુ
ગભરૂ=સંસારની ખટપટ ભરી રહેણી કરણીનુ જેને ભાન ન હોય તેવો, ભોળો, નિષ્કપટ મનવાળો, કપટ શુ હશે તે જે જાણતોજ ન હોય તેવો
ગભીર=ગૌર, ઉંડુ, જે જોઇ વિસ્મય અને ભવ્યતાની અસર થઇ આવે તેવુ
ગરક=ડૂબી ગયેલુ, લીન થઇ ગયેલું.

ગરવા='ગરવો'નું બહુ વચન
ગરવી=મોટી, ભારે ( નારીજાતિ )
ગરવો=મોટો, ભારે ( નરજાતિ )
ગરીયસી='ગરવી'નુ એક રૂપ વધારે મોટી બે વસ્તુની સરખામણીમાં એકનાથી બીજી વધારે મોટી છે એમ કહેવુ હોય ત્યારે વધારે મોટી માટે 'ગરીયસી' શબ્દ વપરાય
ગર્જન=ગર્જવુ તે
ગર્જના=ગર્જતાં જે અવાજ થાય તે
ગર્વ=અભિમાન, અહંકાર.
ગર્વિષ્ટ=અભિમાની
ગલત=ખોટુ, જૂનુ, ન માનવા જેવુ
ગહન=અગમ્ય, ઉંડુ, ન સમજી શકાય તેવુ
ગહ્વર=ગુફા
ગંધવતી=ગંધવતી=પૃથ્વી
ગંધર્વ=ગંધર્વ=સ્વર્ગના ગાનારાની એક જાત
ગાડલી=નાની ગાડી.
ગાંડીવ=ગાણ્ડીવ=અર્જુનના ધનુષ્યનુ નામ
ગાથ } ગાથ=ગાયન, વેદનો ન હોય
ગાથા } તેવો ધર્મ વિષયક છંદ
૨ પ્રાકૃત ભાષા ૩ પ્રાકૃતમાં લખાયેલી કવિતા
૪ સાધારણ ધર્મવિષયક કથા=વાર્તા (ગાથ-ગાથા બન્ને વાર્તા-કથાના અર્થમાં હવે વપરાય છે)
ગાત્ર=શરીરના અવયવ, શરીર
ગાન=ગાવુ તે, ગાયન
ગાન=યોગ=ગાયનનો=ગાનનો યોગ ( યોગ એટલે એક વાતમાં તલ્લીનતા=એકાગ્રતા ) ગાનમા મશગુલ થઇ જવુ તે
ગાન સંગમ=ગાયનનો સંગમ, બે ગાનારાનાં ગાન એક રૂપ થઇ જાય તે
ગાભ=ગર્ભ
ગિર્વાણુ=સંસ્કૃત ભાષા
ગુજારવુ=૧ વીતાડવુ, સુખ દુઃખ અનુભવવાં ૨ કાઢવુ, ગાળવુ ૩ દિવસ કાઢવા જીવવુ
ગુણ=૧ કુદરતી ખાસીયત ૨ સારી વખાણવા લાયક ટેવ ૩. દોરી
ગુપ્ત=છાનુ, છૂપેલુ
ગુરૂ=૧ શિખવનારો, ભણાવનાર. ૨. ( વિ ) મોટો
ગુરૂજન=વડીલ, મોટેરાં
ગુલ=ગુલાબનુ ફૂલ
ગુલતાન=ગમડનો, આગોટતો, લીન, મગ્ન

ગુલમ્હોર=લાલ ફુલવાળુ એક ઝાડ, જેને જેઠ–અસાડમા ફુલ આવે છે
ગુલ્મ=ઝાડી, ઝાડનો ઝુડ, વેલીયાનો ઝુડ
ગુહા=ગુફા, કોતર, બખોલ
ગુહ્ય=ખાનગી, છૂપુ રહસ્ય
ગુંજ= ૧ ગણગણાટ, ૨ અવ્યક્ત, અસ્પષ્ટ, ઝીણો અવાજ
ગુંજારવ=ગણગણાટ
ગુંફિત=પરોવેલ, ગુંથેલ ( માળાની પેઠે )
ગુઢ=છુપુ, સંતાઇ રહેલુ, ઉંડુ, ગહન, અગમ્ય
ગેબી=ખબર ન પડે તેવી રીતે થતુ, અદ્દભૂત
ગેંદ=દડો
ગોખ=વેશમાં બહાર નીકળતી બારી
ગોઝારૂ=જ્યા ખુન કે લોહી લોહાણ ચયલ હોય તેવી જગા ગોઝારી, હત્યારૂ, ખુન થયેલ હોય તેવુ
ગોદ=ખોળો, પાસુ, પડખુ
ગોઠડી=વાતચીત
ગોત્ર=કુટુંબ, કુળ, નામ
ગોપિકા=ગોપી વ્રજમાંની ગોવાલણ
ગોપ્તા=રક્ષણ કરનાર
ગોરસ=ગાયનુ દહી દુધ
ગોષ્ઠી=વાતચીત

ગ્રસાઓ=ગ્રસાવુ=ખવાઇ જવુ, કોળીયો થઇ જવુ હારી જવુ, મુંઝાઇ જવુ.
ગ્રહ=૧ નવ ગ્રહમાંનો એક ૨. પકડવુ તે
ગ્રંથિ=ગ્રન્થિ=ગાંઠ
ગ્રામ=ગામ
ગ્રાસ=કોળીયો
ગ્રાસી=ગળી જનાર
ગ્રીવા=ડોક, ગરદન
ઘચુમલો=ઘચુમલો=જથ્થો, ભેગુ થઈ જવુ તે
ઘન=૧ વાદળુ. ૨ ઘેરૂ, ગીચ ભરેલુ
ઘનદળ=વાદળાનો જથ્થો
ઘનરાજી=વાદળાની હાર
ઘમસાણ=જુદ્ધ, તોફાન, ગડમથલ. ભેળસેળ થઇ જવુ અસ્તવ્યસ્ત થઇ જાય તે
ઘાત=હત્યા, મારવુ તે, ખૂન
ઘાતક=મારી નાખનાર ખુની
ઘોરે=ઘોરવુ=ઉંઘમા અવાજ કરવો તે. ગભીર ઘેરો મોટો અવાજ થાય તે ઉદા૦ સાગર ઘોરે છે
ઘોષ=અવાજ.
ઘોષણા=પુકારીને કહેવુ તે
ચકચકવુ=ઝગઝગ થવુ, ઉજળો પ્રકાશ પાડવો

ચકિત=વિસ્મિત, આશ્ચર્ય પામેલુ, છક્ક=અજબ=થયેલુ
ચકોરી કુળ=ચકોર પક્ષીનું ટોળુ
ચક્રગતિ=ગોળ ગોળ ચક્ર પેઠે=ફરતી ગતિ
ચતરંગ=૧ ચાર ભાગવાળુ ૨ સાભળીને ખુશ થઈ જઇએ તેવુ ૩ એક જાતનુ વાજુ
ચપળા=વીજળી,
ચમન=બગીચો.
ચરખો=સચો, ઘટી
ચરાચર=ચર=ચાલે તેવુ, જગમ, અચર=સ્થિર આખુ જગત, સૃષ્ટિ
ચલ=ચલાયમાન
ચલિત=ચાલેલુ, ચાલતુ
ચશચશી=ચુસી, ચશ ચશ અવાજ કરીને, ચૂસીને, ચશ ચશ અવાજ થાય તેવી રીતે-હોસથી-પીને
ચળે=ચળવુ=ચલિત થવુ, ફરી ખરી જવુ
ચળક બુંદ=ચળકતા ટીપા
ચળકંત=ચળકન્ત=ચળકતા
ચચળતા=ચાલાકી, ચપળતા
ચડ=ઉગ્ર, તીવ્ર, ગરમ
ચડુલ=એક જાતનુ પક્ષી
ચચુ=ચાંચ
ચદા= ચદ્રમા,
ચાતક=એક જાતનું પક્ષી—જે મેઘમાંથી પડતું જળ જ માત્ર પીએ છે એમ કહેવાય છે
ચાપ=કામઠુ, ધનુષ્ય
ચારૂ=સુન્દર, સારૂ
ચારૂતા=સૌન્દર્ય
ચારો=ગાય ભેસ ચરે તે
ચાલક=ચલાવનાર, ગતિ આપનાર.
ચાદની=ચદ્રિકા, કૌમુદી
ચિત્ર=૧ તસવીર, છબી, ૨ વિચિત્ર અદ્ભૂત, વિસ્મય પમાડે તેવુ
ચિત્રક=ચીતારો, ચીતરનાર
ચિત્રકાર=ચિત્ર કાઢનાર
ચિબુક=હડપચી
ચીલો=ચીલા=ગાડાં ચાલવાથી પડી રહેતા માર્ગ, ધરડ
ચિર=લાબા વખતનુ, લાંબો વખત ટકે તેવુ
ચિન્તનાત્મક=ચિન્તન=વિચાર જેમા કરવો પડે=થાય છે તેવુ
ચેન=આરામ, શાન્તિ, મોજમઝા
ચેષ્ટા=ચાળા, વિનોદ, રમતગમત
ચોરગ્રાહક=ચોરને પકડનાર
છજાવ=વ્યાપી રહો, છાઇ રહો
છતાં=દૃષ્ટિગોચર, ખુલ્લુ છતુ છતી, છતો છતા છતોનુ બહુવચન
છદ=પાંદડુ

છબીલુ=સારી છબીવાળુ, સુન્દર, ખુબસુરત
છળીને='છળવું'નું અવ્યયકૃદત
છળવુ=ઠગવુ, છેતરવુ
છદ=કવિતાના જુદા જુદા મેળ પ્રમાણે થતી જુદી જુદી રચના, કવિતા
છાઇ=ઢાંકીને
છાજવુ=૧ શોભવુ, ઘટિત હોવુ, ૨ ઢાંકી દેવુ
છાય=૧ છાયા ૨ ઢાંકી દે
છેદવુ=કાપવુ
છોળ=પાણીનુ મોજુ
છોળડે=પાણીની છોળનો-મોજાનો-ઠેલો-ધક્કો-હડસેલો-લાગવાથી
જકિલો=હઠીલો, જક કરે તેવો
જગતવદ્ય=જગતને વદવા લાયક
જગદ્ધરા=જગતને ધારણ કરનાર
જગપિત=જગતના પિતા
જટિલ=જટાવાળો
જઠર=પેટ, હોજરી
જડ=૧ નિર્જીવ, ૨ જાડી બુદ્ધિનુ, ઠોઠ, કમ અકકલ
જડતા=ઠોઠપણુ, કમ અક્કલ હોવાપણુ
જડમણિ=ચન્દ્રકાન્તમણિ જે જડ-નિર્જીવ છે
જડવત્=જડ, નિર્જીવ જેવુ
જતન=રક્ષણ, સભાળ
જનની=માતા, જનેતા
જનપદ=૧ દેશ, ૨ જ્ઞાતિ કે કુળ સમુદાય ૩ એક દેશમા રહેનારા લોકો
જમાવવુ=એકત્ર કરી દેવુ, ભેગુ કરવુ
જયધ્વજ=જય-જીત-બતાવનાર વાવટો
જયિની=જીતવાળી
જરકશ=જરકશી=કસબી ભરતવાળુ
જરઠ=ઘરડપણુ
જરારૂઢ=વૃદ્ધ, ઘરડો
જલચર=પાણીમાં રહેનારા પ્રાણી
જલદ=વાદળુ
જલદોદર=વાદળાની અદરનો ભાગ
જલધરા-જલધર=વાદળુ
જલધિ=દરિયો, સમુદ્ર
જવ=વેગ
જવનિકા=પડદો
જહા=દુનિયા
જગ=લડાઇ યુદ્ધ
જન્તુ=જન્તુ { જીવડુ, જીવડા, ક્ષુદ્ર, હલકાં પ્રાણી
જન્તુડા=જન્તુઓ { જીવડુ, જીવડા, ક્ષુદ્ર, હલકાં પ્રાણી

જંબુ-જમ્બુ-જમ્બુદ્વીપ-મેરૂ પર્વતની આસપાસ આવી રહેલા સાત ખંડમાના એક ખંડનુ નામ, હિન્દુસ્થાનને માટે તે નામ છે એમ મનાય છે

જંપવુ-જમ્પવુ=શાન્ત થવુ, નિરાંત વાળવી, શાન્ત થઇ બેસી રહેવુ

ઝાળ જંપે=ઝાળ હોલાઈ જાય

જાન=હાનિ, નુકસાન

જીવન } =જીંદગી
જીવિત }

જુગ=૧ ચાર જુગ માહેનો એક ૨ લાંબો કાળ ૩ જોડુ, જોટો

જ્યાદે=વધારે

જ્યોતિ=પ્રકાશ, તેજ

જ્યોતિગણ=આકાશ માહેના ગ્રહો, ઉપગ્રહો, તારાઓ વગેરેનો સમુદાય

જ્યોતિષી=જ્યાતિષ વિદ્યા જાણનાર જોશી

જ્યોત્સ્ના=ચંદ્ર તેજ, ચાદની, કૌમુદી

જ્યોત્સ્નિકા=ચાદની, ચંદ્ર પ્રકાશ

ઝગારે=ઝગઝગ થઇ રહે

ઝાપટી= લુગડાની કોરથી અગર પવનના સપાટાથી મારવુ તે, ઝાપટવુ

ઝબાકો=ચમકારો, ઝબકારો, ઝબુકો વચમા જરા રહી જઇ જે પાછો ચળકાટ મારતો પ્રકાશ થાય તે વિજળીનો ઝબાકો

ઝબુકવુ=પ્રકાશવુ, ચમકારા થવા, જરા જરા વાર અટકી જઈ ચળકાટ થાય, પ્રકાશ થાય તે.

ઝબોળવુ=બોળી દેવુ પ્રવાહીમા ડુબી જાય તેમ નાખવુ, અને પાછુ કાઢવુ

ઝમતી-ઝમવુ=જરા જરા ટીપે ટીપે ગળાઇને ઉતરવુ

ઝરણી=પાણીનુ નાનુ સરખુ વ્હેળીયુ

ઝર્ઝર—પાણી કે પવનનો ઝર ઝર એવો અવાજ થાય તે

ઝલક=તેજ, ચમકાર, પ્રકાશ, ખુબી

ઝલે=ઝલક, ચમકારાવાળો પ્રકાશ

ઝંકારવુ=ઝમઝમ અવાજ કરવો

ઝંખવાયુ=ઝાંખુ પડી ગયુ

ઝંખા=ઝંખના, ચિંતાભર્યું સ્મરણ

ઝંઝાવાત=વટોળીયો

ઝીણુ ઝીણુ=બહુ ઝીણા, ઝીણા ઝીણા

ઝુઝવુ=ઝુમવુ, લડવુ

ઝુલે=હીંચકા ખાય, ઝુલતી દેખાય

ઝુરવુ-વિરહથી ક્ષીણ થઇ જવુ, ચિંતાથી-વિરહની ચિંતાથી દુખી થવુ

ટીપ=સંગીતના સ્વર માહેનો એક સુર.

ટુંક-ટુંકો=પર્વતની ટેકરી

ઠાર=ઠરી જવાય તેવી ટાઢ

ઢીજાય-ઢીજાવુ=ટાઢથી ઠાગરી જવુ, અક્કડ થઇ જવુ

ઢુ ખ=રોપવાની કલમ, જે ડાળ વાવવાથી રોપ થાય તે ડાળ કે ડાખળી

ડોલત=ડોલતા

ઢ ગ=રીતભાત, સારી વર્તણુક, દેખાવ જે બાહ્ય દેખાવ, રીતભાત, વગેરેથી સારી રીતભાત કે સારૂ ખરાબ જણાઇ આવે છે તે રીત ટેવ, દેખાવ

તકાવુ-તકાવવુ=નજર રાખી જોયા કરવુ, લાભ માટે રાહ જોયા કરવી

તટ=કિનારો

તડિત=વીજળી.

તત=વિસ્તાર પામેલુ

તતિ=વિસ્તાર

તત્ત્વ=૧ ખરૂ સત્ય ૨. સાર ૩ પચીસ તત્ત્વ માહેનુ કોઈ

તદપિ=તોપણ

તદ્રુપ=બરાબર તેના જેવાજ રૂપવાળુ તાદૃશ

તનહા=એકલો

તપતુ='તપવુ'નુ એકરૂપ તપવુ-ગરમ થવુ તપવુ=તપ કરવુ

તપ્ત=ગરમ થયેલ, તપેલ.

તબલચી=તબલા વગાડનાર.

તમ=૧ તમે તુનુ બહુવચન ૨ અ ધારૂ.

તમમય=તમારામય, અ ધકારમય

તમરાજ=અ ધકારનુ રાજ, ગાઢ અ ધકાર

તમિસ્રા= (વિ) અ ધારૂ

તમિસ્રા=રાત્રિ

તરણ-તૃણ=ખડ, ઘાસ

તરણી=મછવો

તરલ=ચ ચળ, અસ્થિર

તર ગ=૧ વિચાર ૨ મોજુ (દરિયાનુ)

તરૂ=ઝાડ

તરૂયૂથ=ઝાડનો ઝુ ડ

તર્જશે=તિરસ્કાર કરશે

ત તુ-તન્તુ=તાતણો.

ત બુર=ત બુરો

તુ પે=તારા ઉપર

તલપવુ=તલપાપડ થવુ, આતુરતાથી ઉપર તળે થઈ રહેવુ

તલસે=ઝ ખે.

તલ્લીન=તન્મય, મશગુલ, નિમગ્ન, ગર્ક થયલુ

તલસ્પર્શી=તળાને અડનાર ઉડા ઉતરનાર

તાન=૧ ગાવામા અમુક સ્વરો લબાણી પલટો મારવો તે ૨ મસ્તી ૩. છદ, નાદ

તાપસ=તપસ્વી, તપ કરનાર

તામડીસુ=તામડાનુ બહુ વચન, દુધ લેવાની વટલોઈ

તામસ=તામસી, તમોગુણવાળુ

તિમિર=અધારૂ

તિમિરોદર=અધારાનુ પેટ-ખુબ અધારૂ હોય તેવી જગા, અધારાનુ મધ્ય

તિરોહિત થવુ=દેખાતા બધ થવુ

તિવ્ર=આકરૂ, તીક્ષ્ણ, અણીયાળુ

તીક્ષ્ણ=અણીવાળુ, બહુ લાગે તેવુ

તુચ્છકારવુ=તિરસ્કાર કરવો, હલકુ ગણવુ

તુતક=વહાણના જે ઉપલા ભાગમા બેસવા જેવુ કરેલુ હોય છે તે ભાગ

તુષ્ટિ=સતોષ

તુહિનાચલ=હિમાલય

તૃષા=તરસ

તૃષાર્ત=તરસથી પીડાતો

તેજમય=તેજવાળી

તોરણ-શુભ અવસરે આબા તથા આશોપાલવના પાન બારણાના ઉપલા ભાગે બાધવામા આવે છે તે

તોલ=વજન, આબરૂ, ભાર, બોજ

ત્રપતુ=તૃપ્તિ પામતુ

ત્રયી=ત્રણનો સમુદાય

ત્રાડ=મોટી બુમ, સિહ વાઘ વગેરેના હોકાટ, ગર્જના

ત્રાહિ=બચાવો, રક્ષણ કરો

ત્રિકાળ=ત્રણે કાળ-ભૂત, વર્તમાન, ભવિષ્ય

ત્રિખડ=ત્રણ ખડ, એશિયા, આફ્રિકા, યુરોપ

ત્રિગુણ=ત્રણ ગુણ, સત્ત્વ, રજસ, તમસ

ત્રિપુટી=ત્રણનો સમુદાય

ત્રિવેણી=નદીના પાણી જ્યા સગમ પામે તે સ્થાન

ત્વન્મય=તુમય

થર=ઉપરાઉપર ગોઠવેલી વસ્તુઓની એક સપાટ હાર

થભવુ=થભી-અટકી જવુ, સ્થિર થઈ રહેવુ

થાળે-થાળુ=ચોરસ અથવા તો ગોળ અને જરા ઉચો કરેલો ભાગ-જેને કઈ રાખવા માટે ઉચો કરવામા આવ્યો હોય તે, થાળુ-કુવાની ફરતુ કરેલુ ચણતર

થિર=સ્થિર

થીજાય=ઠીજાય, થીજી જાય, ઠાગરી જાય

થોક=જથ્થો

થોકેથોક=ઢગલે ઢગલા

દખલ=વચમા આવવુ તે, ધડમથલ, હરકત, અડચણ

દનુજ=રાક્ષસ

દબી=દબાઇને, કચગાઇને
દમકતી–દમકવુ=પ્રકાશવુ, તેજ મારવુ, ઝબુકવુ
દમન–સતાવણી, દુ ખ દેવુ તે, જુલમ
દમબદમ=શ્વાસોચ્છ્વાસ
દમવુ=દુ ખ દેવુ, જુલમ કરવો
દમામ=દબદબો, ભપકો, શોભા
દયાકરા=દયા કરનારા
દયિત–દયિતા=વ્હાલુ, વ્હાલી
દરિયાવ=દરિયો દરિયા જેવુ
દર્પણ=અરીસો, આરસી
દર્શનાર્ત=દર્શન માટે પીડાતુ, દર્શન કરવા માટે આતુર
દલ=પાદડુ, પાખડી,
દળ=૧ જાડાઈ ૨ સૈન્ય, લશ્કર ૩ જથ્થો ૪ પાદડુ, પાદડી
દહન=બાળવુ તે
દહ ત–દહન્ત=બળતુ
દક્ષ=હુશીયાર
દાનવ=રાક્ષસ
દામની=વિજળી
દારા=સ્ત્રી, પત્ની, ઓરત
દારુણ=આકરુ, બીહામણુ, ભયાનક, ઉગ્ર
દાવાનળ=જ ગલમા બળતો અગ્નિ
દાહ–આગ=શબને બાળવા આગ્નિ મૂકવો તે ‘દાહ દેવો’ કહેવાય છે
દાક્ષિણ્ય=૧ વિવેક, સભ્યતા, ૨ પુરુષનુ પોતાની પ્રેમપાત્ર તરફનુ માન ભર્યુ વર્તન, આશકની માશુક પ્રત્યેની નમનતાઇ, વિવેકભરી સલુકાઈ
દક્ષિણાત્ય=દક્ષિણ દિશા તરફથી આવતો
દિક્પ્રાન્ત, દિગન્ત =દિશાના છેડા
દિગન્ત વ્યાપી=દિશાના છેડાઓ સુધી વ્યાપી રહેનાર, બહુજ પ્રસરી ગયેલ
દિદીપી રહો–બહુજ દીપી–અતિ પ્રકાશથી ઝળઝળીત થઈ રહો
દિનચર્યા=દિવસમા કરવાનુ કામકાજ.
દિનનાથ, દિનમણિ, દિનેશ =સૂર્ય
દિલબર=પ્રિયજન, સનમ, પ્રેમપાત્ર
દિવાકર=સૂર્ય
દિવ્ય=સ્વર્ગીય, અલૌકિક
દિવ્યાગના=અપ્સરા, સ્વર્ગની સ્ત્રી.
દિશ=દિશા
દીદાર–દિદાર=ચ્હેરો સુરત
દીપાવે=પ્રકાશવાળુ બનાવે.

